# અડધે રસ્તે

કનૈયાલાલ માણેકલાલ મુનશી

પ્રકાશક
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો, અમદાવાદ

# આમુખ

'**અડધે રસ્તે**' આજે પ્રગટ થાય છે. એમાં ૧૯૦૬ સુધીનાં મારાં સંસ્મરણો છે. આશા છે કે ગુજરાતને એ વાંચવાયોગ્ય લાગશે.

**કનૈયાલાલ મુનશી**

# અનુક્રમણિકા

# કનૈયાલાલ માણેકલાલ મુનશી લિખિત પુસ્તકો

**અંગ્રેજી**

Early Aryans in Gujarat 1-0-0
Gujarat and Its Literature 6-0-0
I follow the Mahatma 2-8-0
Akhand Hindustan (In Press)

## નવલકથાઓ

**સામાજિક**

વેરની વસુલાત ૩-૦-૦
કોનો વાંક? ૨-૮-૦
સ્વપ્નદ્રષ્ટા ૨-૮-૦
સ્નેહસંભ્રમ ૧-૪-૦

**ઐતિહાસિક**

જય સોમનાથ ૩-૦-૦
પાટણની પ્રભુતા ૨-૮-૦
ગુજરાતનો નાથ ૩-૦-૦
રાજાધિરાજ ૩-૮-૦
ભગવાન કૌટિલ્ય ૨-૮-૦
પૃથિવીવલ્લભ ૧-૧૨-૦

**પૌરાણિક**

લોપામુદ્રા ૧-૦-૦
(પ્રથમ ખંડ: વિશ્વરથ)

## નાટકો

**સામાજિક**

કાકાની શશી ૧-૪-૦
સ્નેહસંભ્રમ ૧-૪-૦
બ્રહ્મચર્યાશ્રમ ૦-૮-૦
પીડાગ્રસ્ત પ્રોફેસર ૧-૪-૦
સામાજિક નાટકો ૧-૧૨-૦
[વાવાશેઠનું સ્વાતંત્ર્ય, બે ખરાબ જણ, આજ્ઞાંકિત]

**ઐતિહાસિક**

ધ્રુવસ્વામિનીદેવી ૧-૪-૦

**પૌરાણિક**

પૌરાણિક નાટકો ૧-૧૨-૦
[પુરંદર—પરાજય, અવિભક્ત આત્મા, તર્પણ, પુત્રસમોવડી]
લોપામુદ્રા: ખંડ બીજો અને ત્રીજો ૨-૦-૦
[શાંબર કન્યા અને દેવે દીધેલી]
લોપામુદ્રા ખંડ ચોથો ૧-૮-૦
[ઋષિ વિશ્વામિત્ર]

## ટૂંકી વાર્તા

નવલિકાઓ [મારી કમળા અને બીજી વાતોની નવી આવૃત્તિ] ૨-૦-૦

**રંગદર્શી જીવનચરિતો**

નર્મદ-અર્વાચીનોમાં આદ્ય ૧-૪-૦
નરસૈંયો-ભક્ત હરિનો ૧-૮-૦

**આત્મકથા**

શિશુ અને સખી ૧-૮-૦
અડધે રસ્તે ૩-૦-૦

**સાહિત્ય-વિષયક અને પ્રકીર્ણ ગ્રંથો**

થોડાંક રસદર્શનો: ૨-૦-૦
સાહિત્ય અને ભક્તિનાં કેટલાક લેખો ભા. ૧-૨ ૩-૮-૦
ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને આદિવચનો ૨-૮-૦
ગુજરાતની અસ્મિતા ૧-૯-૦
ગુજરાતના જ્યોતિર્ધરો ૧-૦-૦

# વંશવૃક્ષ*




* આ વંશવૃક્ષમાં માત્ર આ ગ્રંથમાં જે જે વ્યક્તિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેમનાં જ નામો ગણાવવાની મર્યાદા સ્વીકારી છે.

# ૧

સંવત ૧૯૪૪ના પોષ માસની પૂર્ણિમાએ બપોરે બાર વાગ્યે હું ભરૂચમાં જન્મ્યો. તે દહાડે ઈ. સ. ૧૮૮૭ના ડિસેંબરની ૨૯મી તારીખ હતી કે ૩૦મી, તેની મને ખાતરી નથી. હું ચાલીસ વર્ષનો થયો ત્યાં સુધી મારો જન્મદિવસ ૨૯ મીએ પાળવામાં આવતો. પછી મેં પંચાંગ જોઈ શોધી કાઢ્યું કે પૂનમ ૩૦ મીએ આવે છે. અને ત્યારથી મારો જન્મદિવસ ૪૮ કલાકનો પળાવા લાગ્યો.

પણ ઈ. સ. ૧૯૩૧માં 'સત્યસંહિતા' નામના પુરાણા તાડપત્રના ગ્રંથમાં મારું જાતક વાંચ્યું ત્યારે હું જન્મ્યો તેની મને નવાઈ લાગી હતી, તે ચાલી ગઈ. સેંકડો વર્ષો પર સત્યાચાર્યે એ વાત જાણી લીધી હતી:

सुरासुरेज्यौ यदि कोणयातौ धराधिपे सोमसुते धनुष्ये ।
वध्वि धराजे मिथुने शशांके मंदे कुलीरे झषलग्नजातः ॥

*　　　*　　　*

गृहखवसुशशांके याति शाके च वर्षे दिनकृति गतचापे पूर्णिमायां तिथौ च ।
भृगुसुतदिवसे वै मीनलग्ने प्रजातः बहुधनबहुभोगी न्यायदर्शी समर्थः ॥

અંગ્રેજ સરકારની માફક હું પણ કહી શકું: તોબા છે હિંદના આ બ્રાહ્મણોથી! મને જન્મવાનું સ્વાતંત્ર્ય પણ ન રહેવા દીધું! આ રીતે હું 'હું'

નથી; હું માત્ર ગણિતશાસ્ત્ર ને જ્યોતિષશાસ્ત્રનો નાનો નિર્જીવ બુદ્‌બુદ છું. રામ રામ!

૨

મુનશીના ટેકરા પર આવેલા 'નાના ઘર'માં હું જન્મ્યો હતો. મુનશીનો ટેકરો ધોરી રસ્તા પર આવેલો છે, અને હાલ મુનશી સ્ટ્રીટના વિદેશી સ્વાંગમાં પોતાનો સ્વદેશી આત્મા ઢાંકી રહ્યા છે.

પચાસ વર્ષ પહેલાંના ભરૂચી ભાર્ગવ બ્રાહ્મણની દૃષ્ટિએ આ ટેકરો સૃષ્ટિમાં ઘણું મહત્ત્વનું સ્થાન ભોગવતો હતો: ગ્રીકોની દૃષ્ટિએ 'પાર્થેનોન' અને રોમનોની દૃષ્ટિએ 'પેલેટીનેટ હીલ' હતાં એવું જ કંઈક. એના પર મુનશીઓ પાકતા. ટેકરાવાસીઓનો મિજાજ ઓર ગણાતો. ટેકરાની કન્યા પરણવા ઉત્સાહી ભાર્ગવ-યુવક ઘેલો બનતો; અને કેટલાક યુવકો એ કાર્ય સાધ્યા વિના દેહ છોડી ગયા હોવાથી, 'પરણવી તો ટેકરાની કન્યા' એ પ્રયોગ અમારી ભાષામાં कार्यं माधयामि देहं वा पातयामि એ અર્થમાં વપરાતો. ટેકરાના કૂવાનું પાણી ઝનૂન લાવનાર મનાતું. તીખો માણસ ગર્વથી કહેતો: 'મેં પણ ટેકરાના કૂવાનું પાણી પીધું છે, હો!'; અને ઢીલાપોચા માણસને મિત્રો કહેતા: 'તને તો ટેકરાના પાણીએ નવડાવવો જોઈએ.' અને હજી ટેકરા જોડે ચાર પેઢીએ સંબંધ ધરાવનાર કહે છે: 'મને છેડતો નહીં, મારામાં ટેકરાનું પાણી

છે, હોં!' અને સામો માણસ કહે છે: 'બાપ! તારાથી તો તોબા. તારામાંથી હજી ટેકરાનું પાણી ગયું નહીં.' તંબાકુને એ પાણીથી પાનો ચડાવવામાં આવે છે એ વાત ભરૂચની પ્રજામાં અને ત્યાં બનતી બીડીના શોખીનોમાં મશહૂર છે.

ખરું જોતાં, ટેકરો એક નાનકડી શેરી છે. એમાં એક તરફ ચાર મકાન છે, બીજી તરફ ત્રણ છે અને વચ્ચે એક કૂવો છે. એ ટેકરો છે તે પણ એકદમ સમજાય એમ નથી; કારણ કે આગળના રસ્તાથી એ બહુ ઊંચો નથી. આ રહેઠાણમાંથી છેલ્લાં દોઢસો વર્ષથી મુનશીઓ—જેમ કોઈ ટેકરા પર રહેતા વનચરો ઊતરી આવે તેમ—કમાવા, લડવા, ન્યાત પર રાજ્ય ચલાવવા ઊતરી આવતા. વરાળથી, તારથી ને એરોપ્લેનથી પૃથ્વી સાંકડી થઈ ગઈ નહોતી, પાશ્ચાત્ય વિદ્યાથી બુદ્ધિની ક્ષિતિજ પૃથ્વી ને ગ્રહોની પેલે પાર ચાલી ગઈ નહોતી, કૌટુંબિક ગર્વની 'ગોમતિદાદાના ગૌરવ'[1] જેવી દુષ્ટ ઠેકડી કરનાર મારા જેવા ક્ષીણ અવશેષ હજુ પાક્યા નહોતા, ત્યારે-ત્યારે મુનશીનો ટેકરો સૃષ્ટિનું કેન્દ્ર હતો.

ટેકરાની સામે, રસ્તાની પેલે પાર, ભૃગુ-ભાસ્કરેશ્વરનું દેરું આવ્યું છે. પણ થોડા જ માણસો એનું ખરું નામ જાણે છે. એનું સર્વમાન્ય નામ 'નવું દેરું' છે. બસેં વર્ષ થયાં એ 'નવું' છે, ને જીર્ણ

૧. શ્રી. મુનશી : મારી કમલા અને બીજી વાર્તાઓ.

ભરૂચ ઘસાઈ જશે ત્યારે પણ એ 'નવું' જ રહેવાનું. એ ભાર્ગવ બ્રાહ્મણોનું મથક છે—'કૅપીટલ' છે—'પાર્લામેન્ટ હાઉસ' છે. એમાં ન્યાત મળે છે. અમારા દરેક વરઘોડા ત્યાં આગળથી જાય છે. એમાં ન્યાતના ઇષ્ટદેવ છે. એને ઓટલે ગાગરિયા ભટ કથા કરતા. એના પગથિયા પર બેસી ભાર્ગવ યુવક બીડી પીતાં શીખતા. એના કૂવામાં, સંસારથી કંટાળેલી ભાર્ગવ સ્ત્રીઓ પતિરાજને વશ કરવા, પગ લટકાવી બેઠેલી જાણમાં છે. એમાં રહેતા વિદ્યાર્થીઓના મંત્રોચ્ચાર હજુ મને સંભળાય છે. એના ગણપતિનાં દર્શન કરી મેં અનેક કાર્યો આરંભેલાં. એના હનુમાનને તેલ અને લાલ શાહીએ શ્રીરામ લખેલા કાગળો ચડાવી પરીક્ષા પાસ કરવાનો મેં પ્રયત્ન કરેલો. અમારા ઘરના છજામાં બેસી, એનો લીમડો જોઈ જોઈ, વન-ઉદ્યાનની કલ્પનાઓ કરી કરી, મેં વર્ષો સુધી આનંદ માનેલો. તેમાં વસતાં મયૂરમયૂરીઓ એ છજાની સામેના છાપરા પર સવારસાંજ ફરવા આવતાં અને એકલા બેઠા મેં એમની મૈત્રી સેવેલી. છેક નાનો હતો ત્યારે, સરસ્વતી મને એમની મારફતે વિદ્યા મેળવવાના સંદેશા મોકલતી એમ હું માનતો. એ મિત્રોને હું સારી રીતે ઓળખતો હતો, અને તે મને પણ ઓળખતાં, એમ હું માનતો. એક બે તો નીડર બની પાસે આવતાં. મારાં એ પ્રિય સ્વજનો તો ચાલી ગયાં હશે. એમના હાલ જીવતા વંશજો મેં જોયા નથી, એમણે મને પણ નહિ જ જોયો હોય.

'જીર્ણ મંદિર'[1] લખાયું તે વખતે હું આ 'નવા દેરા'રૂપ થઈ ગયો હતો. મુસાફર એના જ પગથિયા પર બેઠેલો મેં કલ્પના વડે જોયેલો.

આ ભૃગુભાસ્કરેશ્વરના મંદિરની સ્થાપના ભાર્ગવોએ કેમ કરી એ જાણવા જેવું છે. ભરૂચમાં પેશવાઈ હતી ત્યારે કોંકણસ્થ બ્રાહ્મણ ભાસ્કરરાવ સૂબા હતા. આ સમય પહેલાંથી ભરૂચી ભાર્ગવો અને દક્ષિણી ચિતપાવન બ્રાહ્મણો વચ્ચે લગ્નવ્યવહાર ચાલુ હતો. આ તરફ બ્રાહ્મણવાડો હતો—ને સામે મુસલમાનવાડો હતો. બે વચ્ચે તકરાર થઈ કે આ જગા કોની? મુસ્લિમો કહેતા કે, 'આમાં અમારી કબરો છે.' ભાર્ગવો કહેતા કે, 'આમાં અમારા ઇષ્ટદેવતાનું લિંગ છે.' સૂબાસાહેબે કહ્યું: 'ઠીક. હું કાલે સવારે જગા જોવા આવીશ. તપાસતાં જે નીકળશે તે પ્રમાણે નિર્ણય કરીશ.' બીજે દહાડે સૂબા ગયા તો આ જગામાં એકેય કબર નહોતી, પણ ભાર્ગવોના ઇષ્ટદેવ મહાદેવનું લિંગ ત્યાં પૂજાની વાટ જોતું બેઠું હતું.

દુષ્ટ પ્રતિસ્પર્ધીઓએ બહુ બહુ આક્ષેપો મૂક્યા. આખી રાત ભાર્ગવોએ કોદાળી અને પાવડાનો ઉપયોગ કર્યો; આખી રાત ભાર્ગવ પત્નીઓએ ટોપલા ભરી ભરીને માટી રેવાજીમાં પધરાવી! દુનિયાને મોઢે

1. શ્રી. લીલાવતી મુનશી: જીવનમાંથી જડેલી, 'જીર્ણ મંદિર અને યાત્રાળુ.'

કોઈએ તાળું દીધું છે? પણ નિષ્પક્ષપાત ન્યાયમૂર્તિએ ભાર્ગવોના લાભમાં ચુકાદો આપ્યો. અને કૃતજ્ઞ વિપ્રવર્યોએ પોતાના પૂર્વજના નામ સાથે ભાસ્કરરાવનું નામ જોડી 'ભૃગુભાસ્કરેશ્વર'નું મંદિર સ્થાપ્યું.

આ પરાક્રમ પછી ભાર્ગવોને નવું નામ મળ્યું. બીજી ન્યાતના છોકરાઓ અમારે માટે ઘણો જ તિરસ્કાર બતાવવો હોય ત્યારે 'ઘોરખોદુ' શબ્દ વાપરતા. પણ ભાર્ગવ છોકરાઓ અજબ હતા. ગુસ્સે થવાને બદલે તેઓ ગર્વ લેતા ને કહેતા: 'હા હા, તારી ઘોર ખોદવી છે કે તારા બાપની?'

૩

અમે ભૃગુઋષિથી ઊતરી આવ્યા એમ મનાય છે. રેવાતીર ભાર્ગવોનાં પુણ્યધામોથી પંકાયેલું છે. પરશુરામે જમીનદોસ્ત કરેલી માહિષ્મતી નગરી નર્મદા પર હતી.[1] અને આજે નદીના મુખ આગળ, દહેજની પાસે લુવારા ગામમાં, મત્સ્યપુરાણમાં પંકાયેલું પરશુરામતીર્થ છે. ચાંદોદની સામે ભાર્ગવ ચ્યવનનો વૈદૂર્ય પર્વત આવ્યો હતો એમ વનપર્વ કહે છે. બૌદ્ધ જાતકગ્રંથોના કાલથી ભરૂચ ભૃગુકચ્છના નામથી વિખ્યાત છે. અને ત્યાં ભૃગુઋષિનું પુરાણું મંદિર છે. એટલે ભાર્ગવોનો પુરાણા હોવાનો દાવો બિનપાયાદાર છે એમ અમે સ્વીકારવાને કબૂલ નથી.

૧. શ્રી. મુનશી: કેટલાક લેખો, 'માહિષ્મતી.'

એક વાર અમે ભરૂચમાં ૧૮,૦૦૦ કુટુંબો હતાં એમ કહેતી છે. ભાર્ગવો મોગલ શહેનશાહ (૧૬૩૨) અને બેગમ જહાનઆરા (૧૬૪૭)નાં પણ પ્રમાણપત્રો લઈ આવેલા. એક કુટુંબે ભરૂચ બંદર દોઢસો વર્ષ સુધી હાથમાં પકડી રાખ્યું હતું. ઔરંગઝેબે ૧૬૬૩માં એક ભાર્ગવને ભરૂચ પરગણાનો દેસાઈ નીમ્યો હતો.[1] જાવા સુધી કેટલાક વેપાર કરતા; કેટલાક દિલ્હીમાં અધિકાર ભોગવતા; કેટલાક વિદ્યાને બળે રાજાઓનાં ગુરુપદને શોભાવતા. આજે તો બધાં મળી ૧૮૦ ઘરો ભાગ્યે હશે. એમાંનાં ઘણાં તો પૈસાની શોધમાં મુંબઈ અને વડોદરા સેવે છે. ભરૂચમાં રહેનારા ઘણે ભાગે વિદ્યા અને પૈસે ક્ષીણ થઈ ગયા છે; પણ જ્યારે ન્યાત મળે, વરઘોડો નીકળે કે ઉઠમણું હોય ત્યારે સ્વભૂમિ સેવતા અમે, જાણે પરશુરામે આજે સવારે જ નક્ષત્રી કરી હોય એવા તોરથી વર્તીએ છીએ.

સો વર્ષ પર ગુજરાતી બ્રાહ્મણોમાં ભાર્ગવો આગળ પડતા હતા. ઘણા અમલદાર હતા; કેટલાક વેપાર કરતા; થોડાક વિપ્રો આખા ગુજરાતમાં વિદ્યાથી માન પામતા. બાકીના થોડું ઘણું કમાઈ, આખો વખત ન્યાતની પટલાઈ કરતા. બધા સમૂહોમાં હોય છે એમ તેમાં થોડા મૂર્ખ પણ હતા. પણ ભાર્ગવો પોતાને હોશિયાર, ગર્વિષ્ઠ, અને મિજાજી ગણતા; મુત્સદ્દી પણ લેખતા. ભરૂચનાં હવાપાણી તડાકા

૧. શ્રી. ધનપ્રસાદ મુનશી : ભાર્ગવ બ્રાહ્મણોનો ઇતિહાસ.

મારવાનો ગુણ પ્રેરે છે. એની પ્રેરણા અમે પણ લીધા વગર રહ્યા નહોતા.

બુદ્ધિશાળીઓ જ્યારે આર્થિક સંપત્તિ ખોઈ બેસે અને પૂર્વજોની કીર્તિના ભાનથી અને પોતાની નાનમના અજ્ઞાનથી જેમ જીવન વિતાવે તેમ ભાર્ગવો વિતાવતા.

૪

આ ન્યાતમાં ટેકરાના મુનશીઓ અગ્રસ્થાને હતા એમ ક્યારથી મનાતું આવ્યું છે; એની ચોક્કસ માહિતી સારુ મારા કાકાના છોકરા ભાઈ ધનપ્રસાદે છ વર્ષ સુધી એ વિષયમાં પ્રશસ્ય ખંતથી સંશોધન કર્યું છે. એમણે એટલી મહેનત સિદ્ધરાજ જયસિંહ કે સમુદ્રગુપ્ત વિષે કરી હોત તો ઇતિહાસને સમૃદ્ધ કરી શકત; પણ એમને પિતૃઋણ ચૂકવવાનું વધારે રુચ્યું અને દસ્તાવેજો, ટીપો, ફરમાનો અને દફતરો તપાસી અમારો ઇતિહાસ મહમ્મદ તઘલખના સમય સુધી લઈ ગયા છે. તે વખતે મુનશીઓના પૂર્વજ વીશંભરદાસ વ્યાસે ( કે દેસાઈએ ) હુલ્લડ શમાવવામાં મદદ કરી જાગીરો મેળવી હતી! . . . કલ્પના ભભકી ઊઠે તેવી વાત છે. વીશંભર વ્યાસ માથાથી પગ સુધી બખ્તર પહેરી, ધોળા અરબી ઘોડા પર સવાર થઈ, હાથમાં સમશેર ધરી, ભરૂચના ગઢમાંથી ધરણી ધ્રુજાવતા બહાર પડતા હું જોઉં છું. મારા ભરૂચી કાક અને

મંજરીના આ વીર વંશજને, 'ગુજરાતના નાથ'નો કર્તા હું તરત ઓળખી શકું છું.

પણ ભાઈ ધનપ્રસાદે સંશોધેલો ઇતિહાસ એક એવી વાત પુરવાર કરે છે કે જેથી ઉત્ક્રાંતિના નિયમો-માંથી શ્રદ્ધા ચાલી જાય છે. એક વંશમાં છસો વર્ષ થયાં અધિકારીઓ, વકીલો અને ન્યાતના પટેલો થયા જ કર્યા; નહિ વંશ બગડ્યો કે નહિ સુધર્યો; પરિણામે નહિ કોઈ નાના ફડનવીસ અને નહિ કોઈ વિજ્ઞાનેશ્વર; અને આખરે આજે હું! આ જોઈ મને કરોડો વર્ષો થયાં તેવાં ને તેવાં ચાલી આવતાં કેટલાંક જાનવરો યાદ આવે છે. ઘણામાં બુદ્ધિ હતી, વ્યક્તિત્વ હતું, હિંમત હતી, નેતૃત્વ હતું, છતાં આમ કેમ થયું? મને એક કારણ લાગે છે: અમારાં ગર્વનાં મૂળિયાં ભૃગુતીર્થની ભૂમિમાંથી છૂટાં થતાં જ નહીં. સેંકડો વર્ષમાં કોઈએ ન કર્યું તે મેં કરવા માંડ્યું છે. એનું શું પરિણામ આવશે? કોણ જાણે હજુ રેવામા કોઈ દહાડો નિમંત્રે તો શુંય થઈ જાય!

બ્રાહ્મણને યોગ્ય ધંધો અને વ્યાસનું પરમ માનનીય ઉપનામ મારા પૂર્વજોએ ક્યારે છોડ્યાં તે તો પ્રભુ જાણે. દેસાઈ વિઠ્ઠલદાસ ઉરફે મધુભાઈ આશરે સં. ૧૭૫૦માં સૂબા હતા — ક્યાંના ને ક્યારે તે તો કોણ જાણે! અને સં. ૧૭૯૯માં સૂબાનો પૌત્ર 'વિયાસા' ઉપનામે સહી કરે છે. પણ હજુ આ કોઈ નહોતા મુનશી ને નહોતા આવીને વસ્યા ટેકરા પર.

મુનશીગીરી મેળવનાર તો નંદલાલ મુનશી, મારી માના સાતમી પેઢીના વડદાદા. જ્યારે મોગલ શહેનશાહત સોળે કલાએ તપતી હતી, ત્યારે નંદલાલ પાઠક દિલ્હીમાં બાદશાહી દફ્તરખાનામાં નોકર હતા. એમણે ધન પણ સારું મેળવેલું. ભરૂચમાં હવેલી બાંધી હતી તેમાં તેલ ને દિવેલનાં ટાંકાં કરાવ્યાં હતાં. શહેનશાહ મહમદશાહ આલમગીર કવિતાના શોખીન હતા અને નંદલાલ પાઠક ફારસી કવિ હતા. બન્નેનો પરિચય થયો. બાદશાહે–આલમ કવિરાજ પર ખુશ થઈ ગયા, અને મુનશીગીરી બક્ષી—ભરૂચ પરગણાના ગામ દીઠ વર્ષે રૂપિયો એક !

એમનાં બીજાં પત્ની લક્ષ્મી 'માતાજી'ને નામે આજે પણ ભરૂચના ઘરડિયાઓમાં સુવિખ્યાત છે. એ બાલપણથી સાધુવૃત્તિનાં હતાં અને ભજનો પણ રચતાં. રોજ પાર્થિવ ઘડીને પૂજા કરતાં. તેમનો પૂજાનો ઓરડો મેં જોયેલો. એમના પિતા ભરૂચ જિલ્લાના દહેજ ગામના દેસાઈ હોવાથી ત્યાં એક હરિહર મહાદેવનું મંદિર બંધાવેલું; જ્યાં આજ પણ માતાજીની બાધા લેવાય છે.

નંદલાલ મુનશી દિલ્હી હતા. એક દહાડો માતાજી દેવસેવામાંથી ઊઠી ગયાં. નાહવાનું પાણી માગી નાહ્યાં. હાથની ચૂડીઓ ફોડી નાંખી અને દશ રાત સૂતક પાળ્યું અને પછી વૈધવ્ય પાળવા લાગ્યાં. બધાની અજાયબીનો પાર રહ્યો નહીં. મહિનાઓ પછી ખેપ આવી ત્યારે ખબર પડી કે નંદલાલ

મુનશી દિલ્હીથી આવતાં દેવગઢબારિયાનાં જંગલોમાં લુટારુઓને હાથે મરણ પામ્યા હતા, અને તેમના મૃત્યુનું માતાજીને તત્કાલ જ્ઞાન થયું હતું. માતાજી સં. ૧૭૯૯ સુધી જીવતાં હતાં.

નંદલાલ મુનશીના પુત્ર હરિવલ્લભને પહેલાં એક જ પુત્રી હતી. જ્યારે સૂબા મધુભાઈ 'વિયાસા'ના પૌત્ર કેશુરદાસને તેણે તે પુત્રી પરણાવી ત્યારે કન્યાદાનમાં મુનશીગીરી દઈ દીધી. કન્યાદાન દીધા પછી હરિવલ્લભ ફરી પરણ્યા અને તેનો પુરુષવંશ ચાલ્યો. તેના આજના પ્રતિનિધિ મારા મામા છે. તા. ૪ માહે રબીઉલ–અવલ સને ૧૧૮૫ હિજરી (ઈ. સ. ૧૭૬૭) ને દિને 'શાહે-આલમ-બાદશાહ-એ-ગાઝી-બહાદુર-દિલેરજંગ' દિલ્હીથી 'શુબે-એહમદિબાદ'ને ફરમાવે છે કે, આગળની સનંદ મુજબ મુનશી કેશુરદાસને ભરૂચની મુનશીગીરી 'બાફરજંદા' મુકરર આપવી. આમ મારા માતૃપક્ષની કમાયેલી મુનશીગીરી પહેરામણીમાં પિતૃપક્ષને મળી, અને હું બંને પક્ષે મુનશી બની ગયો.

આ મુનશીગીરીનો ઇતિહાસ નોંધવા જેવો છે. પેશવા, ગાયકવાડ અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ઝઘડાઓથી ભરૂચ જિલ્લામાં ગામોની સંખ્યા વધતી ને ઘટતી તેમ અમારાં ભાગ્ય પણ વધતાં ને ઘટતાં. આખરે કંપની જીતી. એણે કડદો કરી વર્ષે દોઢસો રૂપિયા કરી નાખ્યા, અને મુનશીઓની ફળદ્રુપતાને પરિણામે એના કકડા થતા

જ ગયા. આજે કોઈક વિરલાને વર્ષે રૂા. ૦–૯–૨ મળે છે. પણ બાદશાહે સલામત, આપે આપના મુબારક હાથે અમને 'બાફરજંદા' મુનશીગીરી બક્ષી છે. છેલ્લાં સો વર્ષમાં અમે ચાર પાંચ વખત એની વહેંચણીની તકરાર માટે બ્રિટિશ કોર્ટોમાં પૈસાનું પાણી કર્યું છે ને પગનો પરસેવો ઉતાર્યો છે. અને છેલ્લો દાવો ૧૯૨૮–૨૯માં, બીજી અપીલમાં હાઈકોર્ટે આવ્યો ત્યારે મારે પણ શું શું સેવવું પડ્યું હતું? ધારો કે કોઈ ન્યાયમૂર્તિ-મિત્ર નાનકડી અપીલ સાંભળતાં ત્રીસ પ્રતિવાદીના ઝુંડમાંથી આખાં ત્રણે નામ નીચે સંતાયેલા મને ઓળખી જાય તો! પણ ગ્રહદશા સારી હતી. એ પલે ન્યાયમૂર્તિઓની આંખે ઝાંખ વળી. વિપત્તિ દૂર થઈ. . . અરે, પણ આ અધમતાભરી મનોદશા શી? નહીં. જ્યાં સુધી ટેકરાનો મુનશી છે, જ્યાં સુધી એના અંગમાં આત્મા છે, ત્યાં સુધી બાદશાહે દીધી બક્ષિસ માટે અમે જરૂર પ્રાણ આપીશું. . . . પણ ત્રણ પેઢીએ ફલદ્રૂપતાની અધિષ્ઠાત્રી અંબાઈ માતાની મહેરથી નવ આના વહેંચાઈ પાઈ પાઈ થાય તો! પછીની પેઢીએ તો કેસ પ્રિવી કાઉન્સિલમાં લઈ ગયા વગર છૂટકો નથી. હા, પણ ત્યારે હરકત નહીં આવે: ત્યારે તો સુપ્રીમ કોર્ટ દિલ્હીમાં જ હશે. અને નામદાર બાદશાહે–આલમનું રૂહ જરૂર રસ્તો બતાવશે.

## ૫

આ સમયના ભરૂચનો ખ્યાલ આપ્યા વિના ટેકરાના આદ્યમુનશી કીશનદાસની ઓળખ ન આપી શકું. અને એ સૂત્રધારની ઓળખ વગર આ નાટક શરૂ પણ કેમ થાય?

કેશુરદાસે કન્યાદાનમાં મુનશીગીરી લીધી ત્યાર પછી, સામાન્યાને હોય તેટલા ભરૂચના ધણીઓ હતા. પહેલાં તો 'ગાઝી બાદશાહ'; તેના હાથ નીચે 'શુબે એમદાવાદ'; તેના હાથ નીચે 'નવાબ ભડોચકે'; તેના હાથ નીચે ભરૂચ પરગણાના પેઢીધર અમલદારો: દેસાઈ અને મજમુદાર. આ ઉપરાંત પૂનાથી દર વર્ષે મરાઠી લશ્કર આવે ને ચોથ ઉઘરાવે; પેશ્વાના પ્રતિનિધિ ભાસ્કરરાવો રહીને હકૂમત પણ ભોગવે. વડોદરેથી ગાયકવાડ, કોઈ વાર પેશ્વાઈ તરફથી, કોઈ વાર પોતાના તરફથી સત્તા ભોગવી જાય. અને આ બધા વચ્ચે 'નામદાર' ઇસ્ટ ઇન્ડિયા કંપની વેપાર કરવાના નિર્દોષ ઇરાદાથી, મુંબઈના કોટમાં બેઠાં બેઠાં લાકડે માંકડાં લડાવે!

જાન્યુઆરી ૧૭૬૧માં અહમદશાહ અબદલ્લીએ પાણીપતના મેદાનમાં મરાઠાઓને ખૂબ હંફાવ્યા. પેશ્વા બાલાજી બાજીરાવ ટેકી ને વીર હતા. ઇતિહાસમાં એવા થોડા જ વીરલા જડે છે. એમનાં સામ્રાજ્યનાં સ્વપ્નાં તૂટી પડયાં, અને થોડા દહાડામાં એમની જીવનદોરી પણ તૂટી.

એમનો નાનો ભાઈ રઘુનાથરાવ–રાઘોબા–દુષ્ટબુદ્ધિ હતો. બાલાજીનો એક પુત્ર માધવરાવ પેશ્વા નાનપણમાં મરી ગયો; બીજા પુત્ર નારાયણરાવને રાઘોબાએ મારી નંખાવ્યો–નામદાર કંપનીના પ્રતિનિધિ મોસ્ટીનના સહકારથી. નારાયણરાવ પેશ્વાની વિધવાને છોકરો આવ્યો, અને નાના ફડનવીસે તેને પેશ્વા સ્થાપ્યો. દુષ્ટ રાઘોબા સૂરત નાસી આવ્યો, અને ૧૭૭૫ની ૬ઠ્ઠી માર્ચે એણે સાલ્સેટ, વસઈ ને સૂરત કંપનીને લખી આપ્યાં અને સહાયતા મેળવી. એ ખંભાત ગયો અને કર્નલ કીટિંગના પડખામાં ભરાયો, પણ તેનું કંઈ વળ્યું નહીં. પૂનાના સેનાપતિ હરિપંત ફડકેએ અંગ્રેજોને હરાવ્યા. આ વિગ્રહમાં ભરૂચની ભૂમિ રણાંગણ થઈ પડી.

કંપનીનો કબજો મજબૂત કરવા ઉસ્તાદ મોસ્ટીન વડોદરા આવ્યો, ગાયકવાડને મરાઠા રાજ્યસંઘમાંથી વિખૂટો કર્યો, અને ભરૂચ પરગણાંઓની સરકાર અને મહેસૂલ લખાવી લીધાં. 'શાહઆલમે' કેશુરદાસને ભરૂચ પરગણાની મુનશીગીરી આપી ત્યારથી દશ વર્ષમાં તો જેને ફાવ્યું તે ભરૂચની હરરાજી કરવા લાગ્યું. નાના ફડનવીસે ૧૭૭૬ની ૩જી જૂનને દિવસે પંઢરપુરના કોલકરાર કર્યા અને ભરૂચ તથા તેની આસપાસનો પ્રદેશ કંપનીને આપ્યો.

પંઢરપુરના કરારનો કંપનીએ થોડીવારમાં દ્રોહ કર્યો અને પહેલો મરાઠા વિગ્રહ શરૂ થયો. દુષ્ટ મહાદજી સિંધિયા, પેશ્વાઓને દગો દઈ, પરદેશી

જોડે મળી ગયો. નાના ફડનવીસની જીત થઈ છતાં મહાદજીની મદદથી અંગ્રેજો છેક કચરાઈ જતાં બચી ગયા. મરાઠા–રાજ્યસંઘને દગો દેવા માટે, સાલબૈના કરારથી ૧૭ મી મે ૧૭૮૨ને દિને કંપનીએ મહાદજી સિંધિયાને બિચારું, નધણિયાતું ભરૂચ બક્ષિસ આપી દીધું.

અને તેથી 'શ્રી કાલિકાચરણી તત્પર રાણોજી સત્ (?) મહાદજી શીંદે નિરંતર' (?)ના પ્રતિનિધિ, સંવત ૧૮૪૮ (ઈ. ૧૭૯૨)ના શ્રાવણ સુદ ૩ જે 'બમસમ' (બ્રાહ્મણ) મુનશી કેશુરદાર છબીલદાસને કેટલાંક ગામોના 'અજારા'નો પાંચ વર્ષનો કરારપટો લખી આપે છે. સલ્તનત આવે ને જાય, પણ વીશંભરદાસના વંશજો, હતા તેવા પોતાની ભરૂચી મહત્તામાં મગ્ન, પોતાના કારભારને પંથે વહ્યા જ જાય છે – સૈકાઓ થયાં વહેતા હતા તેમ.

## ૬

તે વખત નાનો આઠ વર્ષનો કીશનદાસ મુનશી ગિલ્લીદંડા ખેલતો હતો, અને પતંગ ચગાવતો હતો; કોઈ વાર માર ખાઈ રડતો હતો અને કોઈ વાર કોઈને મારી સંતાઈ જતો હતો. એના દાદા મહેસૂલનો ઇજારો રાખતા અને બાપા જુગલદાસ મરાઠી અને ફારસી સાહિત્ય વાંચતા તેની એને કશીયે પરવા નહોતી. વખત છે ને એ વખતે એ રેવાબાઈને પરણી પણ ગયો હશે. એ રેવાબાઈ, કાળક્રમે, 'ટેકરાનાં

જીજીમા: પહેલાં 'નું માનનીય ઉપનામ પામ્યાં. બે ત્રણ વૃદ્ધોને મેં કહેતાં સાંભળેલા: 'જીજીમા જેવું તો કોઈ થયું નથી; ગોરાં ગોરાં ફટક, નીચાં ને થોડી થોડી કણેકે ઘડેલાં!'

કીશનદાસ મોટા થયા, અને મરાઠી ને ફારસીમાં પ્રવીણ થયા. એને નસીબે કંપનીની દાનત દગલબાજ મહાદજી સિંધિયાના પુત્ર દોલતરાવ સિંધિયાનું રાજ્ય પચાવી પાડવાની થઈ. ગાયકવાડ પોતાના મરાઠા-શત્રુનો વિનાશ કરવા પરદેશીને પૂરતી મદદ કરી રહ્યા.

જનરલ વેલેસ્લીએ ૬ઠ્ઠી ઑગસ્ટ ૧૮૦૩ ના રોજ હુકમ કાઢ્યો:

'Upon receipt of this letter, you will commence your operations against Dowlut Rao Sindhia's fort of Baroach. You will not suffer these operations to be interrupted or delayed by any negotiations whatever.'

૨૫મી ઑગસ્ટે કર્નલ વુડિંગ્ટને ઘેરો ઘાલ્યો. ૨૯ મી ઑગસ્ટે જનરલને તે લખી મોકલે છે:

'I have the honour to inform you, that at three o'clock P. M. I stormed the fort of Baroach and carried it with little loss, although the Arabs made considerable resistance, particularly on our entering the breach.'

શહેરને ઘેરો ઘલાયો ત્યારે લલ્લુભાઈ મજમુદાર ગપ્પાં હાંકતા બેઠા હતા. માણસોએ ખબર આપી કે દુશ્મનો ચડી આવ્યા છે, તો પણ એમણે ગપ્પાં માર્યા જ કર્યાં. પછી તો ગપ્પાં અધવચ રહી ગયાં.

ભરૂચ પડ્યું એ ખબર પોતાની હવેલીમાં પોતે પકડાયા ત્યારે જ પડી. પકડાયા તો ખરા, પણ ગુજરાતી ભાષાને સમૃદ્ધ તો કરી ગયા: 'લલ્લુભાઈ છે: વાતમાં ને વાતમાં ભરૂચ ખોવા બેઠો છે!'

જ્યારે હું અંગ્રેજી સામ્રાજ્યની સ્થાપનાની વાત વાંચું છું ત્યારે ઝનૂનથી મારું લોહી ઊકળે છે—પરદેશીઓ સામે નહિ, પણ સિંધિયા, ગાયકવાડો અને લલ્લુભાઈઓ સામે. અને એમ જ લાગે છે કે એ બધાના વિનાશમાં જ આર્યાવર્તનો જયવારો હતો.

કેટલેય વર્ષે ભરૂચે વ્યવસ્થિત રાજ્યતંત્ર જોયું, અને મુનશીઓને કંઈ રસ્તો દેખાયો. જુગલદાસ મુનશીએ મહેસૂલ ઉઘરાવવાની કલા અને ફારસીના જ્ઞાનથી અંગ્રેજી અમલદારની પ્રીતિ મેળવી. તેના પુત્ર કીશનદાસે—એ કોઈ વાર કૃષ્ણદાસ મુનશી નામે પણ સહી કરતા—ઈ. સ. ૧૮૦૬માં ભરૂચની અદાલતમાં ફારસી 'રાઈટર'ની નોકરી લીધી. ૧૮૧૪માં એમણે અદાલતની સનંદ મેળવી અને વકાલત શરૂ કરી. ૧૮૧૭માં સુરતની પ્રાંતીય અપીલ કોર્ટની સનંદ મેળવી. ૧૮૩૧માં થાણામાં એ પ્રિન્સિપલ સદર અમીન થયા. એ જ વર્ષમાં મુંબઈની સદર દીવાની અદાલત (હાઈકોર્ટ)ના મુખ્ય ન્યાયમૂર્તિ જોન રોમર, 'પચીસ વર્ષનો મને એમનો પરિચય છે' એમ જણાવી, પ્રમાણપત્ર આપે છે: 'He (Kishandas) is a most excellent and useful public servant.'

જ્યારે જ્યારે આવાં પ્રમાણપત્રો વાંચું છું ત્યારે મારો જીવ ગૂંગળાઈ આવે છે. હજારો વર્ષના વિદ્યાવ્યાસંગી અને સેંકડો વર્ષની અમલદારીના અનુભવવાળા કુળના ગરિષ્ઠ, વિદ્યાવાન અને બાહોશ પ્રતિનિધિને જોન રોમરોની ભલામણ લઈ, આખરે મુનસફગીરી મેળવવાનું જ કર્મે લખાયેલું! કીશનદાસ મુનશી ગોરા અમલદારોની વફાદારીનો વારસો પુત્રોને પણ આપતા ગયા. એ વારસો સાચવતાં એકે ભવિષ્ય વેચ્યું અને બે જીવથી ગયા. આટલી બાહોશી, આટલી કર્તવ્યનિષ્ઠા, રાજ્યવ્યવસ્થાનાં અંગ બનવાની આવી ભાવના, એ બધાનો વ્યય એમણે પરદેશી રાજ્યતંત્ર સ્થાપવા મદદરૂપ થવામાં કર્યો. ગોરાઓ ગર્વ લે છે કે, 'અમે સામ્રાજ્ય સ્થાપ્યું.' એ સ્થાપનાના પાયા ચણવા કેટલાય હજારો કીશનદાસોએ જાતનું બલિદાન આપ્યું હતું તે કોઈ સંભારે છે?

કીશનદાસ મુનશી બાહોશ વકીલ હતા. એમણે પૈસા મેળવ્યા, હવેલી બાંધી, ટેકરો પોતાનો કર્યો, જમીન વસાવી અને ન્યાતમાં, ગામમાં ને અદાલતમાં માગ મુકાવ્યો. ભરૂચમાં છેલ્લી સતી થઈ ત્યારે એ પોતે સમારંભમાં અગ્રસ્થાને આવીને ઊભા હતા. ૧૮૩૨ની ૨૭મી જુલાઈએ થાણામાં એ દેવલોક પામ્યા.

ઈંટમટોડાં અને ખેતરોની સંખ્યાથી કોઈનું માપ કાઢવાનું માપણીખાતાને મુબારક. મારા

સંસ્કારમાં વણાયેલા એમના પ્રતાપથી જ હું તો એમનું માપ કાઢીશ.

નાનપણમાં હું એમની હવેલીના મોટા ખંડમાં એકલો અભ્યાસ કરતો ત્યારે ઘણી વાર એ મારી સમક્ષ આવતા — ટેકરાના અધિષ્ઠાતારૂપે. જે ચંદ્રશેખર મહાદેવના અદ્ભુત બાણને એમણે વકીલાતની ફ્રી બદલ માગી લીધું હતું તેની પૂજા કરતા, તેમાં, અમારી માન્યતા પ્રમાણે, શુક્લપક્ષે અને કૃષ્ણપક્ષે રંગમાં ભેદ પડે છે તે પારખતા હું એમને જોતો — ઘર બાંધી દેવ સ્થાપનાર એ શંકરભક્તને. તે વખતે એ જાણે મને જોયા કરતા. એમની આંખમાં એક પ્રશ્ન મને વંચાતો: 'મારે લાયક તું થશે ?' આ જીવંત બળની અસર મેં એકલાએ અનુભવી હતી એમ નથી. સો વર્ષ સુધી ટેકરાના ઘણા મુનશીઓએ દંતકથાના એક પાત્ર જેવી એ વ્યક્તિને લાયક થવા પ્રયત્ન કર્યો છે. પાંચમી પેઢીએ ભૂખે મરતો એક મુનશી, પાસે પડેલી વસ્તુ ચોરવાની ઇચ્છા થતાં, ' હું કીશનદાસ મુનશીનો દીકરો છું ' એમ મનમાં બબડી પ્રમાણિક બની જતો મેં જોયો છે. કાળે કરીને અને અર્વાચીન વાતાવરણથી, અમારા કુળમાં એ બળ હતું તેવું જીવંત આજે રહ્યું નથી; પણ મારા હૈયામાં તો હતું તેવું જ રહ્યું છે. આજે હું બેભાન પડ્યો હોઉં અને પુત્ર છેલ્લો સંદેશ ઝીલવા આવે તો આ વાક્ય બોલાઈ જાય તો હું નવાઈ ન પામું: ' ભાઈ! કીશનદાસ મુનશીના પુત્રને અણછાજતું કંઈ ન કરતો.' મને વૈદિક ઋષિની પુરાણી પણ સુંદર

કલ્પના સમજાય છે: મરી ગયેલા એ વડદાદા નથી, જીવતાજાગતા પિતા છે; પિતૃલોકમાં રહી એ મારામાં રસ લે છે, મારા તર્પણની વાટ જુએ છે.

આવી પિતૃભક્તિ જીવનની એક સમૃદ્ધિ છે, આત્મશ્રદ્ધા પ્રેરતી ભાવના છે, સજીવ સાંસ્કારિક બળ છે.

૭

કીશનદાસ મુનશીના મોટા પુત્ર કાશીરામ એ સમયના મોટા માણસના નબીરા હતા. ઘણી વાર દહાડામાં બાર કલાક કામ કરી થાકયોપાકયો, દુખતે માથે હું રાતે ભાષણ કરવા જતો, ત્યારે મને મનમાં કાશીરામકાકાની અદેખાઈ આવતી.

એમને વર્ષમાં એક દહાડો જ મહત્ત્વનું કામ રહેતું. એ માટે મહિનાઓ પહેલાં તૈયારીઓ થતી. સુરતથી કુસુંબાના ભભકતા રંગથી રંગેલી બે પાઘડીઓ આવતી; બે નાગપુરી ધોતિયાં આવતાં; બે મલમલનાં અંગરખાં સિવાઈ ધોવાઈને કડકડતાં થઈ આવતાં. તે વખતે સુરત આજ જેવું પાસે નહોતું કે સવારે જઈ બપોરે પાછા અવાય. એક બળદગાડી હાંકનાર ને એક મહેતાને આ માટે કેટલાય દહાડાની મુસાફરી કરવી પડતી.

પણ કામ કર્યે જ છૂટકો હતો. કાશીરામકાકા ત્રણ ચાર મોટી બરુની સોટીઓ લઈ આવી, ચપ્પુ ઘસાવી, સવારે તેના કિત્તા કરવા બેસતા. અને

આમ થોડે દહાડે બાર પંદર કિત્તા તૈયાર થતા તેની અજમાયશ કરવા માંડતા.

આ ભગીરથ કામ માટે કેટલાય દિવસ ધાંધલ ચાલતી. પાઘડી બંધાઈ કે ? કેવી લાગે છે ? કિત્તા થયા કે ? ચાલે છે ? કેટલા બે–ત્રણ–ચાર ? બળદનાં શીંગડાં પર રૂપેરી વરખ ચોંટાડયા ? સિગરામની છત્રી નવી થઈ કે ? પૈડામાં દિવેલ નાખ્યું કે ?

તે દિવસ આવતો–આખા વર્ષનો એક સોને-મઢયો દિવસ. કાકા ઊઠતા, નહાતા, સંધ્યા કરતા; પછી ચીપીને નાગપુરી ધોતિયું પહેરતા, બેમાંથી સરસ હોય તે અંગરખો પહેરતા. બેમાંથી આંખે ઊડીને બાઝે એવી પાઘડી ઠેંકારતા. નવા ચાંચવાળા જોડા પહેરી ત્રણ-ચાર કિત્તાઓ લઈ, મહેતાને સાથે લઈ, શુભ શુકન જોઈ, ટેકરા પરથી બહાર પડી, સિગરામમાં બિરાજતા અને ડોલતી શીંગડીએ કચેરીમાં જતા. ગામ આખું જોઈ રહેતું !

કચેરીમાં મહેતો એમને મામલતદાર સાહેબ પાસે લઈ જતો. ત્યાં સત્કાર પામી, સારામાં સારો કિત્તો કાઢી, મામલતદારે સામા ધરેલા દફતર ઉપર કાકા એમનું કર્તવ્ય કરતા–ઠરેલે અક્ષરે લખતા : 'મુનશ્રી કાશીરામ કરસનદાસ મુનશી, સહી દ૦ પોતે.' તરત મહેતો મુનશીગીરીના રૂ. ૧૫૦ ગણી લેતો. હસતા હસતા, કૃતકૃત્યતાના સંતોષથી સુખી કાશીરામભાઈ કચેરીમાંથી ઊતરી, સિગરામમાં બેસી

ઘેર આવતા. . . . અને આવતા વર્ષ માટે શી શી તૈયારીઓ કરવી તેના વિચારમાં ગૂંથાતા.

એમ કહેવાતું કે વચલા ભાઈ અનુપરામ મુનશી (ઈ. સ. ૧૮૦૭–૧૮૪૧) આખા કુટુંબમાં સ્વરૂપવાન, તેજસ્વી ને ટેકીલા હતા. એમણે પણ બાલ્યવયે ભરૂચ અદાલતમાં નોકરી લીધી, અને ૧૮૩૬માં 'જજ'ના 'રીડર' થયા અને ત્રીશ વર્ષની ઉંમરે વડોદરાના 'રેસિડેંટ'ના 'નેટિવ એજંટ' નિમાયા. તે વખતના અંગ્રેજી અમલદારના મોભાનો પાર નહોતો. અને એમનો હિંદ જોડે સંસર્ગ એમના નેટિવ એજંટો દ્વારા જ થતો હોવાથી તેમનો મોભો પણ ઘણો હતો.

અનુપરામ વફાદારીની મૂર્તિ હતા. કંપની અને ખંડેરાવ ગાયકવાડ વચ્ચે રેવાકાંઠાની તકરાર ચાલી ત્યારે કંપની તરફથી બધો કારભાર અનુપરામને સોંપવામાં આવ્યો હતો. ગાયકવાડે એમને કર્તવ્યભ્રષ્ટ કરવા લાંચ આપવા માંડી, પણ એમણે તે પાછી ઠેલી. અને એમની મહેનતને પરિણામે કંપની ફાવી—એને રેવાકાંઠા એજન્સી મળી. અને નિમકહલાલ અમલદારને ગામ બક્ષિસ આપવાની વાતો પણ ચાલી. પરંતુ અચાનક (૧૮મી સપ્ટેંબર ૧૮૪૧) અનુપરામ લોહી ઓકી, મરી ગયા. કહેવાય છે કે ગાયકવાડના માણસોએ ઝેર દીધું કે જાદુ કર્યો. એ મરી ગયા એટલે ગામ આપવાનું કંપનીએ માંડી વાળ્યું. પણ એમની વિધવા અને છોકરાંને કંપની બહાદુરે અત્યંત ઉદારતાથી એક નાનું પેન્શન બક્ષ્યું.

એમને માટે કહેવાતું કે એ કદી જૂઠું બોલ્યા નહોતા.

અનુપરામને એક લાડકી બહેન હતી- તાપી-ફોઈ—ઘણી રૂપાળી અને સંસ્કારી હતી. કુટુંબના પુરુષોમાં ગાવાવગાડવાનો શોખ ઘણો હતો; અને વડોદરા કૅમ્પમાં, ભાઈના ઘરમાં રહી, ચક પાછળથી ઉસ્તાદોનો કંઠ સાંભળી સાંભળી, તેને ઉસ્તાદી સંગીત આવડી ગયું હતું. ગરબી, આખ્યાન અને ફટાણાં સિવાય ભાર્ગવની છોકરી બીજું ગાતાં શીખે તો આભ તૂટી પડે. સદ્‌ભાગ્યે, ચોરીછૂપીથી મેળવેલી આ વિદ્યાથી બધાં અજાણ હતાં.

તાપીફોઈ આશારામ કુઆને પરણ્યાં. ટેકરા પર જ એક ઘરમાં એમની મેડી હતી. કુઆ મોટા ગવૈયા હતા અને બનેવીઓ જોડે હમેશાં ગાતા વગાડતા. થોડા દહાડા પછી એમને ખબર પડી કે એમની સ્ત્રી પણ બધા રાગ ગાઈ શકે છે, ને ધીમે ધીમે ધાર્યાં તાન મારી શકે છે. પતિપત્નીને ઘણી વાર સાથે મળી, ગળું ખોલી, તાન મારવાની હોંશ હતી પણ મોટા મોટા મુનશીઓ અને મુનશાણોથી ભરેલા ઘરમાં મગદૂર શી કે એ ધૃષ્ટતા કરાય?

ચોમાસું હતું. રાત ને દિવસ ધોધમાર વરસાદ પડતો હતો ત્યારે આ દમ્પતીને લાગ મળ્યો. એક વખતે મધરાત પછી ગાજવીજ સાથે વરસાદ પડતો હતો ત્યારે બંને જણ પોતાની મેડીએ લલકારવા બેઠાં. રાગરાગિણીઓમાં બંને રસમગ્ન થઈ ગયાં.

વરસાદે સૂર પૂર્યો. બંને નાદબ્રહ્મનો સાક્ષાત્કાર કરતાં સમાધિસ્થ થયાં.

મોડી રાતે વરસાદ એકદમ રહી ગયો, અને બે જણના સંવાદી તાનના તરંગો આખા ટેકરાને નચવી રહ્યા. કાશીરામભાઈ ઊંઘમાંથી ઊઠ્યા. અનુપરામભાઈ કૂદીને છજામાં આવ્યા. નરભેરામભાઈ પથારીમાં બેઠા બેઠા અડધી ઊંઘમાં તાલ આપી રહ્યા. કુટુંબની સ્ત્રીઓ સ્તબ્ધ બની આ નફટાઈનું પ્રદર્શન જોઈ રહી.

ગાનારાંઓને ભાન આવ્યું ને તે અટક્યાં. સવારે નીચે આવ્યાં ત્યારે એમનાં હૈયાં થરથર કાંપતાં હતાં. પણ ભાઈઓએ બહેનને ધન્યવાદે ને બનેવીને મજાકે ફટાવી દીધાં. ત્યારથી બહેનને ભાઈઓની મહેફિલમાં, કુટુંબની મર્યાદાની પરવા વગર ભાગ લેવાનો અધિકાર મળ્યો.

અમારા કુટુંબમાં ઘણાયે સંગીતવિશારદો થઈ ગયા છે પણ શાસ્ત્રીય સંગીતમાં પ્રવીણ એવી સ્ત્રી તો તાપીફોઈ જ હતાં. સો વર્ષે કુટુંબમાં આજે બીજી પ્રવીણ સ્ત્રી છે, પણ તેને દુર્ભાગ્યે, પતિને નાટકનાં તોફાની ગાયનો સિવાય બીજું આવડતું નથી.

## ૮

નરભેરામ મુનશીની બે છબીઓ મારી આંખ આગળ રમે છે: એક ચીતરેલી; બીજી એંશી વર્ષ પહેલાં કોઈ નવા ફોટોગ્રાફરે લીધેલી. એક અડધી;

બીજી બેઠેલી, આખી. અત્યંત ગૌરવર્ણ, ઘણું જાડું, અને ઠીંગણું શરીર; ગળું પણ જુદું દેખાય નહિ એવી હડપચીઓ; ટૂંકા, જાડા હાથ ને પગ; ઝીણી, તેજસ્વી, ઉગ્રતાભરી આંખો; ગર્વે ફૂલેલું નાનું નાક; પહોળા ચોંટેલા મોટા કાન; મિજાજ અને સત્તાથી ઝબકતું બીક લાગે એવું મુખ; કસવાળો, લાંબો, કાશ્મીરી કારીગીરીનો અસલી કોટ; મોટી, ઘણા પેચની, વાંકી મૂકેલી મુગલાઈ પાઘડી; નાગપુરી ધોતીજોટો; રંગીન મોજાં; લાંબી ચાંચના નવાબી જોડા. આમ આ બંને છબીમાંથી નરભેરામ મુનશી તરી આવે છે અને સાથે એમાંથી જ, ઉગ્ર ને આપમતિયા, મોટા દિલના, મોટાઈના શોખવાળા, પ્રચંડ પણ ટૂંકજીવી; રાગ, દ્વેષ અને મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાયેલા, પોતાની મોજમાં મસ્ત એવા નીડર આત્માનાં પણ દર્શન થાય છે. આ પ્રખર પ્રતાપને ભાર્ગવોની પટલાઈમાં અને ટેકરાના સ્વામિત્વમાં દૈવે નાહકનો જકડી રાખી વેડફી માર્યો.........

થાણામાં અચાનક હૃદય બંધ પડવાથી જ્યારે પિતા દેવલોક પામે છે ત્યારે તેર વર્ષના નરભેરામ (જન્મ ૧૮૧૯) અગ્નિસંસ્કાર કરે છે. પછી એ ભરૂચ આવે છે. એ લાડકા, મિજાજી ને જિદ્દી છે. કાશીરામને ઝાઝું વ્યવહારજ્ઞાન નથી; અનુપરામ પોતાના કામમાં પરોવાયેલા છે; એટલે કુટુંબમાં મોભો અને મોજશોખનો ઇજારો એ લઈ લે છે. એની ઇચ્છાને બધાં નમતું આપે છે. એને શોખ

થાય કે તે સંતોષાવો જ જોઈએ. કોઈની મગદૂર નહિ કે એની સામે થાય.

અઢારમે વર્ષે કુટુંબના પ્રતિષ્ઠામંદિર–ભરૂચ અદાલત–માં તે નોકરી લે છે. ૧૮૪૨ માં અનુપરામ મરી ગયા પછી તેની નોકરી મેળવવા એ મુંબઈના ગવર્નરને અરજી કરે છે, અને તે ઉપર 'રેસિડેન્ટ' પ્રમાણપત્ર આપે છે:

'His late brother served the Honourable Company faithfully, but did not flatter the Guickowar Government, which was the cause of his death owing to enchantment.'

પણ એ અરજી નકામી જાય છે અને ૧૮૪૬માં નરભેરામ ભરૂચ અદાલતમાં 'રીડર' બને છે. એને અંગ્રેજી ને ફારસી આવડે છે, અને મુનસફની પરીક્ષા આપવાની હોંશ છે. મદદનીશ જજ વૉર્ડન નોંધે છે: 'એ ઘણો હોશિયાર અને બુદ્ધિશાળી છે—Very clever and a talented man; શહેરમાં એનું ચારિત્ર્ય ઊંચું ગણાય છે—Bears a high character among the inhabitants of the city.' બે વર્ષે સુરતની કોર્ટમાં એ શિરસ્તેદાર નિમાય છે. ૧૮૫૦માં એ મુનસફની પરીક્ષા આપે છે.

ઑગસ્ટ ૧૮૫૦માં સુરત અદાલતમાં નરભેરામ 'ડિસ્ટ્રિક્ટ જજ' ઍન્ડ્રૂઝના શિરસ્તેદાર છે. આ સાહેબ પહેલાં વડોદરાના રેસિડેન્ટ થઈ આવ્યા છે.

વડોદરામાં આ વખતે ખટપટનું પ્રકરણ ચાલે છે. આ રસિક પ્રકરણ પાર્લમેન્ટે પ્રગટ કરેલા દસ્તાવેજો

પરથી મળી આવે છે અને અંગ્રેજી રાજ્ય કેમ સ્થપાયું તેના પર વિચિત્ર અજવાળું પાડે છે.

તે વખતે વડોદરાની હરિભક્તિની સુવિખ્યાત પેઢી આ ખટપટનું મધ્યબિંદુ બને છે. એ પેઢીના માલિક બેચર શામળદાસની નાની વિધવા જોઈતાબાઈ શેઠાણીને છોકરો આવે છે. પેઢીનો મુનીમ વામનરાવ ઉરફે બાબા નફરા, મોટી વિધવાનો પક્ષ કરી, એ છોકરો ખોટો છે એમ ઠરાવવા પ્રયત્ન કરે છે. જોઈતાબાઈને કેદ કરે છે, અને છોકરો આરબોને સોંપે છે, જે બિચારો ક્રૂરતાનો ભોગ બની આખરે દેહ છોડે છે. જોઈતાબાઈ બાબા નફરાના હાથમાંથી છટકી જઈ મુંબઈ સરકારને શરણે જાય છે.

પણ બાબા નફરા મહાઉસ્તાદ છે. વડોદરાના અને રેસિડેન્સીના અમલદારો તેમ જ મુંબઈ ગવર્નરની કાઉન્સિલના સભાસદોને એ રમાડી શકે છે. નિરાધાર જોઈતા શેઠાણીની દાદફરિયાદ કોઈ સાંભળતું નથી.

એટલામાં મિ૦ ઍન્ડ્રુઝની જગ્યાએ લેફ્ટેનન્ટ કર્નલ આઉટ્રામ, જે પાછળથી સત્તાવનના બળવામાં ખ્યાતિ મેળવે છે તે, નિમાય છે. એ સિપાઈ છે. એનામાં પોતાની પ્રમાણિકતાનો તોર છે. બ્રિટિશ અમલ નીતિ પર રચાયો છે અને તેના પર જ ટકાવી રાખવો જોઈએ એવો એને અજબ ખ્યાલ છે પણ એને સત્ય શોધતાં આવડતું નથી. જુબાની તપાસવાની એનામાં જરાય શક્તિ નથી. ચારે તરફથી ખટપટી માણસો એને ફોસલાવી જાય છે. જરા વહેમ જાય

કે એ આક્ષેપો કરે છે. જરા જરામાં, પોતાની સાધુતામાં મસ્ત બની, પાનાં ને પાનાં ભરીને ડહાપણ ચીતરી શકે છે. એ આવે છે અને વડોદરાની ખટપટનો નાશ કરવાનો નિશ્ચય કરે છે. એ જોઈતાબાઈનો પક્ષ લે છે. બાબા નફરાને ગાયકવાડ પાસે પકડાવે છે. તેનું ઘર જપ્ત કરાવે છે. તેના કાગળચોપડાઓ પકડે છે. અને એ મુનીમે અંગ્રેજી અમલદારોને તેમ જ બીજાને આપેલી લાંચ વિષે તપાસ શરૂ કરે છે. થોડી વારમાં ચારેગમ વહેમ અને આક્ષેપનાં ખોટાં અને ખરાં ફીણો એ ઉછાળી મૂકે છે.

૧૮૫૦માં એના દેખતાં બાબા નફરાના કાગળો તપાસાય છે. ગાયકવાડ તરફથી તે વખતે શંભુરામ ખુશાલ કોટવાળ હાજર છે. શંભુરામ જાતે ભાર્ગવ બ્રાહ્મણ છે. સ્વભાવે જબરા ખટપટી છે. એક યાદી તેમના હાથમાં આવે છે. તેમાં લખેલું છે કે, 'રૂા. ૩૦૦૧ સૌભાગ્યવતી બાઇસાહેબને આપ્યા; અને રૂા. ૧૦૦ લાડકોબાને આપવા આના સાહેબને આપ્યા.' શંભુરામ વગેરે માંહોમાંહે વાત કરે છે: 'આમાં ઍન્ડ્રુઝ સાહેબનું નામ છે.' આઉટ્રામ વહેમાય છે. આ વાતમાં રેસિડેન્ટનું નામ કેમ આવ્યું? શંભુરામ કહે છે કે, 'આ તો બાબા નફરાએ લાંચ આપી તેનો હિસાબ; સૌભાગ્યવતી બાઇસાહેબ એટલે ઍન્ડ્રુઝની રાખ, દુલ્હિન; લાડકોબા તે ઍન્ડ્રુઝનો કારકુન. લોકો માને છે કે આ પૈસા ઍન્ડ્રુઝસાહેબના ગજવામાં ગયા.'

થઈ રહ્યું. આઉટ્રામ સાહેબનો મિજાજ છટકે છે. યાદીની નકલ અને આક્ષેપ બંને ૩૧મી ઑગસ્ટ ૧૮૫૦ના પત્ર સાથે તે ઍન્ડ્રુઝ પર સૂરત મોકલી આપે છે. બધી તપાસ થવી જોઈએ. બ્રિટિશ અમલદારનું નામ ચોખ્ખું થવું જોઈએ.

ઍન્ડ્રુઝ ન્યાયાધીશ છે. વહેમ, આક્ષેપ અને પુરાવો ત્રણે વચ્ચેનો ભેદ એ સમજે છે, અને કડક પત્રવ્યવહાર કરે છે. 'સૌભાગ્યવતી એટલે દુલ્હિન શા માટે? અને આ યાદી સાથે મારે શો સંબંધ? આવી બાબતમાં મારા પર આક્ષેપ શા માટે કરો છો?'

પણ આઉટ્રામ સાહેબને તો ઍન્ડ્રુઝ પર ચોખ્ખો વહેમ જાય છે. એ કાયદાને, વકીલોને, વકીલોની પદ્ધતિને ધિક્કારે છે અને પોતાની જાતને ધર્મરાજાના અવતાર માને છે. એના મગજમાં સપ્રમાણતાનો અંશ નથી. ગમે તેવું હાસ્યજનક અનુમાન એ કરી શકે છે અને પછી ગર્વ લઈ શકે છે: 'I was not an Old Bailey attorney; I was a British officer.'

નરભેરામ ૨૮ મી સપ્ટેંબરે ઍન્ડ્રુઝનો પત્ર લઈ આઉટ્રામ પાસે આવે છે: 'મારા શિરસ્તેદારને બધા ચોપડા જોવા દો.' આઉટ્રામ ઉદારતાથી ચોપડા જોવા આપવાનો હુકમ કરે છે. શંભુરામ કોટવાળ અને નેટિવ એજંટ સૂરજરામની હાજરીમાં, નરભેરામ મુનશી ચોપડા તપાસી નોંધ લે છે. પોતાના કાકા વકીલ રઘુભાઈ મુનશીની પણ મદદ લે છે. આ

શંભુરામ અને સૂરજરામને ગમતું નથી એટલે એને ફસાવવાને ખટપટ થાય છે. શંભુરામ કોટવાળ આઉટ્રામને અનેક રીતે સમજાવી આવે છે. બે ચાર દિવસ પછી નરભેરામને વડોદરામાં રહેવું પણ ભયભરેલું લાગે છે. તરત તે કામ આટોપી લે છે અને ચોપડાની રકમોની નોંધ લઈ સૂરત આવે છે.

પછી આઉટ્રામ અને ઍન્ડ્રુઝ વચ્ચે તીખોતમતમતો પત્રવ્યવહાર ચાલે છે. ઍન્ડ્રુઝ કહે છે: 'મારા શિરસ્તેદારને તમે જોઈતી મદદ આપી નહિ; નોંધો પર સાક્ષી ન કરાવી આપી; એના કામમાં ડખલ નાખી; એની આસપાસ સૂરજરામ અને શંભુરામે કાવતરું રચ્યું.'

આઉટ્રામ સાહેબ પણ શંભુરામ અને સૂરજરામના કહ્યા પ્રમાણે ચગે છે. એ બધાં પાસે જુબાનીઓ લખાવી લે છે. 'નરભેરામ લુચ્ચો માણસ છે. Wily native છે. એણે સૌભાગ્યવતી બાઈસાહેબની રકમ સિવાય બીજી રકમોની નોંધ લીધી. એણે મારા નેટિવ એજંટ ઉપર જાસૂસ મૂક્યા. એણે અમલદારો દેખતાં કહ્યું કે હું તો માત્ર લશ્કરી માણસ છું; આવી બાબતમાં હું સમજતો નથી; કાલે ઊઠીને હું તો ચાલી જઈશ, અને કોઈ 'સિવિલિયન' આવશે તો તે બધાની ખબર લેશે; હું–હું–આઉટ્રામ જોઈતાબાઈ જોડે મળી પૈસા ખાઈ ગયો છું, અને મારી તપાસ કરવા કમિશન નિમાઈ આવવાનું છે. આ દુષ્ટ શિરસ્તેદારે મારું અને ગાયકવાડનું અપમાન કર્યું.'

સામસામી જુબાની લેવાય છે. નરભેરામ સામે શંભુરામ અને રઘુભાઈ જુબાની આપે છે. આખો મામલો મુંબઈના ગવર્નર લૉર્ડ ફૉકલૅન્ડ પાસે જાય છે. નજીવા આધાર પરથી અંગ્રેજી અમલદાર ઉપર આક્ષેપ કરવા માટે લૉર્ડ ફૉકલૅન્ડ અને મુંબઈની કાઉન્સિલ આઉટ્રામની ઝાટકણી કાઢે છે. શિરસ્તેદારને ચોપડા તપાસવા માટે વડોદરા મોકલ્યો માટે ઍન્ડ્રુઝને એ ઠપકો આપે છે. અને 'નેટિવ' નરભેરામે ગેરવાજબી કર્યું છે એમ કંઈ પણ વધારે તપાસ વિના માની લઈ, તેને શિક્ષા કરવાની સૂચના કરે છે.

આઉટ્રામ સાહેબના ગુસ્સાનો પાર નથી. ખટપટની બાબતોમાં એમને અનુમતિ ન આપી માટે તે મુંબઈના ગવર્નર ઉપર તોછડા પત્રો લખે છે અને પરિણામે એને રાજીનામું આપવું પડે છે.

આ બધો ઝઘડો લંડનમાં કંપનીના ડિરેકટરોના દરબારમાં જાય છે. આઉટ્રામે મૂર્ખાઈ કરી એમ એ સ્વીકારે છે; પણ યોગ્ય વખતે એમને પાછી કોઈ સારી નોકરી આપવી જોઈએ એવી ભલામણ કરે છે. ઍન્ડ્રુઝ તો મરી ગયા એટલે કંઈ કહેવાનું રહ્યું નહિ. નરભેરામ શિરસ્તેદારને ઊંચી પદવીની નોકરી ન આપવી એવો ઠરાવ થાય છે.[1]

આમ બે ગોરા પાડાઓ લડ્યા, અને વચ્ચે કાળા શિરસ્તેદારનો ખોડો નીકળી ગયો. એમણે મુનસફની પરીક્ષા આપી પણ એમના નસીબે મુનસફગીરી ન રહી. પ્રકોપના આવેશમાં સરકારી નોકરીનું રાજીનામું

૧. Parliamentary Paper; The Baroda Khutput.

આપી એ ભરૂચ આવે છે. આ પ્રસંગને લીધે શંભુરામ અને નરભેરામ વચ્ચે થયેલાં વેર ત્રણ પેઢી ચાલે છે.

પણ આઉટ્રામની તપાસને પરિણામે બાબા નફ્રાને સાત વર્ષની સજા થઈ, અને જોઈતાશેઠાણીને ગાયકવાડે વડોદરામાં આબરૂભેર રહેવા દીધાં.

૩૧ વર્ષની ઉમરે નરભેરામ ટેકરાનું સ્વામિત્વ ભોગવે છે.

એ ઊઠે છે, બારીએ ઊભા રહી ભૃગુભાસ્કરેશ્વરની ઊડતી ધજાનાં દર્શન કરે છે. એ બારીએ બેસે છે ત્યારે એમની આમન્યા ઓળંગી કોઈ ટેકરા પર આવી જઈ શકતું નથી. માત્ર એમને મળવા આવનારાઓ પાસેને ઓટલે બેસી માનભેર જોયા કરે છે.

ઘરના વચલા ચોકમાં મોટા આરસના પાટલા પર બેસી એ સ્નાન કરે છે. પછી સફેદ કદ પહેરી, પહેલે માળે મહાદેવજીના મંદિરમાં જાય છે. એ સંધ્યા કરે છે; કોઈ વાર ચંદ્રશેખરના બાણુને ભક્તિથી નવડાવે છે; કોઈ વાર રુદ્રી કે ચંડીપાઠ કરે છે.

ઈ. સ. ૧૮૫૬ પહેલાંની વાત છે. એક વાર એ સંધ્યા કરવા બેઠા છે ત્યારે એક જોગી આવે છે. એ રોકયો રોકાતો નથી. એણે નરભેરામનું નામ સાંભળ્યું છે અને એને આજે એમને મળવું છે.

મુનશી પૂછે છે: 'કોણ છો?' જોગી કહે છે: 'મારે પાંચ હજાર રૂપિયા જોઈએ છે.' 'પાંચ હજાર!' 'હા.' આમ બે જણ થોડી વાત કરે છે, અને નરભેરામ ઊઠી, ઘરમાં હતા તેટલા રૂપિયા ગણી આપે છે.

પાછળથી કુટુંબ જાણે છે. ધીમેથી એકબીજામાં વાત કરે છે. આ જોગી તે ૧૮૫૭માં વિખ્યાત થયેલા નાનાસાહેબ હતા. આ વાત મને કહેવામાં આવી ત્યારે પણ છાની રાખવા જ. પચાસ વર્ષેય, સત્તાવનના બળવાખોરને મુનશીએ મદદ કરી તેની બીક બધાને લાગતી હતી.

સંધ્યા કર્યા પછી નરભેરામ જમવા બેસે છે. દયામા જાતે એમને પીરસે છે; બીજા કોઈની હિંમત નથી. જમતાં જમતાં જે છોકરાને એ બોલાવે તેના હાંજા ગગડી જાય છે. જમીને એ સૂઈ જાય છે.

ઊઠીને એ તાજું કડકડતું, ઝીણી મલમલનું પહેરણ પહેરે છે. દર અઠવાડિયે એમનાં કપડાં સૂરતથી ધોવાઈને આવે છે; અને એક વાર ડિલે અડકાડેલું કપડું ધોબી પાસે ધોવરાવ્યા વગર એ ફરી પહેરતા નથી. પછી નવા દેરાની સામે આવેલા દાજીમામાના ઘરમાં જઈ, રસ્તા પર પડતી બારીમાં એ બેસે છે. ત્યાં જોષી આવે તો ગ્રહ ગણે છે; કોઈ હકીમ કે વૈદ આવે તો નુસખાઓ તૈયાર કરાવે છે. ત્યાં માળ પર જ કીમિયો કરવાની ભઠ્ઠી પણ ચાલે છે.

એક કાગળ પર કીમિયાની પ્રક્રિયા અને દુશ્મન વશ કરવાના મંત્રો એક ફારસીમાં અને બીજા સંસ્કૃતમાં લખેલાં મેં જોયાં છે. તેમાં સુંદર અક્ષરે કંઈક અંગ્રેજી વાક્યો હતાં એમ પણ સ્મરણમાં છે.

પછી લોકો આવવા લાગે છે. ન્યાતની પટલાઈ થાય છે. ગામના ઝઘડા ચૂકવાય છે. કોઈ

ગવૈયો ગામમાં આવે છે તો તે બે રાગ સંભળાવી સેલું પામે છે. કોઈ શાસ્ત્રી આવે છે તો ચાર દિવસનો અતિથિસત્કાર મેળવે છે. કલેક્ટર કંઈ બેહૂદું કરવા ધારે તો નરભેરામ જઈ તેને સમજાવી આવવાનું વચન આપે છે. એક વાર કલેક્ટર સ્મશાન ફેરવવા માગે છે. એ કહી આવે છે: 'ખબરદાર! આ દશાશ્વમેધ પર બલિરાજાએ યજ્ઞ કર્યા હતા. એ અમારું સ્વર્ગનું દ્વાર છે. એ ન ખસે!' પરદેશી કલેક્ટર આ વાત સમજ્યો કે નહિ તે કોણ જાણે, પણ સ્મશાન ખસેડવાનું મોકૂફ રહ્યું.

પછી ખાસ મિત્ર આવે છે, ભરૂચના દેસાઈ. કોઈ વાર બંનેના આશ્રય હેઠળ ભરૂચની પ્રજાના હૃદયમાં રસ રેડતી રામજણી આવે છે. કેવી જાન તે યાદ નથી; ઘણુંખરું અમીરબક્ષ. એ પણ કુટુંબનું અંગ છે. છોકરાં પણ રમાડે છે ને અવારનવાર કોઈને રાગિણી પણ શીખવી જાય છે. ગાનતાનમાં રાત પડે છે. જ્યાં સુધી નરભેરામ મુનશી બારીએ બેસે છે ત્યાં સુધી ધોરી રસ્તા પર પ્રતિષ્ઠિત માણસો સિવાય કોઈ જતું નથી. અને પ્રતિષ્ઠિત પણ જતા જતા મળી જાય છે; નહિ તો છેવટે નીચેથી નમસ્કાર કરી, માફી માગી લે છે. જરા કોઈ કારણ આપે તો એમનો પ્રચંડ અવાજ સિંહના જેવો ગર્જે છે અને બધાં થરથર કાંપે છે.

મોડી રાતે એ ઘેર આવે છે, અને દીવાનખાનામાં એકલા સૂઈ જાય છે. દયામા સાધ્વી છે, પણ એમનું

વ્યક્તિત્વ ઓછું નથી. પતિ લહેરી છે તે એ જાણે છે, અને અસલી સ્ત્રીના ઔદાર્યથી એ બધું ચલાવી લે છે. એક વાર એક દુષ્ટ સ્ત્રી એમને જાળમાં ફસાવે છે ત્યારે ધોતિયું પહેરી, માથે ફાળિયું બાંધી, એ દુષ્ટાની બારીમાં દયામા પથરા નાખી આવે છે. એમનાં ઔદાર્યને પણ મર્યાદા છે. મુસલમાન જાન આવે છે, એક કોઈ પારસી સ્ત્રી પણ આવે છે, અને આ ભ્રષ્ટતા એ સહી શકતાં નથી. પતિના દૈહિક સંસર્ગનો તે ત્યાગ કરે છે.

જૂના રિવાજ પ્રમાણે આ પારસી સ્ત્રીનું પણ કુટુંબમાં સ્થાન છે. તે અવારનવાર આવે છે, છોકરાં રમાડે છે. ઘેરથી વારંવાર તેને ખાવાનું જાય છે; અને કેરીના દહાડામાં તે નાની બરણીમાં આફૂસની કેરીનો મુરબ્બો કરે છે અને 'ભાઈ'ને માટે લઈ આવે છે.

મેં એમને જોયેલ, એમ યાદ છે. મારા બાપાજી મરી ગયા ત્યારે એ રડવા આવ્યાં હતાં. છેક ઘડપણમાં પણ સૌંદર્યની રેખા એમના મોં પર હતી. એમણે બધાની ખબર પૂછેલી, મને ભાવથી આશ્વાસન દીધેલું, અને રડી રડીને પોતાની આંખો રાતી કરી દીધેલી.

આ ગઈ સદીના અગ્રગણ્ય ગુજરાતીની બહાદુરીની, મુત્સદ્દીગીરીની અને ઔદાર્યની ઘણી ઘણી વાતો ભરૂચ-સૂરતમાં પ્રચલિત હતી, તે મેં સાંભળેલી. એ ઈ. સ. ૧૮૬૯માં ગુજરી ગયા. મારા

પિતા માણેકલાલ, એમના ત્રીજા પુત્ર (જન્મ ઈ. સ. ૧૮૫૩), તે વખતે સોળ વર્ષના હતા.

જ્યારે નરભેરામ મુનશી મરવા પડયા ત્યારે દયામાને ઘણો ઉદ્વેગ થયો. એમને પતિ પહેલાં મરવાના કોડ હતા. એ કોડ પૂરવાની મહાદેવજીને તે પ્રાર્થના કરી આવ્યાં. દૈવયોગે તે એકદમ માંદાં પડયાં, અને પતિના અવસાન પહેલાં જ, સૌભાગ્ય-ચાંલ્લો લઈ સ્વધામ ગયાં.

૯

કાશીરામકાકાના પુત્ર નવનિધરામ પણ વકીલ હતા. તે ટેકરો છોડી પાસેના ફળિયાની હવેલીમાં જઈ રહ્યા હતા. તે સ્વભાવે સત્ત્વગુણી ને સંતોષી હતા.

અનુપમરામ મુનશીના બે પુત્ર હવેલીમાં જ રહેતા અને તે જુદા હતા છતાં, મિલકતમાં તદ્દન જુદા નહોતા થયા. મોટા પુત્ર જમિયતરામ બધાથી મોટા હતા, અને મેં જોયા ત્યારથી અપંગ જેવા હતા. એ આખો દહાડો છજામાં બેસતા, પાન ચાવતા, અને પોતાની પિચકારીથી નીચે જતાં સ્ત્રીપુરુષોને અવારનવાર રંગ્યા કરતા. એમને લોકો 'છજાના મુનશી'ને નામે ઓળખતા.

એમના નાના ભાઈ હરદેવરામ (૧૮૩૪–૧૯૦૩)ને નરસિંહરાવભાઈએ 'સ્મરણમુકુર'માં ચીતર્યા છે. ગત સમયના ગુજરાતની એ એક વિશિષ્ટતા હતા.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધની પ્રતિષ્ઠામૂર્તિઓનું એ દર્શન કરાવતા હતા. એમનો ઠાઠ, એમનાં દૂષણો ને એમના સંસ્કાર એમના જમાનાની બહાર મળે એમ નથી. એ ૧૮૩૪માં જન્મેલા અને એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટમાં ભણેલા. એ ખેડામાં માસ્તર થયેલા, અને મણિભાઈ જશભાઈ એમના શિષ્ય હતા એવી વાયકા મેં સાંભળેલી. પછી એમણે પરીક્ષા પસાર કરી અમદાવાદમાં વકીલાત કરવા માંડી. ભોળાનાથ સારાભાઈ, હરિલાલ સેતલવાડ,[૧] નરભેરામ ઠાકોર,[૨] દેસાઈભાઈ દેસાઈ,[૩] કૃષ્ણમુખરામ મહેતા,[૪] અને કાંકરોલીના ગોસ્વામી મહારાજ એમના મિત્રો હતા. પછી એ મુનસફ થયા; અને તે પદથી ઊતરી, પેનશન લઈ એ ઘણાં વર્ષ ડાકોરના મંદિરના 'રિસીવર' રહ્યા. મેં એમને જોયા ત્યારે પોતે એ અધિકાર ભોગવતા. જિંદગી સુધી 'રાવસાહેબ' પણ હતા.

મને સ્મરણ છે તે મુજબ આખું જગત હરદેવરામ મુનશીને, પાછળ 'બધુભાઈ સાહેબ' અને મોઢે 'સરકાર' સિવાય સંબોધતું નહિ. શરીરે એ મુનશીઓના પ્રમાણમાં ઊંચા ને સ્વરૂપવાન હતા.

હરદેવરામ રણછોડરાયજીના પરમભક્ત હતા; અને 'રિસીવર' હતા ત્યારે ગોમતી પર આવેલા

૧. સર ચિમનલાલના પિતા, ધારાશાસ્ત્રી અને મુનસફ. ૨. સુવિખ્યાત ધારાશાસ્ત્રી ગોવિંદલાલના પિતા, ધારાશાસ્ત્રી. ૩. દી. બ. હરિલાલ દેસાઈના પિતા, ધારાશાસ્ત્રી ને ખેડાના સરકારી વકીલ. ૪. સુરતના સુવિખ્યાત મુનસફ.

પોતાના ઘરમાંથી સંધ્યા કરી, રણછોડજીની પૂજા કરવા રોજ મંદિરે જતા. ઘડપણમાં પણ એમનું કસરતી ને સુરેખ શરીર અણનમ રહ્યું હતું. શ્વેત કદના સફાઈથી ચીપેલા સળ કમર પરથી પગ સુધી છટાભર્યા વિસ્તરતા. એમનો રંગ અતિ ગૌરવર્ણો ને ગુલાબી હતો. સંધ્યાના ગુલાબી આકાશમાં શશિલેખા સમું જનોઈ લટકતું. મોં વૃદ્ધ પણ સુંદર હતું. ગળે એક રુદ્રાક્ષની માળા રહેતી. નાક તીણું અને આંખો ઘાટીલી ને તેજભરી; સફેદ ને સુંવાળી મૂછ અને શિખા; અને બધાને ભવ્ય બનાવતું કપાળે સુખડનું અણીશુદ્ધ ત્રિપુંડ. હાથમાં ચાંદીનું જામ ને આચમની લઈ, રૂપાને પતરે મઢેલી પાવડીવાળા દૂધ જેવા પગથી ધીમે ધીમે અક્કડ રીતે ગૌરવભેર ડગ ભરતા, એ ઘરની બહાર નીકળતા. આગળ એક પટાવાળો ચાલતો અને પાછળ નોકર સફેદ શાલ ને પૂજાપો લઈ આવતો. ગોમતીને તીરે નાહવા ઊભેલા ને નાહી રહેલા યાત્રાળુ એમને પગે લાગી પૂજ્યભાવ દર્શાવતા; ને 'સરકાર' જરા હસી, હાથ લંબાવી, આશીર્વાદ દઈ, ડાકોરજીનાં ચરણ પખાળવા ચાલ્યા જતા.

મેં ઘણા સુંદર વૃદ્ધો જોયા છે, ઘણી ભભકદાર વ્યક્તિઓ જોઈ છે, પણ બધુભાઈકાકાનું બાલપણમાં વારંવાર કરેલું આ દર્શન આજે નજર આગળ ખડું થાય છે, અને મને લાગે છે કે સંસ્કારી બ્રાહ્મણત્વની આવી તેજસ્વી, સુંદર, કલાત્મક ને ભભકદાર પ્રતિમા જોવા હું ફરી ભાગ્યશાળી થયો નથી.

અબુભાઈકાકા જીવનના રસિયા અને કલાકાર હતા. એમનો ઠાઠ ઓર હતો. કોદર રસોઇયો ને મોરાર નોકર—ઊંચા, પહોળા, પડછંદ, ખાઈબદેલા પણ નિમકહલાલ—એમના જીવનના સ્થંભો હતા. સરકાર ઊઠે ત્યારે તાપવા સગડી તૈયાર; ગરમ પાણી તૈયાર; બે પાટલા ભરી મંજનો, ઊલો, ને ભસ્મો પ્રદર્શનની માફક હાજર. સરકાર નહાય તે પહેલાં પહેરવાનાં ધોતિયાં પર પહેલેથી મોટો એક શંખ ઘસીઘસીને, કાછડીપાટલીના સળેસળ બંધબેસતા ને લીસા કરવામાં આવતા: આજની ધોબીની ઇસ્ત્રી તો એની વિસાતમાં નહિ. નાહીને સરકાર સંધ્યા કરે ત્યારે કોઈથી મોટે સ્વરે બોલાય નહિ. સરકારનું જમવાનું જુદું. બે ઝીણી રોટલીઓ ઘીમાં તર્યા જ કરે: તે તરબોળ રોટલીઓ સરકારને જ માટે, બાકીનું ઘી કોદર પી જાય. જમતી વખતે સરકારને માટે ત્રણ પાટલા: અઢેલવાનો, બેસવાનો ને ભાણાનો; ખાસ મિત્રો કે બાપાજી જેવા માટે બે,—ભાણાનો નહિ; બીજાને માટે અકેકો—બેસવાનો. રોજ રંગોળી પૂરવાની ને અગરબત્તીઓ ચેતાવવાની; કોઈ કોઈ વાર સુખડનો ધૂપ પણ ખરો. સરકાર કદી એકલા જમે નહિ; બેચાર મિત્રો ને બેચાર સંબંધીઓ સાથે ખરા જ. જમતાં જમતાં વાતો થાય, ગપાટા હંકાય ને શીઘ્ર કવિતા પણ રચાય.

સરકાર જમી ઊઠે કે તરત સૂવા જાય. નવી ચાદર પાથરેલી પથારી થાય. ઉનાળો હોય ત્યારે

ખસની ટટ્ટીઓ નંખાય અને કલાકે કલાકે તેના પર પાણી છંટાય. નમતે પહોરે ઘરનો આશ્રિત પુરાણી કે માસ્તર યોગવાસિષ્ઠ કે ભારત વાંચે તે સરકાર ઊઠીને સાંભળે અને જેઓ હાજર હોય તેમણે તે રસથી સાંભળવું પડે.

પછી મિત્રો આવે ને વાર્તાલાપ ચાલે. કોઈ સાહેબ કે અંગ્રેજી ભણેલો આવે તો સરકાર વાતો કરે અને જરા જરામાં અંગ્રેજી કાવ્યોની પંક્તિઓ કહી નાંખે. કોઈ વિદ્વાન આવે તો સંસ્કૃત સાહિત્યનાં યોગ્ય સૂત્રો બોલ્યે જાય; ને દક્ષિણી હોય તો મરાઠી અભંગો પણ ખરાં. સામાન્ય રીતે ગુજરાતી ને હિંદી સુભાષિતો વર્ષ્યાં જ જાય અને મળવા આવનાર આ પ્રખર વિદ્વત્તા પર વારી જાય – પણ એકબે વખત જ આવ્યા હોય તો! હું પહેલાં બહુ જ અંજાઈ ગયેલો. પણ રોજ રોજ બેસીને અને વધતા અભ્યાસને પરિણામે આ વિદ્વત્તાનું મૂળ સમજી શક્યા. આ વિદ્વત્તા નહોતી, કલા હતી: ગણ્યાંગાંઠ્યાં સુભાષિતોને જુદાં માણસો જોડે જુદી પણ યોગ્ય રીતે વાપરવાની માત્ર હથોટી હતી. એમના વાર્તાલાપના બે મોટા મૌલિક નિયમો: સામો માણસ માત્ર જવાબ આપે એટલો જ તેનો અધિકાર; અને સરકાર કહે તેનો વિરોધ કરવાનો તેનો અધિકાર નહિ જ. આ નિયમોનો ભંગ થાય તો મીઠાશ, મહેરબાની અને સભ્યતા મેળવવાનો સામાનો હક તરત ચાલ્યો જાય; સરકારની ઉગ્રતા તેને ધુત્કારી નાખે.

રોજ દીવામાં બત્તી પડે ત્યારે ઘરનાં, પડોશીઓ ને મિત્રો ભેગાં મળે, અને સરકાર ભજન કરાવે. 'શાંતાકારં ભુજગશયનં'થી તે શરૂ થાય. વચ્ચે મરાઠી કીર્તન આવે,–'સોપાન મુક્તાબાઈ' હમેશાં આવતાં. 'અચ્યુતં કેશવં' થાય, અને 'રઘુપતિ રાજારામ'થી ભજન પૂરું થાય. ઘણી વાર એ 'સોપાન મુક્તાબાઈ'નો મેં વિચાર કરેલો: સોપાન એટલે તો દાદર; મુક્તાબાઈ સોપાન પર ચડી કે તેના પરથી પડી ગઈ? — પણ એ મુક્તાબાઈ કોણ? . . . મોટો થયો ત્યારે એને મહારાષ્ટ્રીય સંત તરીકે મેં ઓળખ્યાં.

ઘેર હમેશાં પગારદાર ગવૈયો ને તબલચી હોય જ, અને રોજ સાંજથી તે મોડી રાત સુધી મહેફિલ ચાલે. સરકાર પોતે તંબૂરો વગાડે ને બુલંદ સંસ્કારી સૂરે શિષ્ટ સંગીત છેડે. કાંકરોલીના કોઈ ગોસ્વામી મહારાજના સંગીતમાં એ સહાધ્યાયી હતા એમ કહેવાતું – ક્યાં ને ક્યારે તે ખબર નથી.

એમની મોટી પુત્રીની પુત્રી કુમળી વયે વિધવા થઈ. ઘર શોકથી છવાઈ ગયું. બધાંને કારી ઘા લાગ્યો. આ દુઃખદ બનાવ બન્યાને પાંચ સાત દહાડા થયા હશે. સરકાર ઓટલે બેસી દાતણ કરતા હતા. સ્ટેશનેથી એક ઉત્તર હિન્દુસ્તાનની રામજણી તબલચી ને સારંગીવાળા સાથે ટેકરા પર આવી.

'બાબુભાઈ સરકાર કા ઘર કહાં?'
'શું છે? શું છે? આ શું?'

સરકારને સલામ કરી રામજણીએ હસીને કહ્યું, 'મૈં ગઈ થી કાંકરોલી. ઓર મહારાજજીને કહા કે ક્યાં તક આઈ હૈ તો અધુભાઈ સરકાર કા ગાના સુનકર જા. ઉસી લિયે મૈં ફોરન ચલી આઈ.'

'અરે એ બાવાને તે કંઈ પડી છે? અમારું તો ઘર સળગી ગયું છે,' અધુભાઈકાકા અકળાઈને બોલ્યા.

'હો, સરકાર!' નમ્રતાથી રામજણીએ કહ્યું: 'મૈંને ભી સુના. કૈસી આફત! અલ્લાતાલા આપ જૈસે નામવર કો કયું સતાતા હય? લેકિન સરકાર! મૈં ન પૈસે કે લિયે આઈ હૂં, ન મહેફિલ કે લિયે. સિર્ફ એક ગાના સુનૂંગી ઔર એક સુના દૂંગી. બસ, કલ ચલી જાઉંગી.'

ઉત્તર હિન્દુસ્તાનથી રામજણી સરકારનું ગાયન સાંભળવા આવે ને દૌહિત્રીને વૈધવ્ય આવે! આ બે ધર્મસંકટ વચ્ચે પલવાર સરકારે વિચાર કર્યો ને બૂમ મારી, 'ઓછવ! મોરાર!'

'જી, જી સરકાર.'

'આ બલા કયાંથી આવી પહોંચી? લઈ જાઓ એને. ધરમશાળામાં ઉતારો ને સીધું સામાન મોકલી આપો. આ તે આપણો ગાયન સાંભળવાનો વખત છે? હર, હર, હર.' ઈશ્વર તરફ જોઈ, 'શો વખત છે? પ્રભુ! રણછોડરાયજી! તારો એકલાનો આશરો છે.' આટલું મોટેથી બોલ્યા પછી, પછી ધીમેથી કહ્યું, 'ને ઓછવ! આવી છે સાંભળવા તો કંઈ સંભળાવ્યા વગર ચાલે? જો, રાતના બે વાગ્યે તબેલાના

માળિયા પર બેઠક કરજે. ચારે તરફ ઘાસની ગંજીઓ ગોઠવી દેજે કે ચેષ્ટાખોરો સાંભળે નહિ.'

સવારે રામજણી વિદાય થઈ ત્યારે પેટ ભરીને એણે સાંભળ્યું હતું ને સંભળાવ્યું હતું.

પણ એમનું સંગીત મને ઘણું જ અકારું લાગતું. એક વાર ઘડપણથી શિથિલ થયેલે ગળે અધુભાઈકાકા ગાતા હતા. હું ઓટલે રમતો હતો. એમનો આલાપ 'આ–આ–આ ને બદલે' 'આઆ–ય આઆ–ય આઆ–ય —' નીકળતો હતો.

મારાથી બહાર ચાળા પડાઈ ગયા, 'હાઆય–હાઆય–હાઆય !'

એમણે એ સાંભળ્યું. 'કોનો મૂઓ છે? મોરાર, પકડ. એ કોણ છે તો?' એમણે બરાડો માર્યો.

મોરાર આવે તે પહેલાં તો હું પોબારા ગણી ગયો. પણ ત્યાર પછી 'સરકાર' ગાવા માંડે કે હું પસાર થઈ જાઉં. એ પાપને પરિણામે મારા સંગીત-સંસ્કાર અણખીલ્યા રહી ગયા, અને તેનો પશ્ચાત્તાપ હું આજે પણ કરું છું.

એમનો ઠાઠ, સૂર્યચંદ્રના તેજની માફક, એમનું આખું જગત સ્વીકારતું. એ કોઈને ત્યાં જમવા જાય તો પહેલાં કોદર રાંધવા જાય, સરકારને જોઈતી રસોઈ ત્યાં કરે, સરકારને યોગ્ય ત્રણ પાટલા માંડે,—અને પછી સરકાર જમવા આવે. ન્યાતમાં પોતે ભાગ્યે જ જમવા જાય પણ જેને ત્યાં ન્યાત હોય

તે એમને બોલાવવા આભ ને ધરતી એક કરે. સરકાર આવવા કબૂલે તો ન્યાતમાં વાહવાહ થાય; અને કોદર ને મોરાર આવે, બધી તૈયારીઓ કરે, અને ઘરવાળાની પંગત જોડે સરકાર પોતે ત્રણ પાટલે બેસી જમે.

કોઈને ત્યાં મરણપ્રસંગે સરકાર જાય તો મોટી મહેરબાની. સ્મશાનેથી પુરુષો આવે ને ખબર પડે કે સરકાર આવે છે, એટલે મોરાર હાજર થઈ જાય, ઓટલા પર પાટલો મુકાય, બધા વાટ જોઈ ઊભા રહે. સરકાર સ્વચ્છ ધોતિયું પહેરી ઓઢી, રડતા રડતા આવે. મોં લાલ લાલ થઈ જાય. આંખોમાંથી દડદડ આંસુ પડે. સુંદર શબ્દોમાં મરેલાની પ્રશંસા કરે. શંકરાચાર્યનાં વચનથી વૈરાગ્યનો બોધ આપે ને જેમ આવ્યા હોય તેમ, નાટકમાં રાજા આવીને જાય તેમ, ચાલ્યા જાય . . . પાછળથી ચેષ્ટા કરનારાઓ ચેષ્ટા પણ કરે; પરન્તુ જેને ઘેર આવ્યા હોય તેને શાતા વળે.

એક વાર હું સાથે ગયો હતો ને સાથે પાછો આવ્યો હતો. અધુભાઈકાકાની લાગણી જોઈ હું દિંગ થઈ ગયો. સામે જ એમનું પોતાનું ઘર હતું. તેમાં પગ મૂક્યો કે એમનું મોં બદલાઈ ગયું, આંખોમાં આંસુ સુકાઈ ગયાં, ને તિરસ્કારપૂર્વક તે બોલ્યા: 'ઊંહ! એક મોટો છોકરો મરી ગયો તેમાં તો ઓહોહોહો જાણે પૃથ્વી રસાતાળ ગઈ!' . . . મારા અચંબાનો પાર રહ્યો નહિ.

એમણે જીવનને એક નાટક માન્યું હતું અને તેનો એક અણુઘડ, અલ્પ નટ હું ન્યાયાસને ચડવાની શા માટે ધૃષ્ટતા કરું? અધુભાઈકાકાના જીવનની પણ એક ભાવના હતી: દરેક કર્તવ્ય ઠાઠથી, લોક અંજાય એવી રીતે કરવાની. અને એ એમના જમાનાની વૃત્તિ પર એ ભાવના રચાઈ હતી. એને ખોટી કહેવાનો બીજા જમાનાને શો અધિકાર?

'સ્મરણમુકુર'માં નરસિંહરાવભાઈ અધુભાઈ-કાકાને ચીતરતાં લખે છે:

"આ જમાનાના વાચક! આ રંગીલી, મોજીલી, નિખાલસ જીવનસાગરના તરંગો ઉપર—શાન્ત લહરીઓ ઉપર તેમ જ પ્રચંડ ઊછળતા તરંગો ઉપર—એકસરખા અલ્પભારથી પ્રફુલ્લ નૃત્ય કરતી વિરલ મૂર્તિને તું અન્યાય ના આપીશ. આ જગતમાં ડાહ્યા, ગંભીર, માથે ઘંટીનું પડ મૂકી ફરનારા, હાસ તે શું તે ના જાણનારા, સ્મિતનું સૌન્દર્ય પણ સ્મિતક્રિયા ઉપર ઉપકાર કરતા હોય તેમ પ્રગટાવીને એ વસ્તુને વિરલ પ્રસંગે વાપરનારા તેં બહુ જોયા હશે, આપણી રંગીલી મૂર્તિ અને ગંભીર મૂર્તિ વચ્ચેના અનેક ક્રમ તેં દીઠા હશે; પણ આવી નિર્દોષ રંગીલી વ્યક્તિઓ વિરલ જ છે; અને એટલે દરજ્જે, તેમ જ અનેક દૃષ્ટિએ એવી મૂર્તિની કિંમત આંકવી કઠણ છે. માનવ જીવનના વિશાળ આકાશમાં ઘેરી ઘટાઓની પદરેખા સ્થાયી મુદ્રા મૂકી જતી હશે કે કેમ તે હું જાણતો નથી; પરંતુ આવી આનન્દરસનો પૂર્ણ આસ્વાદ કરનારી, પોતાની આનન્દસરિતા વડે અનેક ક્ષેત્રભૂમિઓને હરિયાળા હાસભરી કરનારી, વ્યક્તિઓ એ આકાશમાં संध्याभ्ररेखेवमुहूर्तरागाः તને ભાસે તો તારી ભૂલ છે, એ આછા જણાતા રંગોનું સૌન્દર્ય ક્ષણભર પ્રગટ થઈ લુપ્ત થતું જણાય છે ખરું, પરંતુ એની ગૂઢ પદપંક્તિ અનન્તતાના પટમાં અલોપ્ય સ્થાન પામે છે."[૧]

---

૧. સ્વ. નરસિંહરાવ દિવેટિયા: 'સ્મરણમુકુર'—'સ્વ. હરદેવરામ માસ્તર;' પૃ. ૧૭૧–૭૨.

## ૧૦

સરકારના શોખનો પાર નહોતો. અને લહેરમાં, ઔદાર્યમાં ને અતિથિસત્કારમાં એમણે નરભેરામ મુનશીની કીર્તિ ઉજ્જ્વલ રાખી હતી. વારપર્વે સરકાર જાફત કરે. મિત્રો આવે, પોતાનાં ને મિત્રોનાં છોકરાંઓ આવે. અમે બધાં બળદગાડીમાં બેસી ગામ બહાર કોઈની વાડીમાં જઈએ. લાડુ, દૂધપાક ને પોંક થાય તે ખાઈએ. સંગીત ને ટોળટપ્પામાં દહાડોરાત જાય. આવે સમયે એમના પ્રિય સોબતીમાં હતા ધીરજરામ પુરાણી—ગુજરાત સમસ્તના ધીરજકાકા, દેશભક્ત છોટુભાઈ બાલકૃષ્ણ પુરાણીના કાકા. બાપાજીના પણ એ મિત્ર થાય. 'ધીરજકાકા' ઘરમાં આવે કે ઘર ઊંઘતું હોય ત્યાંથી જાગે.

'માકુભાઈ! એ રાવસાહેબ! આવું કે?'—એટલું ખડકીમાં પેસતાં બોલતા, અને બાપાજી બારીએ નીકળે એટલે એ નવેણમાં પેસી જતા. 'તાપીભાભી! આજે હું જમવાનો છું. અરે, પણ પેલો કનુભાઈ ક્યાં ગયો?' કહી મને ઊંચકે ને ભેટે. મને એ ગમે નહિ; એટલે વધારે જોરથી ભેટે. 'જો, દીકરા, કવિતા શીખવું: "'જે વાંચે ચોપડી તે ચોપડી ચોપડી ખાય'—તારા બાપની માફક; ને 'જે ન વાંચે ચોપડી તે બેપડી કરમાં સહાય'—મારી માફક. સમજ્યો? ચોપડી ચોપડી ખાય એટલે—જો તાપીભાભી બનાવે છે તે, રોટલી; અને બેપડી એટલે ઘંટી."

એટલે દાદર ઉપરથી બાપાજી બૂમ પાડે: 'ધીરજકાકા, જોજો છોકરાને કંઈ નઠારું શીખવતા !' કાકાની જીભે બીભત્સ વાત જરા જરામાં આવતી.

'અરે માકુભાઈ! જીભને તે હાડકું હોય? જે આવે તે ખરું. ને હું નહિ તો કોઈ એને શીખવ્યા વગર રહેવાનું છે?'

'ધીરજકાકા! એવું શું બોલો છો?' મારી બા કહે.

એટલે એ વાત ફેરવે: 'ચાલ દોસ્ત, શીખવું. બોલ—

'સૌથી મોટાં અન્નપાણી, કહે છે ધીરજકાકા વાણી.'

જ્યારે એ આવે ત્યારે આવી કવિતાના બે બોલ શીખવીને જાય. એવી ઘણી ઘણી કવિતા એ કરતા અને મિત્રોને ગાઈ સંભળાવતા.

ધીરજકાકા જેવો મશ્કરો મેં ગુજરાતમાં જોયો નથી. એમની મશ્કરીઓ કોઈએ સંગ્રહી નથી એ અફસોસની વાત છે. એક બે વાત મને યાદ રહી છે તે અહીં લખું છું.

× × ×

મારા જન્મ પહેલાં એ ભરૂચના સુપરિન્ટેન્ડન્ટના કારકુન હતા. એક દહાડો ધીરજકાકાથી, આપણી જૂની રીત પ્રમાણે, પાટલીનો છેડો ઘૂંટણ ઉપર લેવાઈ ગયો. સાહેબે શિખામણ દીધી.

'ડેખો ઢીરજકાકા! ઐસે ઢોટી લેના બેશર્મ હય. હમારા લોગ ઉસકુ નંગા કહેતા હૈ.'

'બોત ખૂબ, સાહેબ!' ધીરજકાકાએ નીચા નમી કબૂલાત આપી ને રજા લીધી.

બીજે દહાડે સવારે સાહેબ ડિસ્ટ્રિક્ટમાં જવાને તૈયાર થયા.

'ઘોડા લાઓ.'

'જી હજૂર,' ઘોડાવાળાએ કહ્યું. પણ ઘોડો આવ્યો નહિ.

સાહેબ ઊકળ્યા: 'ડે – ગધ્ધા – સુવર! ઘોડા લાઓ.'

ઘોડાવાળો ધ્રૂજતો આવ્યો: 'હજૂર, ધીરજકાકા ઉસકી માપણી કર રહે હૈં.'

'માપણી? ક્યા બકટા હૈ?' અધીરા સાહેબ દોડતા તબેલામાં ગયા. ધીરજકાકા અને બીજો એક માણુસ ગજથી ઘોડાનાં અંગો માપી રહ્યા હતા.

'ઢીરજકાકા! યૂ...ક્યા કરટા હૈ? પાગલ હો ગયા?'

'અરે ના રે ખુદાવંદ! બરાબર કાળજું ઠેકાણે છે.'

'ટો ક્યા કરટા હૈ?'

'આપનો હુકમ માથા પર ઉઠાવું છું,' ઠંડે કલેજે ધીરજકાકાએ કહ્યું.

'હુકમ! ક્યા બકટા હૈ?'

'જી, હા, હજૂર. આપે કહ્યું હતું કે ઘૂંટણ દેખાય એ તો નાગો—બેશર્મ; સાહેબ, આ સા.... નફ્ફટ, બેશર્મ ઘોડો ચારે ઘૂંટણ ઉઘાડા રાખીને

ઊભો રહે છે તેથી હું દરજીને બોલાવી લાવ્યો છું. એને માટે પાટલુન કરાવવું છે.'

સાહેબે પછી શું કર્યું તે કોઈ કહેતું નહિ.

× × ×

બીજી મજાકની વાત પણ મેં સાંભળી છે. ધીરજકાકાની ઑફિસમાં એક કારકુન હતો; છબીલ કહીશું તો ચાલશે. છબીલના કાકાનો કાજગરો છોકરો મગન કાચી વયે મરી ગયો તેથી તેને અમદાવાદ કાણે જવાનું થયું. પણ તેને ન આવડે કાણે જતાં કે ન આવડે આશ્વાસન દેતાં એટલે ધીરજકાકાની મદદ માગી.

ધીરજકાકા તૈયાર હતા, પણ કંઈ એમ ને એમ થાય ? 'બે રૂપિયા આપે તો સાથે આવું ને તારી કાણ પાર ઉતારું.' એમણે કહ્યું.

છબીલ ગભરાટિયો હતો; બે રૂપિયા આપી ધીરજકાકાને તે અમદાવાદ લઈ ગયો.

પરોઢિયે ચાર વાગ્યે ગાડી અમદાવાદ પહોંચી, અને જ્યારે બન્ને જ્યાં જવાનું હતું ત્યાં પહોંચ્યા ત્યારે ચારે પાસનાં ફળિયાં ધીરજકાકાના બુલંદ અવાજથી ગાજી રહ્યાં: 'ઓ મારા મગન રે–ઓ મારા મગનિયા રે !'

લોકો આંખો ચોળતા ઊઠ્યા. કોણ આવ્યું ? મગનના બાપભાઈઓ વહેલા વહેલા ધોતિયાં ઓઢી ઓટલે આવ્યા. ઘરની ને પાડોશની સ્ત્રીઓ જેમ તેમ એકઠી મળી, છેડો વાળવા બેઠી.

છબીલ અને ધીરજકાકા પાસે આવ્યા: 'ઓ મારા મગન રે !'

બાપભાઈઓએ પ્રતિશબ્દ કર્યો : ‘ ઓ મારા મગનિયા રે. ’

બૈરાંઓએ સૂર પૂર્યો : ‘ અરે ભાઈ, તને મરવો નહોતો ધાર્યો હું હું હું હું હું— ’

પછી છબીલ ને ધીરજકાકા બાપભાઈઓ પાસે બેઠા ને રડવા લાગ્યા. શિષ્ટાચાર પ્રમાણે નવા આવનાર પહેલાં પોતે છાના રહે અને બાપભાઈઓને છાના રાખે; પછી અંદરનાં બૈરાં રડતાં રહે. પણ ધીરજકાકાને બે રૂપિયાની કિંમતનો મગનવિરહનો આઘાત લાગેલો એટલે હૃદયભેદક અવાજે, આંસુ ને ધ્રૂસકાં સાથે ‘ ઓ મારા મગનિયા રે ’ની પરંપરા તેમણે પોકાર્યે જ રાખી. પાંચ મિનિટની દસ મિનિટ થઈ, પંદર થઈ; ન ધીરજકાકા છાના રહે, ન બાપભાઈઓથી રહેવાય, ન બૈરાંઓથી રહેવાય. ધીરજકાકા તો માથું પકડી છાતીફાટ રડ્યે જ જાય : ‘ ઓ મારા આ – આ મગનિયા આ–આ રે એ એ— ’

આખરે બાપભાઈઓ રડી રડીને થાક્યા ને છબીલને ધીમેથી કહ્યું : ‘ અરે, પેલાને કહે કે છાનો રહે. ’

છબીલે બે પોક વચ્ચે કાકાને કાનમાં કહ્યું : ‘ હવે છાના રહોને ! ’

ધીરજકાકાને છાતીફાટ રડવાનો જુસ્સો આવ્યો : ‘ ઓ મારા મગનિયા રે.... ’

ફરી બાપે કહ્યું; ફરી છબીલે કહ્યું. આખરે ધીરજકાકાએ ગગનભેદી ‘ ઓ મારા મગન રે ’ અને

વચ્ચે છબીલને રડવાને જ રાગે, ‘રડવાના પૈસા આપ્યા છે, છાના રહેવાના નહીં,’ એટલું ધીમેથી કહ્યું અને પછી મોટેથી ફરી આગળ ચાલુ રાખ્યું: ‘ઓ મારા મગન રે!’

આખરે ન છૂટકે છબીલે સોદો કર્યો; છાનામાના બે રૂપિયા લૂગડાંની સોડમાં ધીરજકાકાને આપ્યા — છાના રહેવાની ફી!—ત્યારે ધીરજકાકાનો આઘાત શમ્યો, આંસુ સુકાયાં, ‘મગનિયા’ની પોકો અટકી. અને કાણ વીખરાઈ!

× × ×

........ત્રણ મિત્રો ડાકોરમાં ભેગા થયા. સરકાર, કૃષ્ણમુખરામકાકા અને ધીરજકાકા. અમે પણ હતાં.

‘અધુભાઈ, રોજ બપોરે સૂઈ શાના જાઓ છો?’ કૃષ્ણમુખરામકાકાએ કહ્યું.

‘મને બપોરે સૂતા વિના નહિ ચાલે.’ અધુભાઈકાકાએ કહ્યું.

‘વારુ ભાઈ! અમારાથી ના કહેવાય? સૂઓ—સૂઓ સૂઓ. અધુભાઈ સરકાર નહિ સૂશે તો બીજું કોણ સૂશે?’ ધીરજકાકાએ જવાબ આપ્યો.

અધુભાઈકાકા સૂઈ ગયા, નિરાંતે. અડધો કલાક થયો અને છાપરાનું નળિયું ખસ્યું, અને પાણીની ધારા મચ્છરદાનીમાં થઈ ઊંઘતા સરકારનો અભિષેક કરી રહી.

તે જાગ્યા: ‘કોદર! મોરાર! કોણ સ....છાપરા પર છે? પકડો, પકડો!’ અને પાણીથી તરબોળ સરકાર ફલંગ મારતા બહાર દોડી આવ્યા.

છાપરા પર મૂકેલી નિસરણી પરથી બે પ્રતિષ્ઠિત વૃદ્ધો કછોટા મારી, હાથમાં ખાલી ઘડો લઈ, નીચે ઊતરી આવતા મેં જોયા. ધીરજકાકા કહેતા હતા, 'સૂઓ, અધુભાઈ, સૂઓ! અમારાથી ના કહેવાય? સરકાર નહિ સૂશે તો કોણ સૂશે?'

અધુભાઈકાકા ક્રોધમાં કાંપતા હતા અને એમના મિત્રો ખડખડ હસતા હતા. આ પ્રસંગે મને ઘણી મોજ પડી હતી, એવું ઝાંખું સ્મરણ છે.

× × ×

ધીરજકાકાને મન જીવન એક મોટી મજાક હતી; એમાંથી તોફાન ને હાસ્યના અનેક રંગો એ કાઢતા ને બધાને તેનો પાશ લગાડતા. ન્યાતીલા નહિ છતાં એ ટેકરાનું અંગ હતા. અને એમનું નિખાલસ દિલ, આનંદી સ્વભાવ અને રમૂજી ટુચકા વિના કયાંય સુધી ટેકરાનું વાતાવરણ સૂનું સૂનું લાગતું.

૧૧

એકચક્રે રાજ્ય કરતા નરભેરામ મુનશી સ્વર્ગે ગયા, (૧૮૬૯); અને એ રાજ્યને ખળભળાવતા, મહાવિગ્રહના બીજરૂપ હું પૃથ્વી પર આવ્યો, (૧૮૮૭). આ બે બનાવ વચ્ચેના શાતામય સમયમાં મોટા કાકાની આણ ટેકરા પર ફરતી હતી. જ્યારે બાપ ગુજરી ગયા ત્યારે મોટા કાકા ફરસરામ મુનશી (૧૮૩૭–૧૯૦૧), બત્રીશ વર્ષના હતા. ૧૮૫૨–૫૩માં

એમણે ભરૂચ બંદરેથી વહાણમાં બેસી, મુંબઈ જઈ, એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટમાં કેળવણી લીધી હતી. એ નર્મદના સહાધ્યાયી હતા ખરા, પણ બુદ્ધિવર્ધકનો વા એમને લાગ્યો હોય એમ જાણમાં નથી. પછી એ વકીલ થયા અને ૧૮૬૦થી એમણે ભરૂચમાં વકીલાત કરવા માંડી.

એક વખત મારી હાજરીમાં પોતે વકીલ કેમ થયા તેની તેમણે વાત કરી હતી, તે મને યાદ છે. વકીલ બન્યા પછી ચાળીસ વર્ષે કહેવાયેલી વાતમાં કલ્પનાના અનેક રંગ હશે. પણ તે વાત એ સમયના જમાનાનો ચિતાર જરૂર આપે છે. ઘરનાં ભણતાં છોકરાંઓ તરફ તિરસ્કારથી હાથ લંબાવી તેમણે કહ્યું હતું:

“આ સા–ઓ શું કપાળ પરીક્ષા આપવાના હતા? આપણે તો એક સગરામ લીધું. તેમાં મહેતો બેઠો ને આપણે ઘોડા પર સવાર થયા. ગામેગામ મારે માટે ભાઈએ (નરભેરામ મુનશીએ) ખેપિયા મોકલી તૈયારી કરાવી હતી, એટલે આપણે માટે બધે ઊતરવાનો બંદોબસ્ત થઈ ગયો હતો. જ્યાં પહોંચ્યા ત્યાં લાડુજલેબી તૈયાર! વીસ દહાડે આસ્તે આસ્તે આપણે મુંબઈ પહોંચ્યા અને ધીરજલાલભાઈને ત્યાં ઊતર્યા. ન ઓળખ્યા? ધીરજલાલ મથુરાદાસ, હાઈકોર્ટના સરકારી વકીલ; ભાઈના મોટા દોસ્તદાર થાય. પછી ધીરજલાલભાઈએ બધાની ખબર પૂછી, મારી પરોણાચાકરી કરી, ને કહ્યું: ‘જો, દીકરા ફરસુ,

હું કાલે તને ચીફ જસ્ટિસ પાસે લઈ જઈશ. જવાબ તો ખખડાવીને આપશે ને ?'

"મેં કહ્યું: 'અરે હા રે કાકા ! જવાબ દેવામાં આપણને કહેવું નહિ પડે. પણ કાકા, ખરેખર કાયદો વાંચ્યો નથી.'

"'જખ મારે છે,' કાકાએ કહ્યું.

"પછી બીજે દહાડે ધીરજલાલભાઈ પાલખીમાં બેઠા, હું ઘોડા પર બેઠો, ને અમે કોરટે ગયા. થોડી વારે એમણે મને બોલાવ્યો. મોટી ખુરસી પર ચીફ જસ્ટિસ ઝભ્ભો પહેરી બેઠા હતા. આપણે જઈ તેને સલામ બજાવી. ધીરજલાલભાઈએ થોડી વાત અંગ્રેજીમાં ફેંકી. પછી ચીફ જસ્ટિસે અંગ્રેજીમાં કહ્યું: 'Ask the boy; does he know the law of mortgage ?'

"ધીરજલાલભાઈ મારી તરફ ફર્યા ને ગુજરાતીમાં પૂછ્યું: 'ફરસરામ ? તારાં લગન થયાં છે કે ?'

"'હાજી.' મેં કહ્યું.

"ધીરજલાલભાઈએ અંગ્રેજીમાં ઉત્તર દીધો: 'Yes.'

"નામદારે બીજો પ્રશ્ન પૂછ્યો, 'What is equity of redemption ?'

"ધીરજલાલભાઈ મારા તરફ ફર્યા: 'તારાં લગન વખતે કેટલી ન્યાત કરી હતી અને તેમાં શું શું જમણ કર્યું હતું ?'

"મેં શેકડો જવાબ દીધો: 'ત્રણ, સાહેબ. એક કંસારની, બીજી બરફીચૂરમાની અને ત્રીજી કળીના લાડુ, ને મઠાની. દરેક સાથે પાંચ શાક, બે રાયતાં, અને પાતરાં પણ હતાં!'

"'બહુ થયું,' ધીરજલાલભાઈએ સંતોષ દર્શાવી કહ્યું. 'My lord, the answer is correct. It must be correct. He comes from a lawyer's family. Father is a lawyer; grandfather was a lawyer. They suck the law with their mother's milk.'

"ન્યાયમૂર્તિ હસ્યા. પાસે સનંદ પડી હતી તેના પર બિલાડું ચીતર્યું. આપણે કુનિશ બજાવી.

"ધીરજલાલભાઈએ કંસાર ખવાડચો. આપણે ઘોડા ઉપર સવાર થયા. અને સનંદ લઈ, લાડુ જલેબી ખાતા પાછા આવ્યા.

"કોના બાપની મગદૂર કે સનંદ પાછી લે? માણુકાભાઈ આ છોકરાને ભણાવી ભણાવી મારી નાખશે તોય અમે કર્યું એટલું નથી કરવાનો."

હું આ વાત સાંભળી રહ્યો. માના દૂધ સાથે કાયદો પીવાના દહાડા ચાલ્યા ગયા એ માટે એ વખતે મેં નિસાસો નાંખ્યો હતો કે કેમ તે યાદ નથી.

એમણે થોડાં વર્ષ સારી વકીલાત કરી અને ખટપટ ને બાહોશી માટે નામના પણ મેળવી. પછી કાન ગયા એટલે ધંધામાંથી નિવૃત્તિ લીધી. એમણે બાપ જીવતાં જ તેમના માથા પરથી ન્યાતનો ને

કુટુંબનો વ્યવહાર ઉપાડી લીધો હતો. અને નરભેરામ ગુજરી ગયે બંને પર એકચક્રે રાજ્ય કરવા માંડ્યું. જ્યારથી હું એમને જોતો આવ્યો છું ત્યારથી કુટુંબની બધી મિલકતના એ જ ધણી હતા. એમની પાસે શું હતું તેની કોઈને ખબર નહોતી. અને ચોત્રીસ વર્ષના એકહથ્થુ કારભારમાં એમણે કોઈને ચાંચ સરખી બોળવા દીધી નહોતી.

સવારે દાતણ કરી, પોતે ઓટલા પર જ બે કલાક પટલાઈ કરતા. કમર રહી જવાથી કાછડી વગરનું ધોતિયું પહેરી, નવા દેરાને ઓટલે એક ખુરશી પર એ બેસતા. અને સરિયામ રસ્તા પર જતા આવતા લોકોના નમસ્કાર ઝીલતાં; તેમની વાતો કઢાવતાં અને તેમને રમાડતાં બે કલાક પસાર થઈ જતા.

‘ ફરસુ મુનશી ’થી બધા ગભરાઈને ચાલતા. એ ભારે મુત્સદ્દી હતા. એ દરેકને પિછાણતા, અને યોગ્ય વખતે કોને છેડવો, કોને છોડી દેવો, કોને હસાવવો ને કોને રડાવવો, તે એમને બરાબર આવડતું. ગમે તેવા તોફાનમાં એમની દૃષ્ટિ સચોટતા ખોતી નહિ.

એમની વાક્પટુતાની અદ્ભુત છાપ મારા મન પર રહી ગઈ છે. એ છોકરાંઓને વાર્તા કહે ને ઉખાણા કહે. બૈરાંઓ જોડે તેમના જેવી વાત કરે. જેવો પુરુષ તેવી તેની જોડે વાત. વાતોના ટુચકા કહે, ગાળો દે, ગભરાવે, હસાવે ને જરૂર પડચે રડાવે. એ ભાવથી વાત કરે ત્યારે બધા પલળી જાય. જ્યારે એમના

સિંહ જેવા મોઢા ને ત્રાડનો એ ઉપયોગ કરે ત્યારે આખી ન્યાત થરથર કાંપે.

એ જે હીંચકે બેસી લગભગ આખો દિવસ ગુજારતા તેની સામી ભીંતે સફેદાથી એમણે પોતે સૂત્ર લખ્યું હતું : 'રોટી ખાની સક્કર સેં ઔર દુનિયા જીતની ટક્કર સેં.' એમની ચેષ્ટા કરનારાઓ મજાકમાં, એમની પાછળ, 'દુનિયા જીતની ડક્કર સેં' એમ ફેરફાર કરી કહેતા. એમને કહેવતો ઘણી પ્રિય હતી, અને હમેશાં અમને કહેતા: 'છોકરા, મરદ થવું છે? તો છોકરાંની ઝોળી ન હલાવતો ને હાથમાં દોણી લઈ છાશ લેવા ન જતો!' એ સલાહનું ત્રીજું ચરણ સંભારવા જેવું નથી.

જુવાનીમાં એમણે ઘણા અનુભવો મેળવેલા. અમારી મિલકતના ભાગ પડચા ત્યારે તબેલો અમારા ભાગમાં આવ્યો; અને બાપાજીએ તેનું ટાંકું પુરાઈ ગયું હતું તે સમરાવ્યું. એક વખતે મજૂરો ટોપલામાં ખોદેલું મટોડું લઈ જતા હતા. મોટા કાકા એમને ઓટલે બેઠા હતા; મારી બા ને હું અમારે ઓટલે ઊભાં હતાં. મજૂરોના ટોપલામાં જેટલી મટોડી હતી, તેટલા ભાંગેલી 'બાટલી'ઓના કાચ હતા. 'છોકરા, જોયા કે પેલા કાચ?' મોટા કાકાએ કહ્યું, 'આ બધી અમારી જુવાનીની મોકાણો.' હું પહેલાં તો આ 'મોકાણ' એટલે સમજ્યો નહિ. તે વખતે મને ભાન નહોતું કે, 'સુધારા'નું પરોઢ ફાટચું ત્યારે મોટા કાકાની જુવાની હતી. અને જ્યારે મારા નાનકડા

મગજમાં એ 'મોકાણો'નો અર્થ ઊતર્યો, ત્યારે મારા હૈયામાં મોટા કાકા તરફ ક્રોધની જ્વાળા ઊભરાઈ આવી.

મને યાદ છે ત્યારથી, મોટા કાકા એમના ચાર છોકરા ને બે છોકરીઓના પરિવાર સાથે, ટેકરા પર મોટી હવેલીની સામેના એક સગવડભર્યા ઘરમાં રહેતા.

વિજકોરકાકી છેક અસલી જમાનાનાં હતાં અને નવા જમાના તરફ એમનો ક્રોધ માતો નહિ. 'અમારા વખતમાં તો સોનાનાં કડાં તો મારે સાસરે કે મારે પિયેર પહેરાતાં. હવે તો રાં–બો–ઘેરેઘેર પહેરે છે!'

ઘણાં વર્ષ પછી જ્યારે મેં સ્ત્રીકેળવણીનો ઝુંડો લીધો ત્યારે એમણે કહેલું તે યાદ આવે છે: 'તમને બધાઓને થયું છે શું? જેટલી ભણાવશો તેટલી રાંડશે.'

વળી એક બીજી વાર એમણે કહેલું: 'અમે નથી ભણ્યાં તે અમને વધારે લાકડાં જોઈશે. કેમ? અમનેય ચૌદ મણ જોઈશે ને ભણેલીને પણ ચૌદ મણ જોઈશે.' કોઈ છોકરી સાસરે જવાને તલપાપડ થાય તો તે હમેશાં કહેતાં. 'બેસ બેસ! વડ–વડ–વડ. તને એકલીને જ વડ છે? અમને વડ હતા કે ટેટા?'

એંશી વર્ષ પરના જમાનામાં જે સુશીલ સુંદરી હતાં, તેમનાં આ વાક્યો આજે આપણામાં શો ફેર થયો છે તેનું માપ પૂરું પાડે છે.

૧૨

બીજા ભાઈ, રામભાઈકાકા (૧૮૪૮–૧૯૦૩), સ્ટેશનમાસ્તરની નોકરી થોડી વાર કરી, વકીલ થઈ, વકીલાત કરવા લાગ્યા હતા. એ અને એમનાં સ્ત્રી બંને જબરાં મહારથી હતાં. બંને વગર કારણે કોઈની પણ સાથે વઢી શકતાં; અને બધાંથી અળગાં રહેતાં. એ નિઃસંતાન હતાં અને હવેલીની પાછળ ત્રીજે માળે એમનો મુકામ હતો. બપોરે અગિયારેક વાગ્યે બંને ઊઠતાં. રામભાઈકાકા મોઢું ધોઈ કોરટમાં જતા અને કાકી પિયેર જતાં. સાંજના બંને ઘેર આવતાં, ત્રીજે માળ ચડી જતાં, અને જરા સૂઈ જતાં. રાતના દસેક વાગ્યે બંને ઊઠતાં.

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।

દશ વાગ્યે બંને દાતણ કરતાં પછી કાકા સ્નાન સંધ્યા કરતા અને કાકી રાંધવા બેસતાં. મધરાતે ભાંગ પિવાતી. બે વાગ્યે બંને જમતાં. ઘણી વાર ઊંઘવા જતાં એમને પરોઢિયું થતું.

यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

ફૈઝામિયાં ફોજદાર ભરૂચના નવાબી કુટુંબના કંઈ સંબંધી હતા તે એમના સારા મિત્ર હતા. તે એમને ત્યાં જમતા અને એ તેમને ત્યાં આખો વખત જતા. ફૈઝામિયાંકાકા ઘણા માયાળુ હતા, અને મને પ્રેમથી બોલાવતા. કોઈ વાર ફૈઝામિયાં રામભાઈકાકાને જમવા તેડતા ત્યારે, પોતાના

વાડામાં જગ્યા લીંપાવી ગૂંપાવી સાફ કરાવતા, ગામમાંથી બ્રાહ્મણ બોલાવી ત્યાં રંધાવતા ને બ્રાહ્મણ મિત્રને જમાડતા.

બાપાજી ત્રીજા ભાઈ. ચોથા ભાઈ ચંદાકાકા ઘણા નાના હતા. પણ ભાઈઓમાં ભાઈથી પણ સવાયાં ફોઈબા – રુખીબા હતાં. રુખીબા બાલ્યવયે વિધવા થયાં હતાં, એટલે વર–સાસુનાં કંઈ સહ્યાં નહોતાં. માબાપે લાડ લડાવ્યાં હતાં, ને ભાઈઓ હમેશાં માન આપતા હતા. બાલવૈધવ્ય મનુષ્યના હૈયાનાં ઝરણાં સૂકવી નાખે છે, વિધવાને કાં તો કચરાયેલ કે કાં તો હિંસક પશુ બનાવી મૂકે છે. તેનું કોઈ નહિ, તે કોઈની નહિ. જેમ નગરસીમાડે કોઈ ભયંકર વનરાજ એકાંત ગુફામાં રહે તેમ હવેલીના પાછલા ઓરડામાં રુખીબા રહેતાં.

તેમના જેવું સરસ રાંધતાં કોઈને આવડતું નહિ. તે રોજ નદીએ લૂગડાં ધોઈ નાહી આવતાં. દહાડામાં એક વખત પોતે રાંધતાં, અને બીજી વખત માટે કોઈને ત્યાંથી કંઈ જરૂર આવી ચડતું. કોઈ મરી જાય ત્યારે એમના જેવો કૂકવો કોઈ મૂકી શકતું નહિ; એમના જેવા હૃદયભેદક રાજિયા કોઈ ગાઈ શકતું નહિ. પાસેના ઘરમાં ફોઈબા રડવા ગયાં હોય તો એમનો રાગ, ભાવ ને કરુણતાની કલાત્મક અપૂર્વતાને પ્રતાપે મને ઘણી વાર રડવું આવ્યું છે.

વિવિક્તસેવી રુખીબા 'असक्तबुद्धिः सर्वत्र' હતાં. એ નૈષ્ઠિક બ્રહ્મચારિણી વેરીઓની વસમી જીભે કદી ખોટાંખરાં પણ કલંકિત થયાં નહોતાં; અને કોઈની

અનીતિ તરફ આંખમિંચામણું કરી શકતાં નહિ. એમણે નાના ભાઈ ચંદાકાકાને છોકરાની માફક ઉછેર્યો હતો, અને માત્ર તેની જ તરફ, વાઘણ પોતાના બચ્ચા તરફ રાખે એવી ભયંકર સંરક્ષણ-વૃત્તિ રાખતાં. એ સિવાય એ બધાને ધિક્કારતાં—અણીશુદ્ધ ને નિષ્કંલક એવા દ્વેષથી. નરભેરામ મુનશીની ઉગ્રતા ને મુત્સદ્દીગીરી એમનામાં ઊતર્યાં હતાં. એમની બહાદુરીનું માપ કોઈ કાઢી શકતું નહિ. એમને મેં કોઈથી કદી ડરતાં જોયાં નથી. મોટા મોટા મહારથીઓને બુદ્ધિમાં ને વઢવાડમાં તે પહોંચી શકતાં. એમની વાણીમાં વજ્રની વિનાશકતા અને ગર્જના બંને હતાં. એ જોઈએ તેને ફોસલાવી શકે; દુષ્ટ ગુબ્બારાઓ ઉડાડી શકે. એમના ઓરડામાં એકલાં બેસી, ભયંકર ગાળોના લાવા સમા દઝાડતા વરસાદથી ગામને છેડે આવેલા ઘરમાં આગ ઉઠાડી શકે. પચાસ વર્ષ સુધી રુખીબાને પ્રતાપે ભાર્ગવની ન્યાત થરથર કાંપી છે ને ત્રણ ત્રણ પેઢીઓએ રડી રડી આંખ રાતી કરી છે.

## ૧૩

જ્યારે કસનદાસ મુનશી વકીલાતમાં પૈસો કમાઈ મુનશીનો ટેકરો વસાવતા હતા ત્યારે રૂપબાઈ તુલજારામ તળાટીનો નાનકડો સંસાર ચલાવતી હતી. એ ‘રૂપાળી, સમજુ ને આવડતવાળી હતી. એ ઘણી

કરકસર કરતી, બધો ધંધો હાથે કરતી, વળી ભરતી-સીવતી. અને એ પ્રમાણે પૈસા બચાવતી. તેઓ ભાડાના ઘરમાં રહેતા.' રૂપબાઈ ગોરી ને પાતળી હતી, પણ પોતાના શિયળમાં ચૂકતી નહીં. એને મોટી વયે કેસર નામની છોકરી થઈ. તેનો વિવાહ નંદલાલ મુનશી—જે દિલ્હીથી આવતાં લુટાયા—તેના વંશજ ચિમનલાલ જોડે થયો. એટલામાં રૂપબાઈ વિધવા થઈ. નિર્ધનતામાં પણ દેવું કરી પતિની ઉત્તરક્રિયા કરી તે જેમ તેમ દહાડા કાઢવા લાગી. 'કેસરનો વર નિશાળિયો હતો. બાર માસે બે છાયલ ને બે કાંચળી કેસરને સાસરેથી મળતાં ને પિયર પણ ગરીબ એટલે ત્યાંથી પણ તેવું જ કંઈક મળતું.'

સંવત ૧૯૧૧—ઈ. સ. ૧૮૫૫—ના શ્રાવણ સુદ સાતમે કેસરને છોકરી આવી, 'શરીરે ભરેલી, માના જેવી ગોરી, નાક તીણું, આંખો બાપના જેવી.' તેનું નામ તાપી રાખ્યું. તાપી સાડાચાર મહિનાની થઈ ને મા મરી ગઈ. નમાઈ છોકરીની ઉછેર રૂપબાઈને માથે પડી.

રૂપબાઈ રોજ દીકરીને નામે સંતાપ કરે. કેસરના જેઠ મૂલચંદભાઈએ તાપીને માટે એક ધાવ રાખી આપી. તેને મહિને ચાર રૂપિયાનો પગાર, ને ખવાડે રૂપબાઈ. તે અવારનવાર રિસાઈ જાય ત્યારે રૂપબાઈ આચમની વડે તાપીને દૂધ પાય. 'આગળના લોક સંપીલા તેથી રૂપબાઈનાં સઘળાં સગાં તાપીને રમાડવા લઈ જતાં.'

આ ચાલુ વિભાગમાં આગળ આપેલા ઉતારા અને હવે પછી આવતા ઉતારા મારી બાએ–તાપીબાઈએ ઈ.સ. ૧૮૯૭ના અરસામાં લખેલ આત્મકથામાંથી લીધા છે. આ કૃતિ જોકે અશુદ્ધ ભાષામાં લખાયેલી છે, તોપણ સામાજિક દૃષ્ટિએ એને જોતાં એ જૂના જમાનાનું આબેહૂબ ચિત્ર આપે છે. અસલ ભાષાની જોડણી વગેરે મેં સુધાર્યું છે અને વિરામચિહ્નો ઉમેર્યાં છે.

ત્રીજા પુરુષમાં લખાયેલી એ આત્મકથા નોંધે છે:

"તાપી બે વર્ષની થઈ, ધાવને રજા આપી, અને (તે) ખાતાં શીખી. ને થોડું ચાલતાં આવડ્યું, તેમ થોડું બોલતાં પણ આવડ્યું. તે કાલું કાલું બોલતી અને રૂપબાઈને તેની દીકરી સાંભરતી તેથી રડતી. ત્યારે તાપી પૂછતી કે 'મા, કેમ રડે છે?' ત્યારે ડોસી કહે 'તું હીણનસીબની પેદા થઈ છે. મારી દીકરીને ખાઈ ગઈ.' પણ તાપીને એ શબ્દોનું ભાન નહોતું."

તાપીને ધીમે ધીમે ભાન આવવા માંડ્યું, અને રૂપબાઈનો સ્નેહ એના જીવનને સુવર્ણ તાંતણે વણી રહ્યો. રૂપબાઈ ડોસીનું ચિત્ર આપવાનું દોહિત્રી ભૂલી નથી.

"ડોસીનો જનમારો ગરીબીમાં જ ગયો તેથી બિચારાં ઘરમાં જુવાર ભરતાં ને તેનો રોટલો ખાતાં, પણ દેવું કરતાં નહિ. રોટલા

પર તેલ ચોપડતાં ને (તેને) કઢીમાં ખાતાં તાપીને સારુ દૂધ બાંધેલું, તેને તેમાં ખવાડતાં છોકરા પણ હાથે અંગરખા બદન સીવતા ડોસી કાચનું ભરત ભરતી તથા સીવતી. કાચં ડાંગર હાથે ખાંડતી, તથા દળતી, આખ ઘરમાં એક જ દીવો કરતી. અથાણાને બદલે ફસલમાં લીલાં મરચાં સસ્તાં થાય ત્યારે લે ને સૂકવે અને તે ને મીઠું ચાટતાં. ઘરમ પેટી નહોતી પણ રેશમી કપડાં ગોળામ મૂકવાનો રિવાજ હતો અને કોઠી ઉપર ઉતર ચઢાવતાં. કંઈ તહેવાર આવે ત્યારે શા. લાવતાં ને ઘઉં વાપરતાં . . . તેને બારણે કોઈ ઉઘરાણી આવતું નહિ. તેમ કોઈને ત્ય વ્યાજ ભરતાં નહોતાં. જાડું પહેરતાં પણ ફાટેલું પહેરતાં નહિ.

"તાપી હવે પર ફળિયે રમવા જવ લાગી, પણ પોચી બહુ હતી. કોઈ હાથ ઝાલે કે ઊતરી જાય. સઘળાં ખીજવે કે 'હાથ ઝાલુ કે?' એટલે તે દોડી જતી. આમ બધ ફળિયાંને ગમ્મત પડતી."

તાપી છ વર્ષની થઈ ત્યારે તેના વિવાહને પ્રશ્ન રૂપબાઈને મૂંઝવી રહ્યો. બે વૃદ્ધ ડોસીઓએ આ કામ ઉપાડી લીધું ને નરભેરામ મુનશીના ત્રીજ પુત્ર માણેકલાલને પસંદ કર્યા. પણ આ કામ અઘ હતું. નરભેરામ મુનશી ટેકરાના ગાદીપતિ હતા

અને તાપીના મોટા કાકા મૂલચંદભાઈ મુનશી વડોદરામાં સારું કમાતા હતા, અને બંને વચ્ચે અણબનાવ હતો.

ડોસીઓએ નરભેરામ મુનશીને વાત કરી. 'છોકરી રૂપાળી છે, સારા કુળની છે.' નરભેરામ કહે: 'તારો મૂલચંદ આપવાનો છે? ટેકરે આવે છે તો મારી સામુંય નથી જોતો, એટલો મિજાજ રાખે છે.'

ડોસીઓ મૂલચંદભાઈ વડોદરેથી આવ્યા ત્યારે તેની પાસે પહોંચી. તે પણ મુત્સદ્દી હતા. તે નરભેરામ મુનશીને મળ્યા. બંને જ્યોતિષ જાણતા હતા એટલે જન્માક્ષર જોયા ને તે હળ્યા. મૂલચંદભાઈએ હળવેથી પોતાની હવેલી મુનશીઓની હવેલીને ઘાટે જ કરવાની ઇચ્છા બતાવી. વિવાહની વાત પરથી બારી બારસાખની વાત આવી ને જૂનાં વેર વિસરાઈ ગયાં.

નરભેરામે પોતાની સ્ત્રીને વાત કરી.

'મારે તાપી નથી લેવી', દયાકુંવર બોલ્યાં, 'મા વિનાની એ છોકરીનાં ચોટલા-ચાંદલા ક્યાં કરતી ફરું?'

'અંહં, એ જ કેની?' નરભેરામ મુનશીએ કહ્યું, તે તું નહિ કરતી. પણ ત્યાં જ કરવો છે.'

ઈ. સ. ૧૮૬૦માં નવ વર્ષના માણેકલાલને જનોઈ દેવાયું ત્યારે પાછળ ઘોડી પર છ વર્ષની તાપી વહુને પણ લઈ આવ્યા.

વરઘોડા વખતે ધાંધલ થઈ. તાપીને એક સગાની છોકરીનાં ઝભલું, સુરવાલ ને ટોપી પહેરાવવાનાં હતાં. છેલ્લી પળે તેણે એ આપવાની ના પાડી. મૂલચંદભાઈને ખોટું લાગ્યું. 'શું એ જ મોટો પૈસાવાળો છે? બસ, કાપડિયા બોલાવો, દરજી બોલાવો.' તરત કિનખાબ લેવાયા, ઝભલું સિવાયું, ટોપી લેવાઈ.

વરઘોડો વાટ જોયા જ કરે. વહુને માટે ઘોડી મંગાવેલી તે બીજા વરઘોડામાં ચાલી ગઈ. નરભેરામે તરત પાલખી મંગાવી.

તાપીના નાના કાકા બાલુભાઈ ગુસ્સે થઈ ગયા. 'જા, જઈને નરભેરામને કહે કે ઘોડી લાવે ને છોકરી લઈ જાય; નહિ તો તારો છોકરો ને ઘોડો પાછો લઈ જા. મારી છોકરીને પાલખીમાં નહિ બેસાડું.'

ઘોડીની ઢૂંઢાઢૂંઢ થઈ. બાપુજીએ 'A kingdom for a horse' ને બદલે 'a wife for a horse' ઉચ્ચાર્યું હતું કે નહિ તે ખબર નથી, પણ આખરે ઘોડી મળી. નવાં ઝભલાં ટોપી પહેરાવેલી તાપીને તેના પર બેસાડવામાં આવી. માણેકલાલ મુનશી આમ વહુ લઈ આવ્યા.

થોડા મહિનામાં રૂપબાઈ મરી ગયાં ને નમાઈ તાપી ફોઈને ઘેર ઊછરવા લાગી.

૧૮૬૩માં માણેકલાલ ને તાપીનાં લગ્ન થયાં. બંને મુનશીકુલોએ લગ્ન ઊજવ્યાં, ન્યાતો થઈ,

આતસબાજી ફૂટી, પહેરામણીઓ થઈ ને નાચરંગ થયા.

ભરૂચમાં પહેલવહેલી છોકરીઓની શાળા છોકરાઓની શાળાના એક ખંડમાં કાઢવામાં આવી હતી. સ્લેટ પેન પણ છોકરીઓને નિશાળમાંથી મળતાં. ત્યાં તાપી ત્રણ ચોપડી ભણી. પરણ્યા પછી પણ બાપને ઘેર દાહોદ ગઈ ત્યાં એણે ભણવાનું જારી રાખ્યું. બાપ 'રાતે કચેરીમાંથી આવે ત્યારે વંચાવે અને સમજાવે,' અને પછી તાપી પોતાની સાવકી માને ભણાવતી.

એકલવાઈ તાપી મૂલચંદભાઈની છોકરી રુક્ષ્મણિની સાથે ભરૂચ રહેવા લાગી. બાપ સાથે ઝાઝો સ્નેહ નહિ, ને તે સાવકીમા સાથે પરદેશ રહે. માયાળુ મૂલચંદકાકા — તેને તાપી 'બાપા' કહેતી — નવસારી નોકરી કરે. માત્ર ફોઈ તેનું જતન કરતાં.

તાપી અગિયાર વર્ષની થઈ ત્યારે ફોઈ મરી ગયાં. 'હવે તાપીબાઈનાં લાડ ગયાં ને કોણ મારું છે તે તેને સમજવાનો વખત આવ્યો.' આત્મકથા નોંધે છે કે નમાઈ, બાપના સંરક્ષણ વિનાની, નિરાધાર તાપી મૂલચંદભાઈની છોકરી રુક્ષ્મણિના ક્રૂર આશ્રય હેઠળ રહી. બધાં અંબાજીની જાત્રા ગયાં તો, ત્યાં પણ તાપીનું સ્થાન આશ્રિતનું હતું. ભરૂચ કોઈનું મોત થાય કે કંઈ વિટંબણા પડે તો મોટાંઓને મદદ કરવા પહેલી જરૂર એની પડે. કાકાની છોકરીઓની સુવાવડ તો એણે જ કરવાની.

"રુખીને બે છોકરીઓ નાની. તેમને નવાડવી, ખવાડવી, સુવાડવી, તેમનાં લૂગડાં ધોવાં, (તેમને) જમવા લઈ જવી એ બધું (તે જ) કરતી. રુખીને બાપના ઘરનો કારભાર મળ્યો હતો; તાપી તેની નોકરી ઉઠાવતી.

"અસાડ સુદ અગિયારસ મોટી કહેવાય. તે દિવસે તાપીએ અગિયારસ કરી અને પછી રાતે જાગરણ કર્યું. તેથી તાપીને તાવ આવ્યો. તે તાવ ગયો નહિ. કારણ કે દવા કોણ કરે? તાવ પહોંચ્યો ને શ્રાવણ માસ આવ્યો. (રોજ કાકાની છોકરીઓ બહાર જમવા જાય) . . . આઠમને દિવસે સઘળાં જવાને તૈયાર થયાં. તાપીને તે વખતે ઘણો તાવ ચડ્યો હતો તેથી તે ક્યાં જાય? બધાંએ વિચાર કર્યો કે બારણાં ઉઘાડાં મૂકીએ તો કોઈ પેસી જાય. . . . માટે બારણે તાળું દઈને જઈએ ને કૂંચી પડોસીને આપીએ.

"એ પ્રમાણે કૂંચી પડોસમાં . . . ડોસી રહેતી તેને આપી, સઘળાં ગયાં. તાપી ઘરમાં એકલી. તેને જ્યારે તાવ મંદો પડ્યો ત્યારે ફોઈને ને માને સંભારી રડવા લાગી કે, 'અરે પ્રભુ, મારે મા, બેન કે ફોઈ હોત તો મને આટલા તાવવાળી મૂકીને જાત નહિ, કોઈ પણ બેસત ને વારાફરતી જાત. પણ મારું કોને લાગે? અરે, ફોઈ મરતે આ મને

પહેલું દુઃખ પડયું. અરે, દુઃખ કહેવાને પણ કોઈ રહ્યું નહિ.' આમ બોલતી જાય ને રડતી જાય, પણ કોણ સાંભળે?

"પણ, ના, પરમેશ્વર સાંભળે છે, તેથી આગલાં બારણાં ઊઘડયાં ને એક બાઈ અંદર આવી. તેણે 'તાપી, તાપી' કરીને બોલાવી ને ગોદડું મોઢા પરથી ઊંચું કર્યું. તાપીએ આંખો ઉઘાડી, જોયું તો નરભેરમાસી (તેમની મસિયાઈ બહેન)ને જોઈ. નરભેરે પાણી પાયું, બેઠી કરી, ને કહ્યું, 'બહેન, હું તો તાળું જોઈ પાછી જતી હતી, પણ મને એમ થયું કે આટલો બધો તાવ આવે છે ને તાપી કયાં ગઈ હશે? તેથી પડોસમાં પ્રાણકેરને પૂછયું, કે મારી તાપી કયાં ગઈ છે? બારણે તાળું છે. ત્યારે તેણે કહ્યું કે બધાં જમવા ગયાં છે ને તાપી ઘરમાં સૂતી છે ને કૂંચી મારા ઘરમાં છે. . . . આવા મોટા ઘરમાં તાવવાળીને એકલીને તાળામાં મૂકીને તે જવાય? માંદાની માંદા મરી જાય તોપણ કોઈ જાણે નહિ. માટે હું તો તને લઈ જાઉં છું ને મંછારામ (એક સગા)ને ઘેર મૂકીશ કે મારાથી ખબર લેવાય.'

"નરભેરે લૂગડાં પહેરાવ્યાં, ને તાપીને કેડમાં ઘાલી મંછારામને ત્યાં લઈ ગઈ. 'તારે ઘેર તાપીને રાખશો કે હું મારે ઘેર લઈ જાઉં?' મંછારામે તેને રાખી, ડોકટરને બોલાવ્યો ને

ત્રણ મહિને ઠેકાણું પડયું. વાળ ખરી ગયા
ને બે વર્ષે ઓળાય એવા થયા.”

## ૧૪

ઈ. સ. ૧૮૬૭નું વર્ષ હતું.

બાર વર્ષની તાપીને સાસરે વળાવી. માનાં લૂગડાં ને કાંચળી, નાની થોડીક જણસો, અને મૂલચંદ-ભાઈએ આપેલી પેટી એ એની આખી દોલત હતી.

માણેકલાલ મુનશી પંદર વર્ષના હતા, ને અંગ્રેજી ભણતા. ભરૂચમાં મેટ્રિક્યુલેશનનો ક્લાસ નહોતો એટલે અમદાવાદ ભણવા જવાનું નક્કી કર્યું.

“જેઠ સુદ પૂનમે જે ગાડીમાં માણેકલાલ–તાપીનો સ્વામી જવાને નીકળ્યો તે જ ગાડીમાં તાપી તથા એની સાવકી અને તેના બે છોકરા ગોધરે જવાને નીકળ્યાં; તેથી અનાયાસે તાપી તથા માણેકલાલ બંનેનો દૃષ્ટિએ મેળાપ થયો, તેથી બંનેને સંતોષ થયો. તેનો પુરાવો કે બંને એકબીજાંને વારે વારે જોતાં હતાં. વડોદરાનું સ્ટેશન આવ્યું ત્યાં તાપી અને એની સાવકી ઊતર્યાં અને ટ્રેન ગઈ ત્યાં સુધી એક બીજાએ જોયા કીધું.”

આ તો સંયમ ને આમન્યાનો જમાનો હતો!

માણેકલાલને અમદાવાદનું પાણી ન સદ્યું ને માંદા પડી ઘેર આવ્યા. એટલામાં નરભેરામ મુનશી

માંદા પડ્યા. માણેકલાલે શાળા તો છોડી હતી એટલે માંદા બાપની ચાકરી કરવામાં રોકાયા. તાપી પણ તે સમયના રિવાજ પ્રમાણે થોડા દહાડા સાસરે ને થોડા દહાડા પિયેર રહેતી.

દયામા પડી ગયાં ને માંદાં પડ્યાં ને સાસરાનો કારભાર ઉગ્ર રુખીબાના હાથમાં ગયો. પિયરમાં તો હજી મૂલચંદભાઈની છોકરી રુખીનું ચલણ હતું જ.

બે રુક્ષ્મણિ વચ્ચે ખાટા બોલો, રિસામણાં, અપમાન ને વૈતરાંના કડવા અનુભવો તાપીને થવા લાગ્યા. ક્યાંય સુધી ગુજરાતના કુળવાન ઘરોમાં એવો નિયમ હતો કે વહુ રાતના રોજ પિયેર જમે, સાસરે નહિ. તાપીને મોટી મુશ્કેલી ઊભી થઈ. સાસરે રાતે જમે તો બાપની આબરૂ જાય. પિયેર જમવા જાય તો ત્યાંની રુખીને તૈયાર રસોઈ જમાડવી પડે એટલે તે ખાટા તીખા બોલોથી તાપીને ડામે. આખરે આ જુલમથી તાપી થાકી ગઈ. તે પિયેરની રુખીને કહે કે હું સાસરે જમીશ. પછી બે માસીઓને ત્યાં મળવા જાય અને નવાઈનું કોઈ આપે તો ખાય. નહિ તો ભૂખી રહે. રાતે સાસરે જાય ને સાસુ જમવાનું કહે ત્યારે કહે હું પિયેર વાળુ કરીને આવી છું.

આમ એક વર્ષ ઉપરાંત માત્ર એક જ વખત ખાઈ બાપની આબરૂ રાખી તાપી ચૌદ વર્ષની થઈ.

ન્યાતમાં શ્રીમંતનો વરો હતો તેમાં રુખીનાં છોકરાંને હમેશની માફક લઈ જવા તે પિયેર ગઈ.

"રુખી ઘરમાંથી નીકળી એટલે જઈને બેઠી. તાપીએ રોજની પેઠે દીઠી જગ્યાએથી છોકરાંનાં ઓટિયાં લઈને પહેરાવ્યાં ને તેડીને જવા માંડ્યું, એટલે ઓટલે બેઠેલી તે ભૂત બોલે તેમ બોલી ઊઠી, 'મારાં છોકરાંને લઈ ન જતી.'

"તાપી બોલી, 'કેમ રોજ લઈ જાઉં છું ને આજે ના કહે છે?'

"તે બોલી, 'મારે નથી મોકલવાં. ગમે તેની જોડે મોકલીશ. નહિ તો ઘેર ખાશે.' તાપીએ કહ્યું, 'રોજ તેડી જાઉં છું ને આજે ના કહે છે.' એમ કહી તે ચાલવાનું મન કરે છે એટલામાં છોકરો તાપીની આંગળીએ હતો તેને લઈને રુખી બધાં છોકરાંને ધમકાવવા લાગી.

"તાપી નમ્ર થઈને બોલી કે 'મારા સમ તું ન મોકલે તો.'

"તે બોલી, 'મારા બળિયાના સમ હું મોકલું તો. જા, તારે જવું હોય તો. મારા છોકરા કરતાં તું વધી?'

"આ સાંભળી તાપીની આંખમાંથી દડદડાટ આંસુ નીકળવા લાગ્યાં ને (તેણે) ચાલવા માંડ્યું ને રસ્તે ઇશ્વરને સંભારતી, મોત માંગતી, માને સંભારતી . . ન્યાત હતી ત્યાં ગઈ. આંસુને રાખે પણ રહે નહિ.

"અકળાયેલી તાપી નાની નણંદ તુલજા જોડે બેસીને જમી, હમેશનો શિરસ્તો તોડી સાસરે આવી લૂગડાં બદલ્યાં ને ડાહી નણંદે આશ્વાસન આપ્યું ને તાપી પોતાને માળિયે ગઈ.

"માણેકલાલે તેને રડેલી દેખી શું થયું છે તે કહેવા ખૂબ આગ્રહ કર્યો — ત્યારે તાપી બોલી 'મારું દુઃખ કોઈથી મટવાનું છે?'

"'માણેકલાલે કહ્યું, મારાથી બનશે તેટલું ઓછું કરીશ. મને કહે.'

"પછી સઘળી વાત કરી. માણેકલાલે પોતાની પાસે ખાવાનું હતું તે આગ્રહ કરી ખવાડયું, પાણી પાયું, ને કહ્યું 'તારે કોઈની દરકાર રાખવી નહિ. ને જે થાય તે મને કહેવું. એમ સમજવું કે હું તારી મા ને હું તારી બહેન.' આમ આસનાવાસના કરી ત્યારે કંઈક શાતા વળી ને ઊભરો ભાંગ્યો. બીજે દિવસે તુલજાએ આખો પ્રસંગ માને કહ્યો. તે ગુસ્સે થઈ ગયાં ને તાપીને સાસરે જ જમવાનું નક્કી થયું."

મુનશીઓનું કુટુંબ બહોળું, એટલે ત્રીસ માણસનું રાંધણું સવારના મોટા છોકરાની વહુઓ રાંધે ને તાપી પીરસે. સાંજના બીજી વહુઓ પિયેર જાય એટલે રુખીબાને બદલે તાપી રાંધે. પણ ત્યાં રુખીબાનો તોર તો ખરો જ.

થોડા મહિનામાં દયામા મરી ગયાં. એ માસમાં ૧૯૨૬ની મહા વદ બારસે નરભેરામ મુનશી પણ રણ પામ્યા. માણેકલાલ મુનશી આ વખતે ાયબ્રેરીમાં જઈ અભ્યાસ કરતા હતા, અને પત્નીને ાંચવા માટે ચોપડીઓ લઈ આવતા.

બાપાજીના એ વખતનાં પુસ્તકોમાંથી Blair's *elles Lettres*, Chamber's *Elocution*, Cham-er's *Cyclopaedia of English Literature*, ocke's *Essay on Human Understanding*, Vhateley's *Rhetoric*, Milton's *Poems*, Long-llow's *Poems*, *The Holy Bible* અને Web-ter's *Dictionary* મને વારસામાં મળ્યાં હતાં. માં એમણે પોતાને હાથે કરેલી નોંધો એમનો અભ્યાસ બતાવે છે.

પછી તો તાપી રુખીબાની સૃષ્ટિમાં આવી. છતાં ાચાંજૂઠાં, ઝઘડા, અને બોલાબોલીમાંથી જેમ તેમ ચતાં તે પોતાનો સીધો માર્ગ લઈ રહી. તે ઘરનું કામ રે, છાનીમાની ગુજરાતી ચોપડીઓ વાંચે, સીવે કે સબનું ભરે અને 'પતિવ્રતાનો ધર્મ આચરે.' એક ખત વરવહુ વચ્ચે કજિયો થયો. વરની ઇચ્છા વેરુદ્ધ તાપીએ પિયેળ કાઢી. વરે રાતે મેડીનાં બારણાં ંધ કરી દીધાં. ન ઘાંટા પાડીને માણેકલાલ વઢી ાકે કે ન નીચે જઈ તાપી નણંદોને કહી શકે. કેટલાક હાડા તાપીએ બંધ બારણા આગળ ભોંય પર કાઢ્યા. ાખરે માણેકલાલને દયા આવી, બારણાં ઉઘાડ્યાં, ને પત્નીને અંદર લીધી.

"કોઈએ આ વાત જાણી નથી. વચમાં થોડા દિવસ ગયા ને માણેકલાલને વા આવ્યો, તે એટલો બધો કે પોતાની મેળે હાથ કે ડોકી કે પગ ખસેડાય નહિ. તે તાપી ગોઠવતી. તેની આગળથી (તે) જરા પણ ખસતી નહીં અને તેની મરજીસર તક તેવડ કરતી, અને તેથી તે પણ રાજી રહેતા ને તેના વ્યાધિનું દુઃખ ઓછું થતું. આ બનાવથી બંનેની પ્રીતિમાં ઘણો જ વધારો થયો કેમકે હવે અન્યોન્ય એમ જાણવા લાગ્યાં કે આપણે એકબીજાનાં દુઃખસુખનાં સાથી છીએ........ધીમે ધીમે કરતાં ઘણી માયા થઈ તેથી ઘડી પણ જુદા પડવું ગમતું નહિ."

તાપીને સાથે સાસરાનું કામ, પિયેરનાંની સુવાવડ કરવાનું ને છોકરાં ઉછેરવાનું કામ તો ચાલ્યાં જ કરતું.

રુખીબાના અવિચારી ક્રોધથી તુલજા માંદી પડી, અને સુવાવડમાં મરણ પામી. તાપીએ એક પૂરી સખી ખોઈ.

"તુલજા મૂઆથી તાપીને ઘણું લાગ્યું કેમ કે ગોઠિયણ હતી. જોડે બેસતાં, જોડે ગીત શીખતાં, જોડે દરસણ નારાયણ જતાં, જોડે ખાતાં, જોડે નહાતાં, જોડે વ્રત કરતાં, જોડે જમવા જતાં, ને ઘણો ભાગ જોડે રહેતાં. પણ તાપીને દેવા લહેણી એવી જ છે."

૧૮૭૩ ની ૨૦ મી ફેબ્રુઆરીએ બાપાજી વીશ રૂપિયા, થોડાં વાસણ, પથારી ને ખેડાવાળ રસોઇયો લઈ અમદાવાદના કલેકટરની ઑફિસમાં પંદર રૂપિયાની કારકુની કરવા ગયા. થોડા મહિનામાં મારી મોટી બહેન તારા આવી, અને બાપાજી પચીશને પગારે ગોધરાના સબ-રજિસ્ટ્રાર થયા.

તાપીના પિયેરમાં તો કાકાની છોકરી રુખીનો દ્વેષ માતો નહોતો. તાપીએ સુવાવડનો સમય પણ રડીને, અપમાન વેઠીને ખેંચી કાઢયો.

તે વખતનો એક પ્રસંગ મુનશીઓની કુટુંબ-જાળનો ખ્યાલ આપે છે.

મોટા કાકાએ ઘરમાં ઢોકળાં કરવાનું કહ્યું; તે પ્રમાણે બૈરાંઓએ બધું તૈયાર કર્યું. રામભાઈકાકા બહારથી આવેલા નહિ, તેથી તાપી એમને માળિયે ભાણું ઢાંકી આવી.

"રાતે અગિયાર વાગ્યે રામભાઈકાકા બહારથી તૈયાર થઈને આવ્યા.

"ફૂલ (એમની સ્રી) બોલી, 'ચાલો ખાવા; આ તમારું ભાણું ઢાંકયું છે?'

"'બધાં જમ્યાં?'

"'બધીઓ ખાઈને સૂતી. રુખી (મારાં ફોઈ) જંબૂરાને થોડું જોર છે? સવારે મેં જાંબુ સૂરજને આપવા માંડયાં પણ રુખીએ લેવા ન દીધાં.'

"રામની સવારી બોલવા પર ચડી. સઘળાંને ગાળો દેવા માંડી. નીચે ઊતર્યો, હાથમાં તરવાર લીધી, ને 'ફરસુ (મોટાકાકા) ક્યાં ગયો?' (કહી) તેને શોધવા નીકળ્યો. પણ મહાદેવજીની મહેરબાની તે ફરસરામ તેને વારવા બહાર નીકળેલા પણ હાથમાં તરવાર દીઠી ને મુખમાંથી 'ફરસુ!' સાંભળ્યો એટલે નાઠા. તે અધુભાઈના માળિયામાં સંતાયા.

"'રામ શોધીને ઉપર આવ્યો. તરવાર નીચે મૂકીને ભાણું હાથમાં લીધું ને બારી વાટે ફેંક્યું, એટલે માણેકલાલે લાગ સાધી તરવાર લઈ લીધી ને પોતાના માળમાં સંતાડી દીધી. રામે પાણી પીવાની ગોળી લીધી, ભરેલી; તે પણ બારી વાટે ફેંકી, પાનની ઝારણી પણ ફેંકી. ને પોતાની પાસેથી એક ચંદેરી દોપટ્ટો કાઢ્યો, તેને ઊભો ચીર્યો, લંગોટો માર્યો ને 'હર શંભુ નારાયણ' બોલતો ઘરમાંથી નીકળ્યો.

"તેની પછાડી માણેકલાલ ઉઘાડા શરીરે ચાલ્યા. બૈરાં બધાં ઊઠેલાં પણ સંતાઈ રહ્યાં હતાં, તે તેના ગયા પછી ચોરે ભેગાં થયાં. . . . રામ દશાશ્વમેધ પર ગયો. ત્યાં એક ઓળખીતો સંન્યાસી હતો તેની પાસે ગયો. તેણે બેસાડ્યો, સમજાવ્યો ત્યારે પાછલી રાતે ચાર વાગ્યે સવારી પાછી આવી. . . . ત્યાં સુધી માણેકલાલ પણ સાથે બેસી રહેલા તે આવ્યા.

"રામભાઈકાકા ત્રણ દહાડા નીચે ઊત
નહિ, ને મોટા કાકાએ જુદું રાંધી ખા
માંડયું."

તાપી મારી મોટી બહેન તારાને લઈ ગોધ
ગઈ અને પછી એનો ઘરસંસાર સુખે ચાલ
લાગ્યો. ૧૮૭૬માં ધનુબહેન જન્મી. બાપાજી
મહેસૂલખાતાની પરીક્ષા આપી ને પગાર વધ્યે
ત્રીજી છોકરી આવી, તે થોડાં વર્ષ રહી મરી ગ
હવે શોક અને માંદગીમાં વર્ષો વહ્યાં.

જેમ બાપાજીની સ્થિતિ સુધરી તેમ કુખીબા
અદેખાઈ ને વેર વધ્યાં. મોટાકાકાએ કમાતા ભાઈ
કુટુંબની આવકમાંથી કંઈ પણ આપવાનું બંધ કર્યુ
દિવસે દિવસે ભાઈઓના જીવ ઊંચા થતા ચાલ્ય
૧૮૮૩માં ટેકરા પર નાના ઘરમાં બાપાજી ને બા
જુદું રાંધવાનું શરૂ કર્યું.

૧૮૮૭માં એમનાં સંકટો બધાં અદૃશ્ય થયાં હત

"તાપી વદ પાંચમે ગોધરે ગઈ. ત
સાત વાગ્યે ગાડી પહોંચી. કેમકે હવે ગોધ
ઠેઠ ટ્રેન હતી. આઠ વાગ્યે ઘેર પહોંચી (ત્યારે
વાળુ તૈયાર હતું. બેઉ જણે વાળુ કીધું
સ્નેહથી વાતો કરવા લાગ્યાં. આજના જે
ચોઘડિયું આ જોડાને કદી આવ્યું જ નહોતું
આવી શાતાથી બેઠાં નહોતાં. આજ એ
જણના કિસ્મતની ટોચ હતી. નાની નોકરીઃ

ચડતાં આજે ગામમાં હોદ્દા ઉપર આવેલા છે. બે મોટી છોકરીના લગન કરી પરવારેલાં છે. ત્રીજી સાત વર્ષની છે. સઘળી તરેહની ખુશાનુમાનું ફળ ઈશ્વિરને આપવાનો લાગ મળ્યો. એક પાઈનું ઋણ નથી.”

પછી આ આત્મકથામાં સંવત ૧૯૪૪ના પોષ પૂનમનું વર્ણન છે. દરેક હકીકત, દરેક વિગત ના સ્મરણમાં કોતરાઈ ગઈ છે. બપોરે બાર ગ્યે હું જન્મ્યો.

આટલે વર્ષે બંનેની આશા ફળી. મા ઉલ્લાસમાં વી લખે છે:

“નીતિએ ચાલીને પ્રભુનો ભરોસો રાખ્યો તો તાપીને પ્રભુએ વિશ્વાસનું ફળ ને શિયળનું ફળ આજે આપ્યું. એટલે તેને તો હર્ષ થાય તેમાં નવાઈ જ નહીં, કેમકે (તે) અહોનિશ ચિંતવન કરતી કે, ‘હે પ્રભુ મારા સ્વામીએ પોતાની ફરજ બજાવી; સ્રીનું ભરણપોષણ કરી તેની રક્ષા કરવી એ પતિનું કામ, તે તો કર્યું. સ્રીએ શિયળવ્રત ધારણ કરી પોતાના પતિની સેવા કરવી અને પુત્ર ઉત્પન્ન થાય તો સ્રીથી થયેલા પુત્રથી પિતા પિતૃઋણમાંથી મુક્ત થાય. તે બધું તો ઈશ્વિરકૃપાથી કરું છું પણ મારા સ્વામીને પુત્ર આપી શકી નહીં માટે કંઈ પણ મારા કર્મના દોષ વડે કરીને મને આ ખામી છે.’ તે ખામી મટી. હવે ન્યૂનતા

શાની હોય ? માટે પ્રભુનો વારંવાર ઉપકાર માનવા લાગી.”

મારા જન્મ પછી થોડે જ દિવસે બાપાજીને માંડવીની મામલત મળી. ‘શ્રીકૃષ્ણનો બાલ્યાવસ્થાનો આનંદ જોઈ જસોદાને હરખ થતો તે કવિઓએ વર્ણવ્યો છે તેનો ખરેખરો ભાસ થતો,’ બા નોંધે છે.

પછી જડીબહેનની સખત માંદગી ગઈ. રુખીબાના પ્રતાપની ઝાળ લાગતી જ રહી ગઈ; મોટી છોકરીઓને સાસરે પણ તે સાચાં જૂઠાં કરતાં હોવાથી તેમને પણ માર પડવા લાગ્યો.

૧૮૯૨માં મારી મોટી બહેન રાંડી; થોડા મહિનામાં બીજી બહેન રાંડી. દુઃખનાં વાદળ ઘેરાવા લાગ્યાં.

આ બધો વખત બાપાજી પોતાના કામમાં પરોવાયેલા રહેતા અને નોકરીમાં આગળ વધતા.

એમની વિશિષ્ટતામાં, ટેકરાના લહેરીપણાનો અભાવ અને ચારિત્ર્ય. ઊડતી વાત સાંભળેલી કે જુવાનીમાં એક બ્રહ્મક્ષત્રિય મિત્રને ત્યાં દારુ પીવાની ટેવ પડેલી. પણ બાએ પાણી મુકાવ્યું, અને જીવનભર એ વચન એમણે પાળ્યું. એમને ગાવાવગાડવાનું આવડે ખરું,— ટેકરાના વારસા પૂરતું; પણ ગમ્મત કે મહેફિલ સદાય નાપસંદ — ઘેર કે બહાર. એમના આનંદ માટે બે વાત જોઈએ: અંગ્રેજી નવલકથા કે બાની સાથે વાતો.

બાપાજી અને બા વચ્ચે અદ્ભુત ઐક્ય હતું: અર્વાચીન ને આદર્શમય. એકબીજાંથી કોઈને કશી વાતની ચોરી નહોતી; એકબીજાં સિવાય કોઈને બીજો મિત્ર નહોતો. બાપાજી ઉગ્ર થઈ કોઈ વાર વઢતા; પણ એ તો ટેકરાનો સ્વભાવ. બાએ એ ઉગ્રતા ઝીલવાની કળા હાથ કરી હતી. બાપાજીને બાની વ્યાવહારિકતામાં શ્રદ્ધા હતી, એટલે તેની સલાહ વિના ડગલું ભરતા નહિ. પણ મિજાજમાં, ઔદાર્યથી કે ભોળપણમાં બાપાજી ગમે તે કરી આવે તેનો ઉદ્વેગ બાને કદી થયો નહોતો. ટેકરાના મુનશીઓને પ્રસન્ન રાખવાનું કાર્ય એમની મા–વહુઓને પરાપૂર્વથી કઠણ લાગ્યું છે, પણ એ કળા બાએ સરળતાથી હાથ કરી હતી. તે જમાનામાં એકપત્ની-વ્રત કેળવવાની ભાગ્યે જ કોઈને પરવા રહેતી; પણ બાપાજી એ વ્રતથી ચળ્યા હોય એવું કોઈના જાણવામાં નથી, અને યાદવાસ્થળીના વિકટ પ્રસંગે પણ કોઈની પાસેથી સાંભળ્યું નથી. મોટાભાઈ ને રુખીબા બાપાજી માટે ઘણા જ તિરસ્કારથી કહેતાં: "એ તો ક્યાં નથી જાણતાં? બૈરીવખુ જ છે."

## ૧૫

હું જન્મ્યો ત્યારે ઘણો મોંઘો ને માનીતો હતો. છ છોકરી પછી હું એક છોકરો હતો. બધાને વાટ જોવડાવી જોવડાવી મેં થકવી નાખ્યાં હતાં. મારે પગલે બાપાજી મામલતદારીમાં કાયમ થયા. વળી હું

નાનો હતો ત્યારે મારામાં ઘણું ડહાપણ છે એવી માન્યતા મેં પ્રસારી હતી–કેવી રીતે તે મને ખબર નથી.

મૃત્યુલોકમાં હું મારી મેળે, દેવોની મહેરબાની વગર આવી ચડ્યો. છોકરો આવે એ માટે બાએ અનેક વાર માતામહાદેવની બાધાઓ રાખી હતી. પણ કોઈની મહેરબાનીને લીધે આવવું મને રુચ્યું નહિ. આખરે ઊતરતી વય થવા આવી; બા કંટાળી ગઈ; બાધા લીધી કે પુત્ર આવે તો કોઈ દેવદેવીને કંઈ ન કરવું: ને હું આવી પડ્યો—મારું અભિમાન સંતોષાયું. મારામાં દેવો વિષે અશ્રદ્ધા અને આચાર-વિચારની ભખળતા આ જ કારણથી આવી છે, એમ ઘરડાં સંબંધીઓ ખાતરીથી માને છે.

જેમ દરેક છોકરાના પ્રસંગમાં બને છે તેમ મારાં બાલપણનાં પરાક્રમોની ઘણી વાતો મેં સાંભળી છે. હું કેમ ચાલ્યો, કેમ પડ્યો, કેમ વાઘ બન્યો, શાહીની કેમ મૂછો કરી: એવાં પરાક્રમો સંઘરવાની દરેક માબાપને ટેવ ન હોય તો આવું નાનું, ગંદું, ઇંયાઉંમિયાઉં કરતું માણસડું કોઈ ઉછેરે નહિ. પણ બધામાંથી એક વાત સ્પષ્ટ થાય છે: મોંઘા દીકરાનું જતન કરવા બધાં, સકારણ કે અકારણ, કંઈ ને કંઈ કર્યાં જ કરતાં, અને તેથી એવું કંઈ કરાવ્યા જ કરવાની મને ટેવ પડી ગઈ. મા, બહેન, સ્ત્રી કે છોકરાં એવું કરતાં ચૂકી જાય તો મારો જીવ ગૂંગળાઈ જાય; મને જીવન નિરર્થક લાગે અને વૈરાગ્ય ઉપર પ્રેમ આવી જાય.

મારે પહેલી અદાવત થઈ હોય તો તે અન્નદેવ જોડે. ખાવાનો વખત થાય એટલે મારો રડવાનો વખત થાય. મા, ત્રણે બહેનો અને મને લાડ કરતાં સ્નેહીઓ સરઘસ કાઢે. એક ખાવાનું લે, બીજું ઘંટડી લે, ત્રીજું મને ઊંચકે, ચોથું સિસોટી વગાડે. પછી અમારા બેચાર ખંડમાં ને કોઈ વાર એક-બે ઘરમાં ફરીએ. 'ભાઈ'ને છાનો રાખવાના પ્રયત્ન થાય. એમાં કોઈ વાર 'ભાઈ' છાનો રહી જાય અને અજાણતાં કોળિયો ગળી જાય! આ વેર આજ સુધી રહ્યું છે.

મારું પ્રથમ સ્મરણ એક ભયંકર મધરાતનું છે. એક નાનકડી પથારીમાં હું ભોંય પર સૂતો છું. પથારી પર એક તંબૂ જેવી મચ્છરદાની છે. મારા અંગની આસપાસ જાણે અંગારા છે. મારું નાનકડું માથું ધમધમે છે; આંખો જ્વરભારે ઊઘડતી નથી. ધબ – ધબ – ધબ....કોઈ મારા લમણામાં હથોડા ઠોકે છે.

મારે કાને પરિચિત અવાજ આવે છે. નાનકડું કુમળું હૈયું ધબકી ઊઠે છે. મારે માથે હાથ ફરે છે — સુકુમારતાથી, મારે ડિલે ફરે છે — હેતથી. હું ઓળખું છું એ સ્વરને – એ સ્પર્શને; વર્ષો સુધી એની અનિર્વાચ્ય મમતાનું સદ્ભાગ્ય મેં મેળવ્યું છે. મારા મુખમાંથી નિર્બલ, ધીમો, ધ્રૂજતો અવાજ સરે છે: "બા!" "ઓ ભાઈ! હું આવી છું, હાં!" અશ્રુભીનો સ્વર જવાબ દે છે.

હું કેમે કરી આંખો ઉઘાડું છું. ટેબલ પર દીવો ધીમે ધીમે બળે છે; એમાંની કળનું ચક્ર એક-સરખો અવાજ કરે છે. મારી પાસે પથારી પર બાપાજી ને બા સામસામાં બેઠાં છે. બંને જણ ધીમે સાદે વાત કરે છે. બંનેની આંખોમાંથી દડદડ આંસુ પડે છે. મારા મગજમાં પ્રશ્ન જાગે છે: બધાં કેમ રડે છે?....પણ મારું નિર્બળ શરીર ઘેનને વશ થાય છે. મારી આંખો મીંચાઈ જાય છે....સવારે હું ઊઠું છું તેવો 'બા–બા' પોકારું છું. તરત પાસેની પથારી પરથી બાપાજી ઊઠીને આવે છે. "કેમ બેટા?" "બા—". "એ તો આવી હતી તે પાછી ગઈ. કંઈ નહિ, હું છું ને?" કહી તે મને ભેટે છે.

એ રાતનું ભયંકર સ્મરણ ક્યાં સુધી મને રહ્યું? આ પ્રસંગ ૧૮૯૪માં બન્યો હશે. બાપાજી ચોરાશીના મામલતદાર હતા, અને અમે સૂરતમાં મોટા મંદિર પાસે રહેતાં. એમના પર અનહદ વિપત્તિ આવી પડી હતી. સત્તર અને ઓગણીસ વર્ષની બે મોટી દીકરીઓ થોડા મહિનાને અંતરે રાંડી હતી. બા શોકને લીધે ભરૂચ હતી. અને એકનો એક પાછળનો છોકરો મરવા પડ્યો હતો. લોકલાજ ઠેલી, શોક મૂકી, રાતમાં ને રાતમાં બા આવી ગઈ હતી.

હું પણ એમને સહેલાઈથી છોડું એવો નહોતો: હું સાજો થયો.

## ૧૬

જાણીતી ગ્રીક વાત છે. પેલ્યુસ રાજાને ત્યાં જાફત હતી, ત્યાં વૈરદેવીએ એક ફળ નાખ્યું. ઉપર લખ્યું હતું : 'સર્વોત્તમ સુંદરી માટે.' એને માટે પેરીસ ન્યાયાધીશ નિમાયો; તેણે એ ફળ વીનસ – રતિદેવી – ને આપ્યું. તે દેવીએ એને સુંદરમાં સુંદર સ્ત્રી અપાવવાનું વચન આપ્યું. એ વચનને લીધે પેરીસ હેલનને ઉપાડી ગયો. તેને લાવવા ગ્રીકો ટ્રોજનો સાથે બાર વર્ષ સુધી લડી મૂઆ; અને ટ્રોય હાર્યું ને મૂઉં, ગ્રીસ જીત્યું —પણ તેજહીણું થયું.

હું ટેકરા ઉપર, વૈરનું આવું ફળ બની આવી પડ્યો.

બધી મિલકત મોટાકાકાના કબજામાં હતી. તે પોતાના ઘરમાં નિરાંતે રહેતા. હવેલીના પાછલા ભાગમાં ત્રીજે માળે રામભાઈકાકા, ને પહેલે માળે ફોઈબા રહેતાં. દીવાનખાનું, આગલી પરસાળ, વચલી ચોખંડી ને તેમાં આવેલું મહાદેવજીનું મંદિર સહિયારાં, ધર્મશાળા જેવાં હતાં. અમે તો પરગામ રહેતાં; કવચિત્ આવીએ ત્યારે નાના ઘરમાં રહીએ. નીચું ને જૂનું નાનું ઘર વીંછી ને ઘિલોડીથી ભરપૂર હતું. દાદર ચડતાં કાં તો પગ સરતો અથવા તો માથે દાદરબારી વાગતી.

પણ બધા ભાઈઓમાં મોટાકાકાને જ છોકરા હતા; એટલે જમીનની આવક પણ ઘણીખરી એ

લેતા ને બધાની સરમુખત્યારી પણ એ જ કરતા. એકત્ર કુટુંબની ગુલામગીરી જેણે જોઈ હોય તે કલ્પી શકે – જેણે સહી હોય તે જ વર્ણવી શકે. પણ હું આવ્યો; થોડે મહિને ચંદાકાકાને પુત્ર થયો. બાપાજીને લાગ્યું કે છેલ્લી વારના છોકરા માટે હું સવેળા બધું છૂટું નહિ કરું તો એનું શું થશે? એમણે ભાગ માગ્યો: ચાલીશ વર્ષ પછી મોટાકાકાના કારભારમાં હાથ નાખવાનો પ્રયત્ન થયો....! ગજબ થઈ ગયો!

યુદ્ધનાં ડંકા-નિશાનો વાગવા માંડ્યાં; શંખ-નાદો ઘેર ઘેર પૃથક્ પૃથક્ ફૂંકાયા; વાદળમાં ગગડાટના પ્રતિશબ્દ થયા— स शब्दस्तुमुलोऽभवत्। ટેકરા પર યાદવાસ્થળીનો પ્રારંભ થઈ ગયો.

પહેલાં તો યુયુત્સુઓની છાવણીઓ પડી. એક છાવણી અમારી, ને અમારી પડખે અધુભાઈકાકાની. એમના ભાગના પણ ગોટાળા હતા, એટલે મોટા-કાકા પર એમને દાઢ હતી. નાનાં ફોઈ સુંવાળાં ને હેતાળ હતાં; અને બાપાજી પર એમને પ્રીતિ હતી. તે અહીંથી ત્યાં જાય, સામા પક્ષની ગાળો ખાતાં જાય, ને બાપાજી ને બા આગળ આવી આંસુ પાડી આશ્વાસન માંગે. અધુભાઈકાકા પોકાર કરે: "એ બહેરાનું આવી બન્યું છે." જવાબમાં બહેરા મોટાકાકા ઠેકડી કરે: "મારા કાન બહેરા છે, કાચા નથી."

સામા પક્ષના સૈન્યમાં એમની છાવણી બહુ જબરી હતી. એમનું કુટુંબ બહોળું, હાથમાં બધ મિલકત અને ન્યાતની પટલાઈ.

બીજી છાવણી રામભાઈકાકા અને એમન બહાદુર સ્ત્રીની. એમને વઢી પડવા કારણની જરૂ નહોતી, અને તેમાં આ મળ્યું. ભાગ જોઈએ ખરે પણ માણુકાભાઈ પરનો દ્વેષ કહ્યો ન જાય. ત્રીજ ને મહાત્રાસદાયક રુખીબાની છાવણી. ચંદાકાકા પાંખમાં લઈ, તેણે ચારે તરફ આગ પ્રસાર શરૂ કરી.

લશ્કરોની કવાયત થઈ. મહારથીઓની મંત્રણ ચાલી. વિષ્ટિકારોએ દોડાદોડ કરવા માંડી. ટેકરે ભાગ વહેંચવા નીકળ્યો.

'ભાઈ મોટા, ભાગ માગવા નીકળ્યા? ઓહો-હો! આટલે વર્ષે જરા શરમ આવે છે? આટઆટલ વર્ષમાં શું ઓછું પડયું, ભાઈ? માણુકાભાઈને પગા શો ઓછો મળે છે? ભાગ! ભાગ શેના ઉપર પેલા માંદલા છોકરા પર? અરે એને જીવવા તો દો હજી કાલે તો મરવા પડયો હતો! ભલે મોટો થાય સો વર્ષનો થાય ને એકના એકવીશ થાય. ચંદાલાલ હજુ બાળક છે. (ત્રીશેક વર્ષના હશે). ભાગ ભાગ! ભાગ શું? અરે જોઈએ ત્યારે વાત, પણ હમણુ શા માટે? કોને કહેવું? માણુકાભાઈ તો બિચારો સારો માણસ છે, પણ પેલી–પેલી ચીમન મુનશીન છોકરી એવી મળી છે! તોબા!'

અને મોટાકાકાની વાત તદ્દન ખરી હતી. બાપાજી સ્નેહાળ, ભોળા દિલના અને જતું કરે એવા હતા. મોટાકાકા રમાડે ને એ રમી જાય. બાની સપ્રમાણતા અને વ્યવહારબુદ્ધિ અદ્ભુત હતાં. એ મોટાકાકાનો બધો હુન્નર પારખી શકતી. અડધી વય ભેગાપણની પીડા એણે સહી હતી, પણ હવે એને સહવી નહોતી. વિધવા છોકરીઓ કોને આશરે? એકના એક પાછળના દીકરાનું શું? પણ એ તો મોટાકાકા સાથે વાત કરી શકે નહિ, એટલે એનો બધો વખત બાપાજીને બધાના પેચ સમજાવવામાં જતો.

હું રમતો રમતો એમના ઘરમાં જાઉં, ત્યારે મોટાકાકા મને ભાવથી બોલાવતા: "અલ્યા, આમ આવ, ભય–ત્રીજા."

કોઈએ ભત્રીજાનો સમાસ આ રીતે કેમ છૂટો પડ્યો તે વિષે પૂછ્યું તો એમણે કહ્યું: "પહેલો ભય યમનો, બીજો ભાઈનો, ત્રીજો ભય ભત્રીજો—ભત્રીજાનો. આ આવ્યો ને માણકાભાઈએ ભાગ માગ્યો."

વિગ્રહનો પ્રાથમિક છાપો શરૂ થયો. મોટાકાકા બાપાજીને કાગળ લખે: "બધું તૈયાર છે; આવો એટલી જ વાર છે." બાપાજી મહા મુશ્કેલીએ રજા લે, અને અમે ભરૂચ આવીએ. પહેલે દહાડે મોટાકાકા બાને મળી જાય, હસીને મીઠી વાતો કરી જાય; બાપાજી એમને મળી આવે, ને ઉપરઉપરની વાતો થાય. "નવાજૂના તો થાઓ, મારા ભાઈ! ભાગ ક્યાં નાસી જાય છે? તૈયાર છે, આપણે બેસીએ એટલી વાર."

બીજે દહાડે મહામહેનતે ભાઈઓ મળે ને વિખરાઈ જાય. ત્રીજે દહાડે પાછા મળે અને મુદ્દાની વાત પર આવે. અને મોટાકાકા કંઈક કહે, રામભાઈ કાકા કે ફોઈબા વિષે ઠંડે પેટે એક મમરો મૂકે ને બધું સળગી ઊઠે. રામભાઈકાકાને કંઈ કહે તો તે કાગળ ફાડી નાખે, શાહી ઢોળી નાખે. બધા ઊભા થઈ જાય. ચારે તરફ સિંહોની ગર્જના થાય. દરેકના ઘરમાંથી સ્ત્રીઓ આવી પતિઓને ઘરમાં લઈ જાય કલાકોના કલાક ઘાંટાઘાંટ થાય. બધાનાં બારણું બંધ થઈ જાય. બાપાજીની રજા પૂરી થાય અને તે સુરત પાછા આવે.

"બેસ, બેસ; રામભાઈ! તને છોકરાં તો દે નહિ ને આટલો લોભ શો?" એક વાર મોટાકાકાએ હસતાં હસતાં કહ્યું: "મહાદેવજીને પૂજ્યા તો ચા આંગળે પૂજવા હતા ને!"

કાકા ઊઠી ગયા. "હા, હા. મહાદેવ તમારે એકલાનો!" બધાને જેટલું કહેવાય એટલું એમણે કહ્યું, લખેલા કાગળો ફાડી નાખ્યા, કાકીને રડાવ્યાં પછી તે ટાંકા પર ગયા, બે ઘડા માથા પર ચડાવ્યા ને ભીને ધોતિયે "બંમ બંમ ભોળાનાથ" કરતા ઉપર મંદિરમાં આવ્યા. "હર હર ભોળાનાથ!" મહાદેવને તેમણે સંબોધ્યા, "મહાદેવજી! તારી પૂજા કરી કરી અવતાર ગયો ને તારાથી એક છોકરો નહિ અપાયો? એકે નહિ? સમજે છે શું તારા મનમાં?" એમણે ત્યાં પડેલ સુખડ લઈ ચંદ્રશેખરને મારવા

શરૂ કર્યું: "લે, લેતો જા. એક છોકરો આપવાને ન મળ્યો?" ચંદ્રશેખર મહાદેવના સુંદર બાણ પર એક તડ છે તે આ મહાપ્રસંગની આજે પણ સાક્ષી પૂરે છે.

રુખીબાને ગુસ્સે કરવાં તે પણ સહેલી વાત. એ કંઈ મિલકત રાખી બેઠાં છે તેથી એને લીધે જ આ તકરારો થાય છે—એવું મોટાકાકા કહે કે થયું! કોઈ કહે કે આવડો મોટો ચંદાલાલ બહેનનો મારેલો છે કે થયું! એ એટલા પર આવી બેસે અને વાણીનો વિસુવિયસ ફાટે. મેં બહુયે દઝાડતી વસ્તુઓના પ્રવાહ જોયા છે, પણ કલાકોના કલાકો સુધી જે પ્રવાહ મેં ફોઈબાના મોઢામાંથી નીકળતો સાંભળ્યો છે, તેના પ્રમાણમાં વિસુવિયસ તો ચાની કીટલી જેવો જ લાગે. તમને ફૂંવે ફૂંવે જળાવે. તમારાં સગાંસ્નેહીઓને ઊભાં ને ઊભાં સળગાવે. તમારી રીત, લક્ષણો અને સ્વમાનના ચીરા કરી, તેમાં મરચાંની આગ ભરે, અને એ પ્રવાહ પણ પાછો અસ્ખલિત અને અથાગ. બધાં થાકી માગ મૂકે ત્યારે જ થંભે. અદ્ભુત વાક્પાટવ! એ આજના જમાનાનાં હોત તો શું ન કરત?....જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટીમાં જાત તો!

એક વાર કોઈએ કહ્યું કે, રુખીબા જીવે છે ત્યાં સુધી સંપ થવાનો નથી. થયું! ફોઈબાએ આખો દહાડો ફૂલ વેર્યાં: "હું મરવાની નથી. હું તો કાળનો કાગડો ખાઈને આવી છું. બંગલાની અગાશી પર ઊભી રહીશ અને જોઈશ કે કસનદાસ મુનશીના વંશમાં કોઈ જીવતું નથી ત્યાર પછી જ મરીશ."

હમેશાં આ પ્રહારો ગમે તેને કારણે શરૂ થાય, પણ આવીને પડે મારી બા પર. એ ચીમન મુનશીની દીકરી એ જ એનો દોષ; અસલ વૈષ્ણવડી – એ પણ દોષ; માણુકાભાઈને વશ કર્યો — એય દોષ. એક છોકરાની મા થઈ એ પાપ. બે પૈસા હાથમાં આવ્યા એ ગુનો. છોકરીઓ રાંડી એ ન્યાયની પરાકાષ્ઠા. ને છાનીમાની ને ઠાવકી એ કલંક! ઊંચે સ્વરે એ ડાહ્યી માની દીકરીને કોઈએ બોલતાં નથી સાંભળી એ મોટું કલંક; ભણતાં આવડ્યું એ કુટુંબ પર પડેલી મોટામાં મોટી વિપત્તિ!

અને આ બધાંનું લક્ષ્ય મારી બા, નાના ઘરમાં કામ કરતી જાય અને પોશપોશ આંસુ સારતી જાય. પોતે અપમાનથી કાંપે છતાં અમને ધીરજ આપતી જાય. મારી મોટી બહેનમાં ટેકરાનો વા હતો; તે ઘણી વાર જવાબ દેવા નીકળે. પણ બાને સ્વમાન ઘણું વહાલું હતું; કોઈની સાથે ઊંચે શબ્દે એ બોલી હોય એવું સ્મરણમાં નથી. હું તો છેક કાયર હતો. ગાજવીજ થવા માંડે કે મારા મોતિયા મરી જાય ને હું કોઈની પાસે ભરાઈ જાઉં. બહુ થાય તો વિચાર કરું કે એક દહાડો મહાદેવજીની તપશ્ચર્યા કરી એવું શસ્ત્ર લઈ આવું કે પરશુરામની માફક બધાંનાં ડોકાં છેદી શકું! કોઈ વાર બાપાજી ગુસ્સે થતા ત્યારે એમનું ગોરું મોઢું લાલ થઈ જતું, આંખોમાંથી અગ્નિ ઝરતો. એમનો અવાજ — એમાં ટેકરાની ભયંકર ગર્જના હતી — બધાને દાબી દેતો.

તે થોડીક વાર ગર્જતા, પણ સાથે આપેલી ધમકીનો તરત અમલ કરતા. પરિણામે બધા એમનાથી ડરીને ચાલતા. "જવા દો, જવા દો, માણુકાભાઈનો મિજાજ ગયો છે." મોટાકાકા હસીને સમજાવવા બેસતા. રામભાઈકાકા ત્રીજે માળે અને ફોઈબા એમના ઓરડામાં પેસી જતાં. હું એકલો બહાદુર થઈ જતો. હું બાપાજીની પાસે થોડે દૂર ઊભો રહેતો, અને એ બોલતા તે બધું હું જ બોલું છું એમ માની ખુશ ખુશ થતો.

આ વિગ્રહનો બીજો અંક શરૂ થયો. બાપાજીએ સુરતની કોર્ટમાં દાવો નોંધાવ્યો: ભાગ આપો ને હિસાબ આપો. ગાળોનો વરસાદ વરસ્યો—પણ તેમાં ભીંજાતી મારી બા હિંમતથી, હીણભાગી પુત્રીઓને દુઃખ વિસરાવવામાં રોકાઈ હતી. પણ મોટાકાકા સમજી ગયા કે એ પાણીએ મગ ચડે એમ નહોતા. માણુકાભાઈને ઠંડા પાડવા જોઈએ. કાગળો લખ્યા: 'ભાઈ, હું ક્યાં ના કહું છું?'

સુરતમાં હું એકલો બાપાજી જોડે રહેતો હતો. એક રાતના અચાનક મોટાકાકા આવી ચડ્યા. વર્ષો થયાં જેણે ટેકરો છોડ્યો નહોતો તેણે આજ છોડ્યો. બાપાજીએ હેતથી તેમને સત્કાર્યા. કોઈ શરણ થાય એટલે થયું: બાપાજી બધું છોડી દે. સલાહ આપનાર બા હાજર નહોતી. કોલકરાર થયા. "દાવો અધુભાઈકાકાને લવાદે મોકલાવીએ. જૂનો હિસાબ તો લીધો, મારા ભાઈ! જવા દો, ઘી ઢોળાયું તે ખીચડીમાં.

એનું દુઃખ શું ? ઘર તો આપણે બેસીને વહેંચી લઈએ. જમીનોની ચિઠ્ઠી નાખીએ. પછી કંઈ છે ? માણુકાભાઈ! તું કહે તેમ. કનુ તારો દીકરો ને મારો દીકરો નહિ ? જેવો મારો અચુ તેવો મારે મન કનુ. ને.... જોની, મને આટલું જોઈએ; ને પેલું મને નહિ આપે તો તું શું કરશે ?" બાપાજી ખુશ થઈ ગયા.

બાએ વાત સાંભળી ત્યારે તેના અસંતોષનો પાર રહ્યો નહિ. 'ફરસુભાઈ કાચા નથી. જરૂર ગડબડ કરશે ને છેતરશે; નહિ તો ચાલી-ચલાવી મુરત આવે ? ને બધુભાઈ ભોળા છે. એને ફરસુભાઈ મનાવી જશે.'

પણ બાપાજી મક્કમ રહ્યા. 'હશે, મારો માનો જણ્યો ભાઈ છે. એને બહોળો વસ્તાર છે. આપણે તો એક જ છોકરો છે.' ને એમનું હમેશનું આશ્વાસન દેતા: 'ચાર હાથનો ધણી આપવા બેસશે તો બે હાથે આપણે લઈ કેમ શકીશું ? ને ચારે હાથે લઈ જશે તો બે હાથે આપણે રાખીશું કેમ ?'

માતૃમૂલ અને પિતૃમૂલ — Matriarchal અને Patriarchal — વૃત્તિઓનો આ સનાતન વિરોધ. સ્ત્રીને પતિ અને સંતાન પ્રિય; પુરુષને કુલ પ્રિય. એક પોતાનાં જણ્યાંને જુએ; બીજો માના જણ્યાં કુટુંબને વિસારી ન શકે. સ્ત્રીવૃત્તિને કચરી પુરુષની વૃત્તિની સ્થાપના ઉપર સંયુક્ત કુટુંબ રચાયું છે. અને એની સામે સ્ત્રીની કચરાયેલી વૃત્તિ બહાર આવવાને ફાંફાં મારતી, અસ્વાભાવિક વિરોધ ઊભો કરતી, વહી

જાય છે — આંસુઓના પ્રવાહ વહેવડાવતી, હૈયાં ને જીવનોની કચ્ચરો કરતી. જ્યાં આ વિરોધ ન શમે ત્યાં સુખી કુટુંબ ન વસે.

અધુભાઈકાકાએ લવાદી લીધી: જાણે કોઈ મહારાજાએ ન્યાયાસન શોભાવ્યું. ગમે તે ગુબ્બારાઓ ઊઠે તે સાંભળે. ઢીલ થાય તેની પરવા નહિ. હોતી હૈ, ચલતી હૈ. મોટાકાકાની ખટપટો ન સમજે ને તેમાં ફસાઈ પડે; અને બાપાજી ને બા અકળાય.

ઘરની વહેંચણી થઈ. બાએ કહ્યું, 'ચાલો, બીજી કોઈ શેરીમાં; સારું આખું ઘર લઈને રહીએ. બાપાજીએ ચોખ્ખી ના પાડી, 'મુનશીનો ટેકરો મૂકીને જાઉં? ઈશ્વરે મને સારી સ્થિતિ આપી, ત્યારે કીશનદાસ મુનશીની કીર્તિને વધારવાને બદલે ઘટાડું? ને મારા ભાઈઓને મળવા આવવું હોય ત્યારે પાઘડી પહેરી આવું? ના.' હવેલીનો આગલો ભાગ — દીવાનખાનું, પરસાળ, ત્રીજો માળ — નોકનો ભાગ — બાપાજીએ રાખ્યા. મહાદેવજી કોણ લે? બાપાજીએ માગી લીધા: "મારા કુળદેવ છે — ટેકરાના અધિષ્ઠાતા છે!"

એ સુખી થયા: ટેકરાના સ્વામીત્વ ને ગૌરવના એ ધણી થયા.

પણ વહેંચણી જૂની રીતે થઈ — વિગ્રહ થયા જ કરે એવાં બને તેટલાં સ્થાન રાખવામાં આવ્યાં. આ બારણું સહિયારું, આ ટાંકું સહિયારું, પેલી પરસાળમાં આ જાય ને પેલો ન જાય!

જમીનોની વહેંચણી થઈ. મોટાકાકા એકલાને જ જમીનોની વિગતની ખબર: એટલે તેમણે પોતે જ ચાર ભાગ પાડ્યા. "સરખે હિસ્સે." "હાસ્તો. મેં કોઈ દહાડો ભાઈઓ જોડે ભેદ રાખ્યો છે?" ચાર ભાગની ચાર ચિઠ્ઠીઓ થઈ. ચિઠ્ઠીઓ, લવાદ દેખતાં ચંદ્રશેખર મહાદેવ આગળ નાખવામાં આવી. મોટાકાકાના નાના છોકરા અચુભાઈને ઈશ્વરી અંશ કલ્પી તેની પાસે ચિઠ્ઠીઓ ઊંચકાવી, ને તે પ્રમાણે જમીનો વહેંચાઈ ગઈ. લવાદનામું થયું.

બેચાર દિવસે વાત બહાર આવી અને રુખીબાને ખબર પડી. મોટાકાકાએ ચાર ભાગ પાડેલા. પહેલો ફળદ્રૂપ ને મોંઘી, સારી આવકવાળી જમીનોનો; બીજો ઊતરતી પણ સારી જમીનોનો; ત્રીજો તેથી ઊતરતી જમીનોનો; અને ચોથો, છેક દૂર દૂર, ગીરોવાળી, ન જડે એવી, જેના નંબર ન મળતા હોય એવી, જમીનોનો. અને ઈશ્વરી કે અનીશ્વરી પ્રેરણાથી અચુભાઈએ ચિઠ્ઠી ઉપાડી; પહેલો ભાગ મોટાકાકાને, બીજો બાપાજીને, ત્રીજો રામભાઈકાકાને અને ચોથો ચંદાકાકાને આપ્યો.

રુખીબા એટલે લડવા નીકળ્યાં. "એ 'બહેરિયા'નાં જ કારસ્થાન! એણે જ લુચ્ચાઈ કરી. સારી જમીનો પોતે દબાવી. ચંદાલાલને છેતર્યો. અચુને શીખવી ચિઠ્ઠીઓ ઉપડાવી."

મોટાકાકા હસતા હસતા જવાબ દેવા નીકળ્યા. "હું શું કરું? નસીબ ચંદાલાલનું! મેં તો એ ચોથો

ભાગ માણુકાભાઈ માટે રાખ્યો હતો. પણ મહાદેવજી એને સાનુકૂલ નીવડ્યો. અચુએ ભૂલ કરી. ખરાબ જમીનનો લૉટ એને આપવાને બદલે ચંદાલાલને આપ્યો! હું શું કરું? ફોડ હવે જેમ ફોડાય તેમ." ને વર્ષો સુધી ચંદાકાકાનાં છોકરાંઓને જમીનો ઢૂંઢી ઢૂંઢી જીવ કાઢવો પડ્યો!

લવાદનામું નોંધાઈ ગયું: ભાગ પડી ગયા.

વિગ્રહનો ત્રીજો અંક શરૂ થયો. લવાદનામા પ્રમાણે મિલકત ને વસ્તુઓની વહેંચણી કરવાની રહી.

આ બારણું બંધ થાય કે? થાય — ન થાય. એક બંધ કરે — બીજું તાળું તોડે. બધા લડવા નીકળે. ઘાંટાઘાંટી થાય. ગાળોનો વરસાદ વરસે.

આ ઓટલે જાજરૂ થાય કે? થાય — ન થાય. એક બાંધવા માંડે — બીજો ખોદી નાખે. પોલીસને અરજી થાય; પોલીસની પાર્ટી આવે; જામીન લેવાય. પોલીસની પાર્ટી પર રુખીબા ગરમ પાણી નાખે!

ટાંકામાંથી પાણી કેમ લેવાય? ઘડો કોનો? દોરડું કોનું? પહેલું કોણ લે? કુટુંબીઓ જ લઈ શકે કે નોકરો સુધ્ધાં?

ઝઘડા — કંકાસ — બારણાંબારીની ભીડંભીડ — ગાળાગાળી — રડારડ: આ રોજનો ક્રમ.

બીજો પ્રશ્ન આવ્યો. ન્યાતની પટલાઈ કોણ કરે? ન્યાતનો હિસાબ કેમ ન અપાય? ઠાકરો — નરભેરામના વેરી શંભુરામ ઠાકરના વંશજો — તો ટેકરાની પટલાઈ ઝૂંટવવા તૈયાર હતા. તેમણે એ

વાત ઉપાડી. ઘેર ઘેર ભાઈઓ, સાસુવહુઓ, બહેનો ને ભાઈઓ વચ્ચે વેર થયાં. કોણ કોના પક્ષનો, ફરસુ મુનશીના કે માણુકા મુનશીના? મોટાકાકાને કોણ પહોંચી શકે? કોની મગદૂર કે એમને મોઢે ચડીને હિસાબ માગે?

આ જમાનાને 'ન્યાત મળી'નો અર્થ સમજતાં વાર લાગશે. નજીવું કારણ હોય, કોઈ મોટા માણસને કોઈના પર દાઢ હોય કે એક-બે વૃદ્ધ મોટાકાકાને મળે કે તે તેમને બોલાવે. બપોરે ભરડો ફરે: "બધા ભાઈઓએ દીવામાં બત્તી પડે કે શ્રીભૃગુ-ભાસ્કરેશ્વરના મંદિરમાં આવવું. આજ રાતે ન્યાત મળવાની છે. . . ."

એક વાર કોઈએ કંઈ કર્યું — શું તે યાદ નથી. મોટાકાકાએ ભરડો ફેરવ્યો. એક ફળિયાએ બીજા જોડે તકરાર શરૂ કરી. ચર્ચા ચાલી. 'જો પટેલિયો સા . . . કોણ? . . . ન્યાત તો ગંગાનો પ્રવાહ' . . . 'આજે જોઈ લો! અધુભાઈ સરકાર ને માણુકા મુનશી બંને ગામથી આવ્યા છે. જમુભાઈ ને માધુભાઈ ઠાકર વડોદરેથી આવવાના છે. આજે જરૂર મારામારી થશે'. . . 'અરે, એ બહેરાની શી વિસાત? પચાસ વર્ષ થયાં ન્યાતનો હિસાબ લઈને બેઠો છે.' . . . 'અરે, બેસ, બેસ! આજકાલના તારા માણુકા મુનશી ન જોયા હોય તો. મગજમાં રાઈ છે, તે બધી નીકળી જશે.'

રાત પડી એટલે નવા દેરાને ઓટલે ઠોળિયાઓ આવવા માંડ્યા. નાટકમાં થાય તેમ સિસોટીઓ

વગડવા લાગી. રસ્તા પર જુવાનિયાઓનાં ટોળાં ફરવા લાગ્યાં.

દશ વાગ્યા એટલે કેટલાક વૃદ્ધો આવીને આજુબાજુના ઓટલા પર બેઠા. નવા દેરામાં શેતરંજીઓ પથરાઈ, દીવાઓ મુકાયા. ઢોળિયાઓ ઘંટનાદ કરવા માંડ્યા, અને બોકડો બોલાવી પાર્વતી રીઝવવાનું શરૂ કર્યું.

બાર વાગ્યા. બાપાજી અધુભાઈકાકા પાસે જઈને બેઠા. અમારા પક્ષના નેતાઓ પણ આવીને બેઠા. 'ફરસુભાઈ જાય, પછી જઈએ.' મોટાકાકાને ત્યાં એમના પક્ષના નેતાઓ આવ્યા.

બા, બહેનો અને હું, ધ્રૂજતે હૈયે દેરાની સામે આવેલી દીવાનખાનાની બારીએ જોવા ભરાયાં.

એક વાગ્યો. મોટાકાકા પોતાના શાગિર્દોને લઈ બહાર નીકળ્યા. અમને સંભળાવવાને તે મોટેથી બોલતા હતા: "જોઉં છું કોની માએ શેર સૂંઠ ખાધી છે કે મારી સામું બોલે!"

બા અમે સાંભળીએ એમ ધીમેથી બબડી: "તમારી જ માએ વળી, બીજા કોની?"

અધુભાઈ સરકાર રસાલા સાથે ઊતર્યા. એ વાલસીટના[૧] દીવા સહુથી આગળ. પછી મોરાર આવ્યો, હાથમાં પિકદાની લઈ. પછી સરકાર પાઘડી

૧. મીણબત્તી બાળવાની પિત્તળની કાચના ગ્લોબવાળી દીવીઓ wall shadeનું ગુજરાતી હશે. એ અરસામાં આ શબ્દ પ્રચલિત હતો, હવે નથી.

ને પહેરણમાં, ખભે સફેદ શાલ નાખીને; ન્યાત મળે ત્યારે ટેકરાના મુનશીઓ પટલાઈના પરવાનાથી કોટ પહેરતા નહિ. સાથે બાપાજી, માધુભાઈ ઠાકર વગેરે વગેરે. પાછળ કોદર – ઊંચો, પડછંદ – હાથમાં પાનની પેટી, તકિયો ને ગાદી લઈને.

બંને પક્ષો ગયા, એટલે રસ્તે ઊભેલા ને ઓટલે બેઠેલા ભાર્ગવ નવા દેરામાં દોડ્યા. મહાદેવજીની સામે કરેલી બેઠકની આસપાસ જુવાનિયાઓ ઊભા; શેતરંજી પર ત્રીશ ચાળીસેક 'પાઘડીઓ' બેઠી. વચ્ચે એક જ તકિયો – ત્યાં મોટાકાકા બેઠા. કોદર દોડ્યો, પાસે ગાદી પાથરી તકિયો મૂક્યો, ને તેના પર સરકાર બેઠા. પાસે બાપાજી બેઠા, શંભુરામ કોટવાળની પ્રતિષ્ઠાના ધણી જમુભાઈ ને માધુભાઈ ઠાકર પણ પાસે બેઠા.

મોટાકાકા ઉગ્ર આંખો વડે બધાને જોઈ રહ્યા. બધા શાંત પડી ગયા.

"છોકરાઓ, બેસી જાઓ!" સરકારે આજ્ઞા કરી.

"બોલો હવે," મોટાકાકાએ મોટે, સત્તાવાહી અવાજે પૂછ્યું, "શું કહેવા માંગો છો?"

બધા ચૂપ રહ્યા. સરકારે ચાવીને ટીકા કરી, "ન્યાત તો એણે બોલાવી. શું કામ? ઝખ મારવા? ને પાછું 'શું કહેવા માંગો છો!'"

અમારો પક્ષ ખડખડ હસી પડ્યો.

"ચાલો, જલદી કરો." એક વૃદ્ધે કહ્યું: "હમણાં કૂકડો બોલશે."

"એણે શું કહ્યું?" મોટાકાકાએ પુત્રને પૂછ્યું. ને એમને સંભળાવતાં પાંચ મિનિટ ચાલી ગઈ.

"ન્યાતની પટલાઈની વાત કરો." એક યુવક આગળ આવી ધ્રૂજતે અવાજે બોલવા ગયો.

"ન્યાતનો હિસાબ માગે છે." પુત્રે મોટાકાકાના કાનમાં બરાડા મારવા માંડ્યા.

"છોકરા," વિકરાળ રૂપે ફરસુ મુનશી ગર્જ્યા; "કોનો છોકરો છે? પાઘડી પહેર્યા વિના આવ્યો છે ને બોલે છે? જા, તારા બાપને કહે કે પાઘડી અપાવે; પછી આવજે. ન્યાતની પટલાઈ કરવા આવ્યો છે—શું મોઢું લઈને?"

'પાઘડી પહેરી આવ' 'અપમાન' . . . 'ન્યાતમાં બધા બોલે' 'હજુ મોઢા પરથી તો દૂધ ઊડ્યું નથી.' 'ફરસુ મુનશીનો દુશ્મન છે.' . . . 'અરે, ચાર છોકરાનો બાપ છે.' 'છાના રહો'—'છાના રહો'—'હો. હો. હો.' બૂમાબૂમ થઈ. પાછળથી છોકરાઓએ સિસોટી વગાડી. અધુભાઈકાકા ગર્જ્યા. 'શું અમે નકામા છીએ?' તે ઊભા થવા તૈયાર થયા.

"ફરસુભાઈ મુનશીએ ન્યાતનું અપમાન કર્યું." અમારા પક્ષના એક ઊંચા, પડછંદ માસ્તર ઊભા થઈ મોટેથી બોલ્યા.

"બેસ! બેસ!" તિરસ્કારથી મોટાકાકાએ કહ્યું. "મોટી અપમાનવાળી! આમ ને આમ ન્યાતની પત્તર રંગાઈ ગઈ."

અધુભાઈકાકાએ કહ્યું : “ માસ્તર, બેસશો નહિ.”

“ કેમ, માણુકાભાઈના પક્ષમાં રહીને બહુ મિજાજે ચઢયા છો ?” મોટાકાકાએ બરાડો માર્યો.

અધુભાઈકાકાએ બાંય ચઢાવી. મોટાકાકાએ હાથમાં ડંગોરો લીધો. ભાઈઓ લડી પડયા. બધા સામટા બોલી ઊઠયા :

‘ શું સમજો છો ?—બેસ બેસ — પટેલ રહ્યા તે એના ઘરનો ! . . . કોઈની કોઠીમાં અન્ન ભરાવે છે ! . . . શાંત થાઓ ! . . . ભાઈઓ–ભાઈઓ . . . અરે આ શોભે છે ? . . . ફરસુ મુનશીના બાપની પરવા નથી. . . . અધુભાઈ સૂઈ રહ્યા. . . . માણુકા મુનશી પૈસાવાળા તે એના ઘરના . . . મારો . . . બેંએ–બેંએએ . . . હર–હર મહાદેવએએવઅઅ.’

કોઈએ એકદમ વચ્ચેના દીવાઓ ભોંય પર નાખી દીધા. હો–હો થઈ રહી !

લોકો બાથંબાથી પર આવ્યા. છોકરાઓએ બકરા બોલાવવા માંડયા. કોદર ને મોરાર સરકારને વીંટાઈ વળ્યા. મોટાકાકાને એમના છોકરાઓ સંભાળી રહ્યા.

અમે ઘોંઘાટ સાંભળ્યો ને અમારાં કાળજાં કાંપી ઊઠયાં. બધા શોરબકોરની ઉપર મોટાકાકા, અધુભાઈકાકા ને બાપાજીના પ્રચંડ અવાજની ગર્જના સંભળાતી હતી.

ન્યાત વીખરાઈ ગઈ. જેનાથી જેને મરાયું તેને મારી લીધું. માસ્તર ન્યાતના પવાલામાં પેસી ગયા.

એક ભાઈ મંદિરનો મોટો ઢોલ હતો તે ફાડી અંદર ભરાઈ બેઠા. બીજાએ ભાંગની ધૂનમાં ડાંડિયા લઈ, શંકર જગાડવાના મુદ્દાથી, પેલા ભાઈના માથા પર ઢોલ વગાડ્યા. એક ઠોળિયાએ બાથ ભરીને જોડા લઈ કૂવામાં નાખ્યા. દેવના બધા ઘંટ વાગવા લાગ્યા. ‘હર–હર મહાદેવ’ની ઘોષણા થયા જ કરી. મોટાકાકા બહાર આવ્યા; કોદર ને મોરાર સરકારને અધ્ધર ઉપાડી લાવ્યા. બાપાજી પણ બહાર આવ્યા.

સવાર પડી ત્યારે વાલસીટના કાચની કચ્ચરો, ચૂંથાયેલી શેતરંજી ને ભાંગેલો ઢોલ ખૂંદાયેલી રણભૂમિ પર પડ્યાં હતાં.

બીજે દહાડે તડ પડ્યાં. અમારી ભાષામાં, ફરસુ મુનશીએ કડાં ખખડાવ્યાં. કોઈ પોતાના માણસની મા-દાદીનું તેરમું, વરસી કરવાનું રહ્યું હશે, તેને ઊભો કરી મોટાકાકાએ ન્યાત કરી; અને અમારા પક્ષવાળાનાં નોતરાં કાપી નાખ્યાં. તરત અધુભાઈકાકા ને બાપાજી મળ્યા, ને સામાં કડાં ખખડાવ્યાં. નવો ભરડો સ્થપાયો, ને તરત અમારા પક્ષવાળાનાં નોતરાં ફર્યાં. છોકરી સાસરે જતી અટકી; વહુ પિયર જતી અટકી; ભાઈઓએ માંહોમાંહે અબોલા લીધા; બહેનોએ એકબીજાનાં સ્નાન કર્યાં.

ભાર્ગવની ખાબોચિયા જેવી ન્યાતનાં બે તડ પડ્યાં. સામસામી વાડીમાં બે ન્યાતની પંગત બેઠી. લાડુ, દૂધપાક, શિખંડ, જલેબી ને મઠાની લહેજતો લેવાઈ. એકેકથી સ્વાદિષ્ટ વાનીઓ થઈ ને વખણાઈ.

એકેકથી ચડિયાતાં ઢાંકણાં ઢંકાયાં. ફરસુભાઈ મુનશી
વાહવાહ થઈ, અધુભાઈસાહેબ ને માણકાભ
મુનશીનો ભયો થયો.

કોણ કહે છે કે मोदकान् स्वादन्ते ब्राह्मणाः
વેદવાક્ય નથી?

મુત્સદ્દીઓનાં વેર તો મુત્સદ્દીઓ જ કેળવી શ

## ૧૭

ભાર્ગવની ન્યાતનો અનાદિ કાળથી ચાલ
આવતો એક શિરસ્તો હતો: બધા વરઘોડા ભૃ
ભાસ્કરેશ્વરના મંદિર આગળ થઈને જવા જ જોઈએ
અને જેમ કડવા કે પાટીદારની દેવી બોલે, તે
ભાર્ગવોની પણ બોલતી – એટલે ન્યાતમાં બધે લગ્ન
કે જનોઈ લગભગ એક જ મુહૂર્તે આવતાં. પરિણા
ટેકરા અને નવા દેરા વચ્ચેના સરિયામ રસ્તા પ
બે ત્રણ કલાકમાં આખી ન્યાતના વરઘોડા આવત
કે જતા.

આ રીતને લીધે એક મોટો–ઘણો જ મોટો
પ્રશ્ન દર વર્ષે ઊભો થતો. વરઘોડાઓ નવા દે
આગળ સામસામા મળે; અને જે નવા દે
તરફથી જાય એ મોટો કહેવાય, એમાં સંશય શો
ભાર્ગવજાયો કયો એવો હોય કે રસ્તાની એ બા
છોડી, બીજી બાજુએ જાય અને નીચી મૂછ
કહેવાય? બે બકરા પર્વતની સાંકડી પાળે મળ

તે તો એકબીજા ઉપર થઈને ચાલ્યા ગયા; પણ તે ભાર્ગવ નહોતા. પરિણામે રસ્તાની દેશ તરફની બાજુએ જ બે વરઘોડાઓ સામસામા આવે; કોઈ કોઈને માગ મૂકે નહિ; અને કલાકોના કલાકો સુધી મરદો, બૈરાંઓ, ઘોડાઓ, ગાડીઓ એક-બીજાંની સામે ઊભાં રહી જાય – જાણે બે પાડાઓ એકબીજાનાં શીંગડા ભેરવી, સમાન શક્તિથી જોર કરતા, નિશ્ચલ થઈ ગયા હોય એમ. અને બંને તરફ ઢોલ, નગારાં, પીપીઓ જોરથી ને શોરથી વાગ્યે જાય. આમ ઊભા ઊભા ચારેક કલાક તો મેં પણ ગાળ્યા છે.

કલાકો સુધી કરવું શું તેનો પણ ડાહ્યા ભાર્ગવોએ રસ્તો કાઢેલો. બંને તરફના ઢોલીઓ આગળ આવે, અને ઢોલના ચામડા પર, વચ્ચે હનુમાનના સિંદૂરની ચીકણી મલાઈથી બેઆની ચોંટાડવામાં આવે. અને ઢોલી તે ઢોલને છેડે એક ડાંડિયાથી ઢુંમઢુંમઢુંમ વગાડે, નાદતરંગ — Sound vibrations — થી બેઆની સરકાવવાને.

કલાકે, બે કલાકે ચીટકેલી બેઆની ખસે. ખસતી ખસતી ઢોલની કોર પર આવે, ને ત્યાંથી ખરી પડે. જે પક્ષના ઢોલી બેઆની વહેલી ખેરવે તે પક્ષ જીતે; જયઘોષણા થાય; અને તેનો વરઘોડો નવા દેરાની બાજુએથી જાય. અને બધા હસી, ખુશી થઈ, છૂટા પડે.

આ હનુમાનની બેઆની રમત નહોતી. એને માટે ઢોલ કેવો જોઈએ, મલાઈ કેવી જોઈએ,

ઢુંમઢુંમ રીતસર કે ગેરરીતે કેમ થાય – એ બધા વિષયોમાં નિષ્ણાત એવા ભાર્ગવો ન્યાતમાં હતા; અને મોલબોર્ન ક્રિકેટ-કલબ (M. C. C.) જેટલા દમામથી ક્રિકેટના નિયમો કરે છે, તેટલા દમામથી તેના પણ નિયમો બહાર પડતા.

ન્યાતમાં તડ પડયાં, એટલે આ રીતમાંથી ગમ્મત ગઈ ને વેરભાવ આવ્યો. બે પક્ષના જુદા વરઘોડા સાંજના પાંચ વાગ્યે નવા દેરા આગળ એકઠા મળ્યા – સામસામે થયા – થંભીને ઊભા. એકે ફરસુ મુનશીને કહાવ્યું. બીજાએ અધુભાઈ સાહેબને કહાવ્યું. બંને કપડાં પહેરી બહાર આવ્યા; પોતાના આગેવાન સહયોગીઓને બોલાવ્યા. પોતાના પક્ષ-વાળામાં જઈ ઊભા રહ્યા. ઢોલીઓને શિરપાવો આપવાનાં વચન અપાયાં. બે ઢોલીઓ વચ્ચે આવ્યા. બંને તરફના 'હનુમાનની બેઆની'ના શાસ્ત્રવિશારદો મદદે આવ્યા. બેઆની ચોંટી – ઢુંમઢુંમઢુંમ ચાલ્યું. લોકો ટોળે વળીને જોવા માંડયાં. પરન્યાતવાળાઓ પણ જોવા મળ્યા. સ્ત્રીઓ થાકી ગઈ તે ઓટલે બેઠી; ટેકરા પરથી પાટલીઓ આવી, ને રસ્તા વચ્ચે તે પર આગેવાનો બિરાજ્યા. અને બે પ્રતિપક્ષી બાલક વરરાજાઓ, માથા સાથે માથું જડેલા — સામસામે ઊભેલા ઘોડા ઉપર દુ:ખતી કમરે, બેઠા....રાત પડી પણ ઢુંમઢુંમ અટકયું નહિ. મોડી રાતે ઘેરથી ઊકળેલાં દૂધ આવ્યાં, બજારમાંથી મગજના લાડુ આવ્યા, અને રસ્તા પર ઊભેલા સાજનિયાઓએ ક્ષુધા તૃપ્ત

કરી. ઢોલીઓને પાઘડી પર પાઘડી બંધાવાઈ. ને ઢુંમઢુંમ ચાલ્યું.

મધરાત થઈ. એક બેઆની ખરી! “ખોટું! ખોટું! નહિ માનીએ!” નિષ્ણાતોમાં મતભેદ પડ્યા. બીજી બેઆનીઓ આવી, બીજા ઢોલો પર ચોંટી. ઢોલીઓ માટે દોશી વાણિયાની દુકાન ખોલી નવી પાઘડીઓ આવી. ભાર્ગવસમસ્ત જોવા મળ્યું. ઢુમ ઢુમ ઢુમનો એકસરખો ધ્વનિ વ્યોમને પેલે પાર નક્ષત્રોમાં સંભળાયો. સવાર પડવા આવી, પણ તે જ મક્કમપણું, તે જ, न्याय्यात्पथः प्रविचलंति पदं न धीराः - નો ભીષ્મસંકલ્પ — તે જ ઢુમઢુમઢુમ! વરરાજાઓના ઘોડા માત્ર ચારે પગે ઊભા ઊભા ઊંઘતા હતા. ને વરરાજા ઝોકાં ખાઈ પડી ન જાય, માટે સગાઓ તેમને ટેકવી રાખતા હતા. કોઈ ડગ્યું નહિ. કોઈનો ડગવાનો વિચાર નહોતો. દાતણ આવ્યાં ને થયાં; ચા આવી ને પિવાઈ; ઢોલો ફૂટ્યાં ને નવાં આવ્યાં; ઊગતા સૂર્યનારાયણ નવા દેશને રણાંગણે ઢુમઢુમઢુમનો નાદ સાંભળી વિસ્મિત થયા. એ ભાર્ગવ નહિ, એટલે આનું રહસ્ય ક્યાંથી સમજે?

સવારે ફૈઝામિયાંકાકા આવ્યા. તે ફોજદાર હતા. સાથે પોલીસનાં માણસો હતાં. “ફરસુભાઈ! અધુભાઈ સાહેબ! આ શું? બહુ થયું.” “અરે જો ખસું તો મૂંછ મૂંડાવી નાખું!” “અરે જો હું ખસું તો નરભેરામ મુનશીનો દીકરો નહિ!” પ્રતિપક્ષીઓ કહે: “મરીએ પણ હઠીએ નહિ.” – જાણે હલદીઘાટનું યુદ્ધ.

ફૈઝામિયાંએ હાથમાં ચાબૂક લીધી, ને કોઈ જાણે તે પહેલાં વરરાજાઓના બંને ઘોડાઓને એકેકી ફટકારી. એક ઊછળી આ તરફ ફર્યો, બીજો ઊછળી બીજી તરફ ગયો. હો હો થઈ. ઢુમઢુમ અટક્યું. સ્ત્રીઓ બધી ગભરાઈ ગઈ. "સા . . . બાંડિયા!" ફૈઝામિયાંએ ગાળો ખાધી. "હું તો બાંડિયો છું. તેમાં નવું શું કહ્યું?" તેણે હસીને કહ્યું.

પણ ઘોડા એકબીજાને ઓળંગી ગયા એટલે બંનેનો ટેક રહ્યો. વરઘોડા પોતપોતાને રસ્તે ગયા. દરેક પક્ષે પોતાનો વિજય માની લીધો.

ગત યુગના હિંદીઓનાં અભિમાન ને બાલિશતા કેવાં હતાં, તે કલ્પવા જઈએ તો આજે તો કલ્પના પણ ન ચાલે.

## ૧

હું શું કરી રહ્યો છું તેનું ચિત્ર મારી આગળ ખડું થાય છે.

કોદાળી ને પાવડો હાથમાં લઈ હું ઊભો છું. શું ઉપાડું? શું ખોદું? શું ફેંકી દઉં? જે શોધું છું તેના પર પિસ્તાળીસ વર્ષના અનુભવોનો ઢગ ખડકાયો છે; પણ તેને શોધ્યા વિના છૂટકો નથી.

હું પાવડો લઉં છું, જોરથી પકડું છું, ઊંચો કરું છું. સહુથી ઉપર પડ્યો છે–યરવડા સેન્ટ્રલ પ્રિઝનમાં ફરતો 'Security Prisoner': 'a person known as K. M. Munshi' 'કે. એમ. મુનશી નામથી ઓળખાતો માણસ.' હું પાવડાને એક સપાટે એને દૂર ફેંકું છું.

તેની નીચે જડે છે: H. M., H. D. લાલ વાઘામાં સજ્જ પટાવાળાથી સંવૃત્ત, પોલીસ ગાર્ડ્ઝની સલામી લેતો, મુંબઈ સરકારનો ગૃહમંત્રી, Honourable the Minister of Home and Legal Departments.

વળી, કોદાળી લઉં છું ને જોરથી ખોદું છું. બિજાપુર જેલના કેદી નંબર ૯૦૮૯નો ચોખંડી ભૂરી લીટીવાળા કેદીનાં કપડાંમાં વીંટાયેલો દેહ નજરે પડે છે. . . . 'પ્રિઝનર મુનશી'ને હું દૂર ફેંકું છું.

મારી નજરે પડે છે—જયજયકારથી મહેકતો દેશભક્ત શ્રીયુત મુનશી. એક ઝપાટો, ને એ ઊડ્યો! એનું ખાદીનું ધોતિયું ફરફરે છે ને સફેદ ચંપલો દૂર જઈને પડે છે.

વળી કોદાળી લઉં છું ને પરસેવો લૂછી કામે વળગું છું. આ ચાલ્યા મુનશીજી—ને સાક્ષર શ્રી. મુનશી, ચારે તરફ પુસ્તકો વિખેરતા.

ઘોરખોદુ પૂર્વજોનો જુસ્સો મારા બાહુમાં આવે છે. હું ખોદ્યે જાઉં છું. આ ચાલ્યા મિસ્ટર મુનશી, જાણે 'એસ્કવીથ ને લૉર્ડ'નાં કપડાંની જાહેરખબર હોય એવા. ને 'My learned friend' બ્રિફ્રોનો ઢગ હાથમાં રાખવાનો નિષ્ફલ પ્રયત્ન કરતા.

ફટ, ફટ, ફટ . . . ને ઊડ્યો! 'The Hon'ble Member for the University of Bombay' . . . ફટ . . . ને 'ટૉમસ કૂક'નો મુસાફર 'મોંસ્યૂ મૂસ્કી.' . . . ફટ, ફટ . . . ને મુનશીભાઈ ને બાપાજી—ને પ્રેમી હૈયાંઓએ દીધેલાં રસમય નામનો ધણી. જાઓ, દૂર જાઓ.

ચારે તરફ ધૂળ ઊડે છે. ઢગ નાનો થતો જાય છે. હું પરસેવો લુછું છું, ને કોદાળીને ટેકવી મારાં પરાક્રમ જોઉં છું.

ઢગને તળિયે સાત વર્ષનો છોકરો દેખાય છે; કેડે સાંકળી, હાથે સોનાની કલ્લી, કાને મોતીની કડી;

સૂકો, ગંભીર ને લાડકો : સુરતમાં, મોટા મંદિરના ઘરના ચોકમાં ધનુષ્યબાણે રમતો. . . .

હાં, શોધ્યો જડ્યો એ કનુભાઈ, આખરે પકડાયો!

૨

૧૯૧૩ સુધી હું કનુભાઈ હતો, માબાપનો, સગાંસંબંધીઓનો, ન્યાતનો, ગામમાં મને જે ઓળખતા તેનો, માસ્તરોનો, વડોદરા કૉલેજમાં સહાધ્યાયીઓનો ને પ્રોફેસરોનો. કોઈ વાર ઘરનાં, લાડમાં મને 'ભાઈ' કહેતાં અને બા ને બાપાજી ગુસ્સામાં 'કનુ' કહેતાં; પણ એ તો અપવાદ!

આજે એ કનુભાઈ કોણ, એનો મારે પણ વિચાર કરવો પડે છે. આજ સુધી ઘણાને મારું આખું નામ શું તેની પણ ખબર નહોતી. કોઈ વાર પત્રો આવતા 'કનુભાઈ, ભરૂચ'ને સરનામે. શેક્સપિયર ભલે કહે કે નામમાં શું? હું કનુભાઈ ન હોત તો બીજું શું હોત? કંઈ જ નહીં.

હું મારા બાપાજી જોડે રહેતો. મારી બા ભરૂચ રહેતી, પણ તેની મને ઝાઝી પરવા નહોતી. બાપાજીનો મને ઘણો ધાક લાગતો હતો, છતાં એ મને ઘણા વહાલા હતા. રાતે અમે સાથે સૂતા, અને રાતના બીક લાગે તો તેમને અડકીને સૂવાથી મને હિંમત આવતી.

એ સૌથી મોટા ને પ્રતાપી માણસ હતા એમ હું માનતો; અને એ એવા છે એથી મને બહુ ગર્વ

થતો. અમે ઊઠીને સાથે ચા પીતા ત્યારે હું પણ ઘણી મોટી ઉંમરનો હોઉં એમ એમની માફક ચા પીતો.

૧૮૯૬–૯૭માં સૂરતમાં ઘરવેરા સંબંધી ઘણો ખળભળાટ થયો હતો. કલેક્ટર ફ્રેડરિક લેલી, સ્વ. નંદશંકર તુળજાશંકર અને બાપાજી ત્રણ જણનો મ્યુનિસિપાલિટીમાં કારભાર હતો. યાદ છે ત્યાં સુધી બાપાજી મૅનેજિંગ કમિટીના અધ્યક્ષ હતા, અને ઘરો તપાસી આંકણી કરવાનું કામ એમને માથે હતું. સવારે નકશા ને ફૂટપટી લઈ કારકુનો આવતા અને અમે—હું પણ મારી જાતને ઘરવેરા માટે જવાબદાર ગણતો—ઘરો માપવા જતા.

અમે જઈએ એટલે ઘરનો માલિક રાવસાહેબ આગળ ચા ને પાન ધરે. પોતાનું ઘર કેવું ખરાબ છે તેનાં રોદણાં રડે; પછી હિસાબ બતાવે ને હબકની રંગેલી ભીંતો પાછળ કામઠાં છે, તેની ખાતરી કરાવે. કારકુનો ઘર માપે, બાપાજી હિસાબ કરે ને અમે ઊતરી ગાડીમાં બેસી બીજે ઘેર જઈએ.

લોકો ગરીબીની ફરિયાદ કરે, અને કોઈ વાર આંખમાં આંસુ લાવે ને કરગરે, એટલે મારી આંખમાં પણ પાણી આવે. કોઈ વાર હું બાપાજીને બીતો બીતો ગાડીમાં કહેતો, 'એને જવા દો; એ બિચારો કેવો સારો છે!'

બાપાજી હસતા હસતા જવાબ દેતા, 'તું શું સમજે? એ તો અમસ્તો ઢોંગ કરે છે.' બાપાજી

બહુ કઠણ હૃદયના છે એવો ખ્યાલ મને તે વખતે આવી જતો.

પછી અમે ઘેર આવી જમીએ; બાપાજી કચેરીમાં જાય ને ઘેલો નાયક મને સુવાડી દે. એ માણસમાં બાળક ઉછેરવાની શક્તિ સ્ત્રી જેવી હતી અને એને હું મારી મિલકત સમજતો. એ વાર્તાઓ પણ સરસ કહેતો.

બપોરે માસ્તર આવે. મને આંક અને પલાખાંનો અણગમો, પણ લખવાનો ને વાંચવાનો શોખ. એટલે વાંચવામાં હું કૂદકે ને ભૂસકે આગળ વધતો. સાંજે ઘેલા નાયક સાથે હું બાપાજીને તેડવા કચેરીમાં જતો. કિલ્લામાં નદી તરફના એક ખંડમાં એ બેસતા. હું પણ પાસે એક ખુરશી પર બેસતો, અને જાણે મારે કહ્યે જ બધું થતું હોય એમ હું મલકાતો.

સાંજે અમે સાથે ઘેર આવતા અને બાપાજી મને 'Reading without Tears' નામની ચોપડી-માંથી અંગ્રેજી શીખવતા. દીકરાને સિવિલિયન કરવાની એ ઉમેદ સેવતા હતા, એટલે બાલ્યવયથી તેને તૈયાર કરતા. કોઈ વાર રાતના જમીને બાપાજી તબલાં વગાડતા અને ધીમે રાગે ગાતા. મારી બહેનોનાં વૈધવ્ય પછી એમણે તે છોડી દીધું અને તબલાંનો ધણી હું થયો. 'બત્રી એકું બત્રિયાં' મેં તબલાં સાથે ગોખેલાં યાદ છે.

અમારી ન્યાતનો એક ઘડિયાળી હતો; તેને ત્યાં હું કોઈ વાર સાંજના જતો. એક દહાડો એણે મને નાની રૂપાળી અત્તરની ખાલી શીશી આપી. હું ખુશ થતો થતો તે લઈ ઘેર આવ્યો, ને રખે બાપાજી વઢે એમ માની તે મેં સંતાડી રાખી. અત્તરની શીશી આવી એટલે અત્તર પાછળ મન દોડ્યું. ઘરમાં અત્તર મળે નહીં. હવે એ લાવવું ક્યાંથી? પાસે પૈસા પણ ન મળે. મેં એક હુન્નર કર્યો. બાપાજી દર મહિને, તે મહિનાની જેટલી તારીખ હોય તેટલા પૈસા કાગળના પિલ્લામાં ગુંદરથી ચોટાડાવી રાખતા; અને દરરોજ સાંજે એમાંથી હું એક પૈસો લઈ પાસે હલવાઈની દુકાનેથી તાજો પેંડો લઈ આવતો. દુકાનદાર પણ 'રાવસાહેબ'ના દીકરા માટે જરા મોટો પેંડો તૈયાર રાખતો. ત્રણેક દહાડા મેં પેંડો ખાવાનું છોડી દીધું ને પૈસાનો સંઘરો કર્યો. અને એક દહાડો ઘેલા નાયક સાથે ફરવા ગયો ત્યારે તે પૈસાનું અત્તર લીધું.

રાતના બાપાજી તબલાં વગાડતા હતા ને હું અત્તરની ખુશબોમાં મહાલતો હતો. એટલામાં ઘેલો નાયક ઢીલું મોઢું કરી આવ્યો અને બાપાજી પાસે જઈ તેણે ધીમેથી કહ્યું, 'સાહેબ, મારે એક વાત કરવી છે.'

મારા મોતિયા મરી ગયા.

'શું છે?' બાપાજીએ પૂછ્યું.

'આજે ભાઈ અત્તર લઈ આવ્યા.' હું થરથર ધ્રૂજતો બેઠો.

'અત્તર ! ક્યાંથી આવ્યું ? ક્યાં છે ?'

મેં તો મૂંગે મોઢે શીશી ધરી દીધી ને રડી દીધું. શીશી ને અત્તર બંને જપ્ત થઈ ગયાં.

હું રમ્યો જ નથી એમ કહું તો ચાલે; કારણ કે સાથે રમનાર જ કોઈ નહોતું, અને સ્વભાવ રમતિયાળ નહોતો. મારી ઉંમરની એક પડોશીની છોકરી કોઈ વાર આવતી, પણ રમવાને બદલે અમે બેસીને વાતો કર્યા કરતાં.

હું 'funny little boy' હતો. હું આખો વખત અરેબિયન નાઈટ્સ વાંચ્યા કરતો, અને બોલતી માછલી, પર્વતમાં પડેલા હીરા ને ઊડતા ઘોડાનો વિચાર કર્યા કરતો. ડમાસ્કસના દરવાજા પર મને ગરુડ લઈ જાય, તેનો દરવાજો ખૂલે અને હું જ પહેલો હોવાથી કોઈ મને સુલતાન સ્થાપી કુંવરી પરણાવે, એની હું વાટ જોયા કરતો.

બાપાજીએ મને રેલવે ગાર્ડ વાપરે છે તેવું નાનું ફાનસ અપાવ્યું હતું. એક દહાડો મને સ્વપ્નું આવ્યું કે એ ફાનસ તિલસ્માતી છે. બાપાજી કચેરીમાં ગયા, એટલે છાનોમાનો હું એક ઓરડીમાં ભરાઈ, મારી આંગળી પરની માણેકની વીંટી ફાનસ પર ઘસવા બેઠો. મારી ખાતરી હતી કે જીન આવશે એટલે હું હીરા મોતી માગીશ. સાંજના બાપાજી આવશે ને એમને બધું આપી દઈશ, એટલે એમને

નોકરી કરવા નહીં જવું પડે; અને પછી સુરતનાં બધાં ઘર અમે લઈ લઈશું. ઘસતાં ઘસતાં રિવેટ તૂટી ગઈ ને માણેક નીકળી પડચાં. સાંજે બાપાજીએ જાણ્યું ત્યારે વઢવાને બદલે હસ્યા અને મને મારું અપમાન થયું લાગ્યું.

મને તો ખાતરી હતી કે જીન આવત તો હું બાપાજીને પૈસા લાવી આપત. અલાદ્દીનનું કામ કરવા ગયો હશે તેથી જીન ન આવ્યો કે બાપાજી હસવાના હતા તેથી ખોટું લગાડી ચાલ્યો ગયો,—માત્ર એટલો સંશય રહી ગયો.

૩

ઈ. સ. ૧૮૯૬ કે ૯૭માં અધુભાઈકાકાની ચિઠ્ઠી લઈ વાંકાનેરી સાફાથી અને વિચિત્ર ઉચ્ચારણથી આકર્ષક લાગતા ત્રણ કાઠિયાવાડી ગૃહસ્થો અમારે ત્યાં પરોણા તરીકે આવ્યા. એમાંના બે 'મોટા' ત્રંબક ને 'નાના' ત્રંબકને નામે પાછળથી સુવિખ્યાત થયા હતા. 'મોરબી આર્ય સુબોધ નાટકમંડળી'માંથી છૂટા થઈ બંને ત્રંબકોએ 'વાંકાનેર આર્ય હિતવર્ધક નાટકમંડળી' કાઢી હતી. એ મંડળીને સુરત આવવું હતું, તેથી મામલતદાર સાહેબની મદદ લેવા એ ત્રણ આવ્યા હતા.

આ પહેલાંના મારા નાટકના અનુભવો નહીં જેવા હતા. બે ત્રણ વર્ષ પહેલાં ભરૂચમાં એક નાટકમંડળી આવી હતી. એ મંડળીએ અધુભાઈકાકાને ત્યાંથી

સોફા ને ખુરશીઓ લઈ જઈ, રંગીન ધોતિયાંના પડદ
કરી, નાતની વાડીમાં 'લલિતાદુ:ખદર્શક'નો ખે
કરેલો, તેનાં કંઈ ઝાંખાં સ્મરણો હતાં. વર્ષેક પહેલ
ભરૂચમાં હું 'મોરબી'નાં નાટકો જોવા ગયેલે
કાઠિયાવાડી ઢબના રાજવંશી જીવનને રંગભૂમિ પ
ઉતારી, તેના માલિક મૂળજી આશારામે ગુજરાત
રંગભૂમિનો પાયો નાખ્યો હતો. ગામેગામન
છોકરાઓ 'ડર મા તું દિલ સાથ, છોકરા, ડર મા
દિલ સાથ' ગુંજતા હતા. ઘણા જુવાનોને 'થર
છો રે પતિ તે જ પ્યારી તનના ઉર હસી વરી આજે'
માં રસની અવધિ જણાતી હતી. પહેલો ખેલ
જોયો તે એ મંડળીનો 'રા'ખેંગાર ને રાણકદેવી
એ ખેલમાં સિદ્ધરાજ જ્યારે રાણકદેવીના બે છોકરાઓ
મારી નાખતો ત્યારે મારી ખુરશી પર ઊંધો ફરી
રડ્યો હતો એમ યાદ છે. એ નિર્બલતા હજુય
રંગભૂમિ પર કે ચલચિત્રમાં ભાવમય દૃશ્ય જોઉં
હૃદયવેધક પ્રસંગ જો સાહિત્યમાં આલેખવા બેસું
આંખમાંથી આંસુ સરી જાય છે.

'વાંકાનેર મંડળી' રસની ગંગા ઘેર લઈ આવ
ત્ર્યંબકોની ઓળખાણ થઈ. ત્યાર પછી દિવસો સુ
હું ગુલતાન બની રહ્યો.

ત્ર્યંબકો તો ગયા પણ ત્રીજા ગૃહસ્થ ઘેર રહ્યા
ચોકબજારને રસ્તે જગ્યા લેવાઈ. પતરાંની નાટકશાળ
બંધાઈ. કામ કેમ ચાલે છે તે હું રોજ જો
જતો અને હરખાતો.

મંડળી આવી, પડદા ટિંગાયા, પાંખો રંગાઈ. સવારસાંજ હું ઘેરથી નાટકશાળા ને નાટકશાળાથી ઘેર દોડતો. મોટા ત્ર્યંબકનો મારી ઉંમરનો છોકરો શંકરલાલ મારો મિત્ર થયો. તે લગભગ રોજ ઘેર આવતો. એ કંચનીનો પાર્ટ લેવાનો હતો, એટલે પાઉડર કેમ મારવો, ચણિયો કેમ પહેરવો, ખોટા વાળ કેમ બાંધવા, એ બધું મને શીખવતો. અને કોઈ ન હોય ત્યારે ઓરડીમાં ભરાઈ સામે આરસી મૂકી, કેડે હાથ દઈ, હું થોડું નાચવા પણ લાગ્યો.

દેવદારના વહેરની ગંધ, રંગ ને પાઉડરની મિશ્રિત વાસ અને ધોતિયાંના કછોટા મારેલા, કાંચળી પહેરેલા, આંજેલી આંખો ને રંગેલા હોઠોવાળા, ગોરાં મુખ ને હાથવાળા પણ કાળા શરીરના, એવા અદ્‌ભુત મનુષ્યો — જે ગુજરાતી રંગભૂમિની પાંખ પાછળ જ જોવા મળે, બીજે નહીં — તે મારા જીવ સાથે જડાઈ ગયા. અને તેમનાં દર્શન ને પરિચયમાં જ મેં આનંદ અનુભવવા માંડ્યો.

આખરે બધું તૈયાર થયું ને 'સીતાસ્વયંવર'નો નવો ખેલ પડ્યો. અમે બાપદીકરો પ્રેક્ષકવર્ગમાં મધ્યસ્થાને બેઠા. મને અંદર જવાનું ઘણું મન થયું પણ બાપાજી જવા દે ત્યારે ને?

નાટકનો પડદો ઊપડ્યો, અને રાધાકૃષ્ણનો નાચ પહેલી વાર જોતાં નરસિંહ સમો હું નાટ્ય-પ્રયોગ જોઈ રહ્યો.

જનકરાજાની કચેરી આવી. 'નાનો' ત્ર્યંબક

પરશુરામરૂપે આવ્યો. એણે જટા ધારી હતી. ખભે ત્ર્યંબક ને હાથમાં પરશુ હતાં, અને એણે પીતાંબર પહેર્યું હતું.

ત્ર્યંબક સંગ લઈ, ફરતો, જપતો પ્રભુ કેરું નામ,
ઇચ્છા એવી થઈ જે જાઉં વિદેહી જનક તણે ધામ.

મારી બાએ પુરાણકથાઓથી મારું મગજ ભરી દીધું હતું; એટલે ભૃગુ પૂર્વજોની કારકિર્દી તો મન આગળ રમતી જ હતી. અને તેમાં સાક્ષાત્ ભગવાન જામદગ્ન્ય જોયા !

પછી વિશ્વામિત્ર આવ્યા. રામ લક્ષ્મણ ને જાનકી આવ્યાં. વિદૂષકવિદ્યાપ્રવીણ મોટો ત્રંબક જોયો. અને કલ્પનાના ઘેનમાં ચકચૂર બની હું ઘેર આવ્યો. બીજે દહાડે સવારથી મેં ભણવાનું તેમ જ અરેબિયન નાઈટ્સ ઊંચાં મૂક્યાં. મારી પાસે એક નાનું ક્રિકેટનું બૅટ હતું. તેના પર વરખ ચોંટાડાઈ ગયો અને પરશુ તૈયાર થઈ ગઈ. ત્ર્યંબક તો હતું જ. બજારમાંથી પાવડીઓ આવી ને હું પરશુરામ બની ગયો. બાપાજી જમદગ્નિ જેવા હતા, ને બા રેણુકા જેવી હતી. બાકીના બધા પણ હાજર હતા. પથારીમાંથી ઊઠું એટલે પગ આગળ કર્ણ બેઠો છે કે ભીષ્મ તેની હું તપાસ કરું, ને તેને ચા લાવવાનું કહું. નાહવાનું પાણી મૂકનાર નોકરને પણ હું એક શિષ્ય લેખતો. મારી ફોઈના છોકરા ઓચ્છવભાઈ ઘરમાં રહેતા, તે પણ જાણે મારા એક મોટા શિષ્ય હતા. ખૂબી એ હતી કે આ બધું હું એકલો જ જાણતો, કોઈને કહેતો નહીં.

'સીતાસ્વયંવર'ના દરેક ખેલમાં હું જતો ને પરશુરામને જોઈ પાછો આવતો. એક દહાડો બાપાજીને વહેમ ગયો કે આ છોકરો ચસક્યો છે. શંકરલાલ ઘેર આવતો બંધ થયો. મારે નાટકશાળામાં શનિવારની રાત સિવાય ન જવું, એવો હુકમ નીકળ્યો; ને ઘણુંય કહું પણ ચોકબજાર તરફ ભૂલેચૂકે પણ મને ઘેલો નાયક લઈ જતો નહીં.

બીજું નાટક 'પ્રેમચંદ્રિકા' ભજવાયું. તે વખતે નાયક બાર વર્ષનો છોકરો ને નાયિકા આઠ વર્ષની છોકરી થતાં, અને મોઢામાં ન માય એવા પ્રેમસંવાદો ઉચ્ચારતાં.

"વિજયસિંહ: પ્રિયા મુજ પ્રાણ છો વારી, વારી!
પ્રભા: શોભે મુખકાંતિ શી તારી સારી?
વિજયસિંહ: પ્રભા થકી પામ્યો નક્કી
વિજય સુખ આ વાર.
પ્રભા: આનંદે ઊભરાય છે ઉર
મુજ, જીવનહાર!"

પ્રેમ, અભિનય ને સંવાદના આ પહેલા પાઠોથી મારું હૈયું વમળે ચડ્યું. પરશુરામ થોડી વાર દૂર ગયા. એક પ્રભા જીવતી થઈ. બાપાજી કોર્ટમાં જાય કે દીવાનખાનામાં હું ને મારી પ્રભા આખો બપોર મહાલ્યા કરીએ. સાંજના એ મારી સાથે ફરવા આવે. પ્રભાના બોલ પણ મારે બોલવા પડતા હતા, તેની મને ઊણપ નહોતી. આ કાલ્પનિક સહચરી આવી, એટલે મારી એક પૂરી સોબતીને પણ મેં વિસારે મૂકી.

નાનપણમાં જોયેલાં આ બે દૃશ્યો અને સાંભળેલી આ લીટીઓ જીવનના તારેતાર સાથે વણાઈ ગયાં છે ને હજારો જીવંત પ્રસંગના ગર્ભમાં સમાયાં છે; આજે પણ તેની પ્રેરણા આવતી વૃદ્ધાવસ્થાના ઓળાઓ વિખેરી નાખે છે.

મને ત્યારથી નાટક કરવાનો શોખ લાગ્યો. ભરૂચમાં હું જાઉં એટલે મારી નાટકમંડળી જામે.

એક કાકા પક્ષાઘાતથી રિબાતા, ઊઠવાને અશક્ત, પથારીમાં પડી રહેતા. તેમનો પુત્ર મોતીભાઈ મારી નાટકમંડળીમાં ઉત્સાહથી જોડાયો. વૃદ્ધ કાકા ક્રોધથી ત્રાડ પાડતા: 'કનુડિયા! નાટકી! મારા છોકરાને ભગાડવા બેઠો છે!'

મોતીભાઈ ને હું મારી નાટકમંડળીના પહેલા ખેલાડીઓ. અમારી રંગભૂમિ તે બે બારણાં વચ્ચેની પરસાળ. પહેરવેશમાં નકામાં પડેલાં લૂગડાં. શસ્ત્રોમાં બૅટ, સ્ટમ્પ્સ ને લાકડી. અમારો પ્રેક્ષકગણ સગાં-વહાલાં ને અમારું મુખ્ય નાટક, મેં જોડી કાઢેલું તે 'પરશુરામની નક્ષત્રી.' બૅટને ઊંધું ખભા પર મૂકી હું રોજ રાતે 'નક્ષત્રી' કર્યા જ કરતો.

બાપનાં વેણ મોતીભાઈને શાપરૂપ થઈ પડ્યાં. એને નાટક સિવાય કશામાં મારો પાશ ન લાગ્યો. એનું જીવન સુધારવાના મારા બધા પ્રયત્નો વ્યર્થ ગયા. રખડીરઝળી તે અનેક વર્ષો થયાં આ લોક છોડી ચાલ્યો ગયો છે.

## ૪

એ અરસામાં અમે ભરૂચ ગયાં તેનું કંઈક સ્મરણ છે.

બાપાજી ને બા બેઠાં હોય, ને કોઈ સગું નાની છોકરી લઈ આવે. તે વદાય થાય ને છોકરીનાં રૂપગુણ વિષે ચર્ચા કરવામાં આવે. હું સાંભળ્યા કરું, રસથી કે કેમ તે કહેવાય નહીં. મારે માટે વહુની વરણી થતી હતી.

એકની આંખ મોટી, બીજીનો રંગ કાળો, ત્રીજીની દાદીના ચારિત્ર્યમાં ખોડ ને ચોથીનું કુળ હીણું. એમ કરતાં આખરે મારે માટે ચાર વર્ષની વહુ આવી. ઢીંગલી જેવી વહુને થોડા દહાડા સુરત પણ લઈ આવવામાં આવી. મારું મન હરખ્યું કે નહીં તે યાદ નથી; પણ એક વખત હું શેરડીના કકડા કરી વહુને આપી આવ્યો હતો, તેની મશ્કરી હું મોટો થયો ત્યાં સુધી બધાં કરતાં.

મને જનોઈ દેવાનો વખત થયો એટલે બા મને ભરૂચ લઈ આવી. કેટલોય હૈયાશોક કરી એણે છોકરા માટે મિલકતનો ભાગ પડાવ્યો હતો. છોકરીઓનાં વૈધવ્યનાં દુઃખે તેના હૃદયમાં હોળી સળગતી હતી છતાં પણ તેમને અનેક પ્રકારની પ્રવૃત્તિમાં યોજી બા સાંત્વના આપવા પ્રયત્ન કરતી હતી. હવે ઘણાં વર્ષોથી ઝંખેલો એવો સુવર્ણપ્રસંગ આવ્યો હતો. પોતાના ઘરમાં રહી

એકના એક પુત્રના જનોઈની તે તૈયારી કરી રહી હતી.

ભાગમાં આવેલી જમીનો ને ઘરના દસ્તાવેજો સંભાળી લેવાનાં હતાં. હિસાબ તૈયાર કરવાના હતા. નવા ઘરમાં રાચરચીલું વસાવવાનું હતું. ઓરડા-અગાશીના ભાગ પાડવાના હતા. જનોઈના પ્રસંગે કરવાના લોક-વ્યવહારની યાદીઓ કરવાની હતી.

આ બધા કામમાં બાની વ્યવસ્થાશક્તિને અવકાશ મળ્યો. બાપાજી બાર રૂપિયાને પગારે નોકરી કરવા ગયા હતા ત્યારથી તેણે જાતે સીવેલી નાનકડી ચોપડીઓમાં પેનસિલથી રોજમેળ ને ખાતાવહી રાખ્યાં હતાં. મહિને મહિને ખરચની સરખામણી ને વર્ષે વર્ષે પાછલાં વર્ષોની સરખામણી તે કર્યા કરતી. દસ્તાવેજોનું દફ્તર જુદું. પહેરામણી, કંકોત્રી વગેરેની યાદીઓનું દફ્તર જુદું. રોજનું દફ્તર અને પાનની પેટી—એ બે તો સદાય સાથે જ.

હંમેશાં બા કંઈ ને કંઈ લખ્યા કરતી. પ્રેમાનંદનાં કાવ્યો એણે પોતાને હાથે ઉતારેલાં. નહાતાં નહાતાં બોલવાનું ‘રામસ્તવરાજસ્તોત્ર’ ને બીજાં અષ્ટકો ઉતારેલાં. યાદીઓ, નુસખાઓ ને હિસાબો તો ચાલ્યા જ આવે. પેનસિલોથી ચીતરવાનું પણ ખરું. ઊર્મિ થાય ત્યારે કવિતા પણ લખે. બાપાજી અંગ્રેજી વાર્તા કહે કે તે પહેલાં પેનસિલથી અને પછી શાહીમાં લખી નાખે. લેખણ—પછી તે સીસાપેન, કલમ કે રંગની પેનસિલ—

એ જ એની સહચરી. અને તે સહચરી — સદાની આશ્વાસનદાયિની ને પ્રેરણાદાયિની એવી તે સહચરી — તે મને આપી ગઈ.

આ બધાં દફતરોનું 'છેલ્લું દફતર' મારા હાથમાં જીજીમા ૧૯૩૬માં ગુજરી ગયાં ત્યારે આવ્યું. તેમાં પોતાના જીવનનાં સીમાચિહ્નો સંઘરી રાખ્યાં હતાં. આજે પણ એ 'છેલ્લા દફતર'નાં કાગળિયાં ફાઈલમાં ચોટાડતાં બાનું જીવન ખડું થાય છે: એનાં દુઃખો, સુખો, એનાં આત્મમંથનો અને લેખિની વડે આત્મા પર મેળવેલા વિજયો; વિશુદ્ધ બુદ્ધિ ને કર્તવ્ય-પરાયણતાથી પ્રેરાયેલાં એંશી વર્ષોનાં સહિષ્ણુતા, ક્ષમા, ઔદાર્ય ને સંસ્કાર!

સમજમાં આવ્યા પછી બા સાથે એકલા રહેવાનો મારો આ પહેલો પ્રસંગ હતો. દરેક વસ્તુની ચોકસાઈથી વ્યવસ્થા કરવી એ તેના જીવનનો આનંદ હતો. અને એ વ્યવસ્થા હુકમોથી નહિ, ક્રોધથી નહિ, ખૂંચે એવી ચીવટાઈથી નહિ, ઠપકાથી નહિ, પણ સદ્‌ભાવપૂર્ણ સમજાવટથી પાર પાડતી. એની દેખરેખ હેઠળ બધાને કામ કરવું ગમતું; કારણ કે તેમાં કામ લેવાના અધિકારનો અંશ માત્ર પણ દેખાતો નહિ. ઊંચે સ્વરે કોઈની સાથે બોલવાનું તો એને આવડતું નહોતું.

ઘર રંગાયું ત્યારે અંબા કરીને કાઠિયાવાડની મજૂરણ મજૂરી કરવા આવતી. એની બાહોશી પર

બા ખુશ થઈ ગઈ અને અંબાને ઘરનું બધું કામ સોંપવા માંડ્યું. ધીમે ધીમે અંબા ને એનો ધણી સૂકો મજૂર મટી ઘરનાં થયાં. અંબા બાનાં પગલાં પૂજતી. મજૂરી કરવા કરતાં ખેતી કરવાનું એમને બાએ સૂચવ્યું અને અમારે ભાગે આવેલી જમીન એમણે ખેડવા માંડી.

૧૮૯૭થી સૂકાએ અમારી જમીન ખેડવા માંડી, પણ એ ખેડૂત નહોતો, ઘરનો માણસ હતો. જ્યારે જોઈએ ત્યારે મદદ લઈ જાય, જ્યારે પાકે ત્યારે આપે, ન પાકે ત્યારે રડી જાય. સ્ત્રી ગઈ, છોકરો ગયો; પંચોતેર એંશી વર્ષનો સૂકો વૃદ્ધ, અપુત્ર, કમરે વળેલો, ૧૯૪૦ સુધી ઘરનો માણસ છે.

બાની પાસે કુટુંબ વધારવાનો કીમિયો હતો. જે એના સંસર્ગમાં આવે, તે પરજન મટી સ્વજન બની જાય. શાંત, હૃદયદ્રાવક, સર્વગ્રાહી સ્નેહાળતાથી બા તેને લપેટી લે. તેની બધી માવજત તે કરે, તેવી જ રીતે તેને સુખી કરવાના ઉપાયો યોજે. તેની જ શક્તિઓ પ્રમાણે તેને વધારે ઉપયોગી બનવાનું શીખવે. સાથે સાથે પોતાના સ્મરણ-સંગ્રહમાંથી કથા, વાર્તા ને ટુચકાઓની લહાણી કર્યા કરે.

કોઈ અપમાન કરે તો બાને માથાવાઢ જેવું સાલતું. તે વખતે મુનશીઓની માફક સામું અપમાન કરવાની જરાય વૃત્તિ થતી નહિ; માત્ર તેની આંખમાંથી ત્યારે આંસુ પડતાં. સાધારણ રીતે એનું ગૌરવ એવું

હતું કે એની હાજરીમાં એનું અપમાન કરવું અઘરું થઈ પડતું. રુખીબાએ બાને અનેક વાર 'મીઠાબોલી'નું પ્રમાણપત્ર આપેલું તેમાં અધૂરું સત્ય હતું; માધુર્ય માત્ર બાની વાણીનું લક્ષણ ન હતું, એ તો એના સ્વભાવનું જ એક અંગ હતું.

બાનું આ મીઠાબોલાપણું ઉસ્તાદીનું લક્ષણ નહોતું હૃદયના સ્વાભાવિક માધુર્યને સતત અભ્યાસથી સર્વગ્રાહી બનાવ્યું હતું, તેનું પરિણામ હતું. ભાગલાગના વિષમય ઝઘડાઓ વખતે જ્યારે મુનશીઓની ચિત્રાત્મક વાણી ચારે તરફ ફૂલડાં ખેરવતી, ત્યારની એક નોંધ 'છેલ્લા દફતર'માં બાએ સંઘરી મૂકી હતી :

> "ડાહ્યા માણસનું એવું લક્ષણ કે બનતા સુધી કોઈને નુકસાન ન થાય એમ હોય, તો આપણા માણસને ઠપકો દઈને લડાઈ પતાવવી અને સામા માણસનું મનરંજન કરવું. તેમ છતાં તે ન માને તો પછી ઘટતો ઉપાય કરવો. જગતમાં અભિમાની માણસને તેનાં વખાણ કરીને રાજી કરવાં. મૂર્ખ માણસને તો તેમની કહેલી વાતમાં હા જી હા કરવાથી રાજી કરવાં. વિદ્વાન માણસને જેમ હોય તેમ સાચી વાતથી રાજી કરવાં એવો નિયમ છે. તોપણ વળી જેવો વખત તેવી વાત કોઈ વાર કરવી પડે, તેમાં કોઈને નુકસાન ન થાય તેવું કરવું, કારણ કે તે પાપ ગણાય છે."

બાએ આ સૂત્રો કોઈને શીખવવા નહોતાં નોંધ્યાં. એણે જીવતાં આ કાગળ કોઈને બતાવ્યો હોય એવું મારી જાણમાં નથી. આ તો પોતાના હૃદયમાંથી શોધી કાઢેલાં. વાણીનું તપ તપવાનાં સૂત્રો, જે પોતાને માટે લખેલાં, ને જેને આધારે પોતાનું ચારિત્ર ઘડેલું તે.

મુનશીઓના ઉમળકાભર્યા, બોલકણા ને ક્ષિપ્રકોપી સ્વભાવને આવા માધુર્ય વિના કોણ વશ કરી શકે? એની પ્રેમદર્શી પુત્રવધૂએ એક વાર લખ્યું હતું, 'તે આકરાં તેજ ઝીલે રવિનાં. તેને હૃદયમાં સમાવી પૃથ્વી પર મોકલે માત્ર પોતાની શાંતિ વર્ષતી ચંદ્રિકા. જીજીમા એટલે આવા એક ચંદ્રનાં અમીવર્ષણ. એમણે મુનશીઓની ઉગ્રતા પોતાનામાં ઝીલી. કુટુંબમાં પ્રસારી તે માત્ર તેને પોષે એવી મીઠાશ.'[૧]

ઊભરાતી, અકળાતી, દઝાડતી ઊર્મિઓના આ અભાવને હું બાલપણમાં પ્રેમની ન્યૂનતા ગણતો. ઊર્મિના વાગ્પટુ આવિર્ભાવ વિના મને ચેન ન પડતું એ ખ્યાલ કેવો મૂર્ખાઈભર્યો છે, તે હું જેમ મોટો થયો તેમ સમજ્યો.

બાના સ્વભાવનું આ માધુર્ય સ્વભાવની નરી સરલતામાંથી નહોતું ઉદ્ભવ્યું. સામાની અશક્તિઓ ને મુશ્કેલીઓ સહૃદયતાથી સમજવાની શક્તિમાં આ સુમધુરતાનાં મૂળ હતાં.

---

૧. લીલાવતી મુનશી, 'જીજીમા'—ફૂલછાબ (૧૯૨૬)

વર્ષો પછી એક નાની દોહિત્રીએ લાક્ષણિક દૃષ્ટાંત આપ્યું હતું.

"એક દહાડો જીજીમા અથાણું કરવા બેઠાં હતાં; તેમણે મને પાસે પડેલી કાચની બરણી આપવા કહ્યું. હું લેવા ગઈ પણ હાથમાંથી છટકી ગઈ ને ફૂટી ગઈ. આથી મને રડવું આવ્યું; કારણ કે મને લાગ્યું કે હવે જીજીમા મને વઢશે. તેથી હું રડતી ગઈ અને કાચ વીણતી ગઈ. જીજીમા અવાજ સાંભળી મારી પાસે આવ્યાં ને મને પૂછયું: 'કેવી રીતે બરણી ફૂટી ગઈ?' મેં કહ્યું: 'મેં એક હાથે બરણી પકડેલી એટલે સરી ગઈ.' જીજીમાએ આ સાંભળી કહ્યું: 'હવે રડતી નહિ. તારાથી ભૂલ થઈ છે ને તને હવે પસ્તાવો થાય છે. કંઈ નહિ. આપણે ત્યાં બીજી બરણી છે.......' જીજીમા આમ કહી બીજી બરણી લઈ અથાણું કરવા બેઠાં."[1]

બાએ જોતજોતામાં તો નવી સૃષ્ટિ રચી દીધી.

હવેલીનો આગલો ભાગ વહેંચણીમાં અમારે ભાગે આવ્યો હતો, તેનો પુનરુદ્ધાર થઈ રહ્યો હતો. એંશી વર્ષોમાં દેવાયેલા રંગોનાં પડો ખોતરી કાઢી, હબકના ભભકતા રંગો લગાડવામાં આવતા હતા. ગાલીચા, તકિયા ને હાંડીનાં પાર્સલો સુરતથી આવ્યે

---

૧. રસિકવદના વકીલ, 'જીજીમા.'—ફૂલછાબ (૧૯૨૬)

જતાં હતાં. ગોર ને જોષી આવતા, મજૂરો દોડાદોડ કરતા, નોતરાંની યાદીઓ થતી ને ચારે તરફ ધાંટાધાંટ સંભળાતી.

માણેકલાલ મુનશી એકના એક દીકરાને જનોઈ દેતા હતા.

૫

હજુ મહિનાની વાર હતી, એટલે મને ગુજરાતી પાંચમીમાં નિશાળે બેસાડયો. એના મહેતાજી તો મને હજી યાદ છે. તે દમિયેલ હતા અને સારું જેવું અફીણ ખાતા. મને એમનો એક પ્રસંગ સારી રીતે યાદ છે. દહાડો પૂરો થવા આવ્યો, પણ માસ્તર સાહેબનું અફીણ ઊતર્યું નહિ અને એમને છોકરાઓને શીખવવાની ફુરસદ મળી નહિ. પાંચ વાગવા આવ્યા ને તે ઝબકીને જાગ્યા. છોકરાઓના નંબર કેમ પૂરવા? એમને એકદમ પ્રેરણા થઈ:

'છોકરાઓ!' તેમણે બરાડો માર્યો, 'ઊભા થાઓ.'

અમે ઊભા થઈ ગયા.

'બેસી જાઓ.'

અમે બેસી ગયા.

'તમારામાંથી પરણેલા હોય તે ઊભા થાઓ.'
એક જણ ઊભો થયો.

'ચાલ,' તે છોકરાને ઉદ્દેશીને ગુરુવર્ય બોલ્યા, 'તું પહેલો જા.'

પેલો છોકરો પહેલે નંબરે બેઠો.

'હવે', માસ્તરે કહ્યું, 'જેનો વિવાહ થયો હોય તે ઊભા થાઓ.'

અમે થોડાક ઊભા થયા.

'ચાલો ! તમે ઉપર આવો.' અને બાકીના રહ્યા તેના તરફ લાલચોળ આંખોએ તે જોઈ રહ્યા. 'ને તમે — દુષ્ટો ! — નીચે જાઓ, બસ છેલ્લા જાઓ. આટલા મોટા ઉલ્લુઓ જેવા થયા તોય કોઈ દીકરી ધીરનાર ન મળ્યું ! નામ બોળ્યું ! છેલ્લા જાઓ.'

સગપણ થયા વગરના છોકરાઓ નીચું માથું કરી છેલ્લા ગયા, અને દીકરી ધીરવા જેટલી શાખ-વાળા ભાગ્યશાળી અમે તેમના તરફ તિરસ્કારથી જોઈ રહ્યા.

એ ત્રણ મહિનામાં નવા દેરાને ઓટલે એક ગાગરિયા ભટ આવીને ભારતની કથા કરવા બેઠા. આજના જમાનાએ માણભટની મોજ માણી નથી, અને ગુજરાતી સાહિત્ય અને સંસ્કારની તેણે કરેલી સેવાની કદર તે કરી શકે એમ નથી.

આઠ વાગે અને નવા દેરાને ઓટલે બે શિષ્યો આવી ગાદી ને માણ મૂકે, અને મંજીરા વગાડી ગાવા માંડે: આસ્તે આસ્તે લોકો ભેગા થાય. ટેકરા ને નવા દેરા વચ્ચેના રસ્તા પર ઠઠ મળે, બારીઓ નાટકશાળાની 'બોકસો' બની જાય અને ત્યાં મોટા માણસોનાં ઘરનાં આવીને બેસે. ટેકરાને મોખરે આવેલા ઘરમાં અમે આવીને બેસીએ.

પછી ભટજી આવે, 'જે જે' બોલાય, અને આદિતરામ ભટ વીંટિયાળી આંગળી વડે ગાગર પર રણકાર કરી નાંદી આરંભે :

નમો રે ગણેશા નમો હનમંતા.
એકને જોઈએ ધોતી રે જોટા,
બીજાને જોઈએ વજા-કછોટા;
એકને જોઈએ હાથમાં લાડુ,
બીજાને જોઈએ ગોળનું ગાડું.

શ્રોતાજન એકચિત્ત બની ભારતની કથા સાંભળે; અર્જુનને પરાક્રમે ઉલ્લાસે, ભીમનાં ગાંડાં સાંભળી હસે, દ્રૌપદીનાં દુઃખ પર આંસુ સારે. વચ્ચે વચ્ચે ભટજી ટુચકાઓ કહે; અધવચ્ચે અટકે અને બીજા દહાડાનું નોતરું નક્કી કરે. જમાડનાર, નોતરનાર ને જમણ વિષે ટૂંક પણ જોડી નાખે.

એ કથાઓમાં હું એવો ચકચૂર બનતો કે રસપ્રવાહમાં જરાય સ્ખલન થતાં હું છેડાઈ પડતો. પણ નવા દેરા આગળ બેસનાર ભાર્ગવ ને મોઢ છોકરાઓ મારા કચવાટની પરવા કર્યા વિના પોતાના કર્તવ્યમાં ઉદ્યુક્ત રહેતા.

એ સમયમાં ભરૂચના કુંભારો સાંજ પડચે શહેરીઓના અવશેષ અન્નનો સ્વાદ ચખાડવા પોતાનાં ગધેડાંને શેરીઓમાં ફરવા મોકલી આપતા. કેટલાક યુવકો ઘણી સહેલાઈથી બેચાર ગર્દભરાજોને કોઈના તબેલામાં કે કોઈ શેરીમાં પૂરી શકતા. રાતના અગિયાર બાર વાગે, કથાની પૂરી જમાવટ થાય,

લોકો એકતાન બને કે એ ગધેડાઓને છોડી મૂકે; અને લોકોને ભાન આવે તે પહેલાં ચાર પગે ઊછળતા એ, લોકોના સમૂહ વચ્ચે દોડતા આવે. હોહા થઈ જાય, લોકો ઊઠીને દોડે, ગાળોના વરસાદ વરસે, કથામાં ભંગાણ પડે અને પા-અડધે કલાકે લોકો નિર્ભય થાય ત્યારે પાછી કથા શરૂ થાય.

આ પરાક્રમ કરનાર મહારથીઓને ભારતની પરવા નહોતી ને મોટેરાઓના ક્રોધનો ડર નહોતો. 'કથામાં ગધેડાં દોડાવવાં' એ પરાક્રમ લેખાતું: જનરલ બેલ્બો વિમાન-વ્યૂહ અમેરિકા લઈ ગયા તેનાથી પણ મોટું. અને નિશાળમાં આવાં પરાક્રમ તરફ હું અણગમો જાહેર કરતો, તેથી અમારા વર્ગના છોકરાઓ મને તુચ્છ ને તિરસ્કરણીય ગણવા લાગ્યા હતા, એમ મને યાદ છે.

આદિતરામ ભટ સારા કથાકાર હતા. એની વાત કહેવાની છટા અદ્ભુત હતી. જ્યારે એ ટુચકાઓ કહે, ત્યારે હસી હસીને પેટે વળ આવે. એ શૂર ચડાવે ત્યારે મારી નસોમાં અંગારા ધીકે. બાની વાતોએ જે પૌરાણિક સૃષ્ટિનો મને પરિચય આપ્યો હતો, તેમાં મને આદિતરામ ભટ રોજ લઈ જતા.

હું ભટકતો ભીમની જોડે, પાણીથી મહારુદ્રને ગૂંગળાવી વરદાન લેતો. લાખગૃહમાંથી બધા ચાલી નીકળતા, પણ હું એકલો જ ત્યાં સપડાઈ જતો, અગ્નિઆંચે દાઝતો. દ્રુપદતનયા કર્ણને દાસીપુત્ર કહી પરણવાની ના પાડતી, ત્યારે તેને આશ્વાસન આપવા

હું એકલો જ ઊભો રહેતો. પણ બધામાં નાના ત્ર્યંબકને વેશે પરશુરામ તો બોલાવ્યે વણબોલાવ્યે હાજર જ. આમ એ ગાગરિયા ભટની માણને રણકારે હું મારા રુધિરમાં રહેલું બ્રાહ્મણત્વ સજીવન કરવા લાગ્યો.

જનોઈ દેવાનો વખત પાસે આવ્યો, તેમ તેમ બ્રાહ્મણત્વની મહત્તામાં હું નિમગ્ન થયો. જાણે કોઈ અજાણ્યો મહાસાગર તરવા માટે તત્પર બની હું કિનારે ઊભો હોઉં તેમ મને ક્ષોભ થતો. હું ભૃગુ, પરશુરામ, વસિષ્ઠ, વિશ્વામિત્ર ને વ્યાસની પંક્તિમાં આવી તેમના જેવો થઈ શકીશ? આ ભયંકર સંશય મારા નાનકડા હૈયાને રાત ને દિન કંપાવતો.

આખરે બાપાજી આવ્યા. અધુભાઈકાકા પણ આવ્યા. ટકોરખાનાં બારણે બેઠાં. મુનશીના ટેકરા પર ચંદરવો બંધાયો. દીવાનખાનામાં હાંડીઓ સળગી. ગણેશ બેઠા. ગ્રહશાંતિ થઈ. સાંજીપરભાતિયાં ગવાવા લાગ્યાં.

જનોઈ પહેરી હું ખરેખર દેવી બની જઈશ એ વિષે મને જરાય સંશય નહોતો. જરા પણ વિધિ રખે રહી જાય તેથી હું ગોરને બધું ઝીણવટથી પૂછતો, અને તે કહે તે પ્રમાણે કરતે અમારા ગોર વેદ-શાસ્ત્રસંપન્ન હતા, અને તે ઉપરાંત વિધિઓમાં કુશળ હતા. દશ યજમાનને ત્યાં એક સાથે પ્રસંગ આવે તોય તે સાચવી શકતા. પેનમાં શાહી ભરતાં હું જવાબદારી રાખું છું, એટલી પણ યજ્ઞોપવીત આપતાં

એ રાખતા હશે કે કેમ તેની મને શંકા છે. પણ એમની આજ સાઠ વર્ષની ઉંમરમાં મારા જેવો દીક્ષાનો અભિલાષી એમને નહિ મળ્યો હોય.

હું હાથમાં જનોઈ લઈ વડેરાંઓની આજ્ઞા લેવા ઊઠ્યો ત્યારે મારી આંખમાં પાણી હતાં ને હાથમાં કંપ હતો. પણ મને મારા પૂર્વજો મદદ કરતા હતા એ મને સ્પષ્ટ લાગતું હતું.

'બાપાજી, જનોઈ પહેરું?'

'હા, બેટા.'

મેં જનોઈ પહેર્યું, ટકોરખાનાં ગગડ્યાં, ગીતો ગવાયાં—ને હું બ્રહ્મચારી થયો. સાત દહાડા 'ભવતિ, ભિક્ષાં દેહિ' કહીને હું સગાંવહાલાંને ત્યાંથી વાસણો ને ચોખા લઈ આવ્યો. મારી સાથે થયેલા બ્રહ્મચારીઓ એકબીજાને 'ભેંસચારી' કહી સંબોધતા ને બધા નિયમો તોડવામાં મજા લેતા. હું તો મારી ગંભીરતામાં મગ્ન બની ત્રિકાલસંધ્યા ગોખવામાં પડ્યો હતો. મારે તો ઋષિમુનિઓમાં ભળી જવું હતું.

વિધિઓ માનસિક સંસ્કારો પોષી, ભૂતકાલને સજીવન કરી, સંસ્કૃતિને સુદૃઢ કેમ કરે છે, તેનો હું જીવંત નમૂનો બન્યો.

હું ગૃહસ્થ થયો. બડવો નીકળ્યો. હું હાથમાં નાળિયેર લઈ જામો-પાઘડી પહેરી ઘોડે ચડ્યો, અને ભાર્ગવોના અગ્રગણ્ય કુળના મોભા પ્રમાણે પાછળ ઘોડી પર વહુ લઈ આવ્યો. મોટું સરઘસ નીકળ્યું, ને ચાર કલાક ફર્યું. કમ્મરની સ્થિતિનો

વિચાર કર્યા વિના મારી ભાવિ ધર્મપત્નીને પાછળ ઘોડી પર કેમે કરી બેસાડી રાખવામાં આવતી; માબાપ ને મામા તેને ઘોડી પરથી ઉતારતાં, રડતી છાની રાખતાં ને પાછી બેસાડતાં.

આખરે બડવો ઊતર્યો ને ન્યાત જમી.

રાતના રામજણીનો નાચ થયો. તેના વગર સમારંભ અધૂરો ગણાતો. હીરામાં ઝગઝગતી ને સુવાસે મહેકતી બે અપરિચિત સ્ત્રીઓને બધા વચ્ચે નાચતી જોઈ મને આઘાત થયો. મારા મગજમાં તપશ્ચર્યાની ઝંખના થતી હતી. આ સ્ત્રીઓનાં દર્શન મને પાપના વિજય જેવાં લાગ્યાં. હું એકલો ત્રીજે માળે ચાલ્યો ગયો અને ગાયત્રીમંત્ર બોલવા બેઠો.

૬

બાપાજીને ઘણા અંગ્રેજ અમલદાર સાથે સારો સંબંધ હતો; તેમાં એફ. એસ. પી. (પાછળથી સર ફ્રેડરિક) લેલી જોડે ખાસ બનતું. લેલી અને બાપાજી વચ્ચે મૈત્રી હતી એમ કહી શકાય, કાળા અમલદાર અને ગોરા ઉપરીની વચ્ચે હોઈ શકે એવી. લેલીના ટેબલ પર મુદ્રાલેખ પડયો રહેતો: 'Fear of God is the beginning of wisdom.' 'ઈશ્વર કરે તે ખરું' એ વાક્ય બાપાજીને પ્રિય હતું.

બાપાજીના મૃત્યુ પછી પણ લેલી સાહેબે ૧૯૨૪ સુધી મારી સાથે પત્રવ્યવહાર રાખ્યો હતો. એ ઉપરથી હું માનું છું કે, આ બેનો સંબંધ રંગ ને અધિકારના

ભેદની પાર કંઈક અંશે જઈ શક્યો હતો. જ્યાં કાર્યદક્ષતા અને પ્રમાણિકપણાની જરૂર પડે ત્યાં લેલી સાહેબ બાપાજીને મોકલતા.

મને જનોઈ દીધું એ અરસામાં બાપાજી સચીનના દીવાન નિમાયા. દીવાન તો માત્ર નામ હતું. નવાબની અસ્વસ્થ મનોદશાને લીધે સચીનમાં 'ઍડમિનિસ્ટ્રેશન' બેઠું હતું, અને બ્રિટિશ સરકારના પ્રતિનિધિ તરીકે તેનો બધો વ્યવહાર બાપાજીના હાથમાં હતો.

૧૮૯૯ પછી હું સચીન ગયો નથી. પણ આજેય દિવસની ગાડીએ ગુજરાત જતાં સચીનનું સ્ટેશન આવે ત્યારે કંઈક બાલિશ આતુરતાથી ડોકું બારીની બહાર નીકળી જાય છે.

બાપાજીએ સુરતનું ઘર પણ રાખ્યું હતું, અને અઠવાડિયામાં બેત્રણ દહાડા એ પોતે સુરત આવતા. ઘણી વાર એમની જોડે ઘોડાગાડીમાં બેસી હું સચીન જતો. સુરતથી ઊપડી અમે ઉધના જતા. ત્યાં સારા જેવા ઘરમાં એક સ્વામી રહેતા; તે અમને સત્કારતા. એ સ્વામીને માટે મને ઘણું માન હતું. કારણ કે જે ગાદી પર તે બેસતા, તેની બાજુમાં એક બાણ-શય્યા પડેલી રહેતી. પથારી જેવડા પાટિયા ઉપર થોડે થોડે અંતરે ખીલાઓ મારેલા હતા, અને તેના પર સ્વામીજી રાતના સૂતા એવો ખ્યાલ તે દરેકને આપતા. કોઈ વાર એવી બાણશય્યા પર સૂઈ ઈશ્વર મેળવવાના ખ્યાલ મને પણ આવતા.

ઉંઘનાથી ઊપડી, બંને બાજુએ વૃક્ષોની ઘટાથી શોભતા રસ્તા ઉપર અમારી ગાડી જતી. જવાનો વખત સામાન્ય રીતે રાતનો જ હતો. પવનમાં ડોલતાં ઝાડ નર્તન કરતા રાક્ષસો સમાં દેખાતાં. તેમના પર ચમકતા આગિયા રાક્ષસીઓને અંગે મણિઓ લટકતા હોય એવો ખ્યાલ આપતા. ઝપાટાબંધ જતી ગાડીના વેગને લીધે મારી કલ્પના પણ વેગભરી આગળ વધતી. જાણે હું રાક્ષસોનું નિકંદન કાઢવા નીસર્યો હોઉં એમ હર્ષથી મારી રગો નાચતી; અને એ પ્રયત્નનું ધ્યેય તો કોઈ પ્રણયઘેલી બાલિકાનું સંરક્ષણ જ હતું.

સચીનમાં મારી બાલકલ્પનાને અદ્ભુત રંગે રંગવાની અનેક સામગ્રીઓ હતી. પહેલાં તો પુસ્તકાલયમાં મંગાવાતાં બધાં પુસ્તકો ટપાલમાં દીવાન સાહેબને ઘેર આવતાં. એટલે નારાયણ હેમચંદ્ર અને જહાંગીર તારાપોરવાળાની નવલકથાઓ ભૂખ કે ઊંઘની પરવા કર્યા વિના હું વાંચ્યે જતો. પણ આ અરસામાં બે પુસ્તકોએ મારું હૃદય કબજે કર્યું. એક 'હાતમતાઈનાં પરાક્રમો' હતું. બોલતા પર્વત, ઉદાર પંખીઓ, માયાળુ સિંહ વગેરે અદ્ભુત વસ્તુઓથી ભરેલા જંગલોમાં હું એની સાથે વિહરતો. બીજું પુસ્તક 'કુલીન અને મુદ્રા' હતું. તારાપોરવાળાની એ નવલકથા મારા બાલકલ્પનાવિલાસને ઐતિહાસિક નવલકથાનો માર્ગ બતાવી રહી હતી.

સચીનના જીવનમાં, મહમદ કરીને એક સિપાઈ હતો તેનો પણ મોટો હિસ્સો હતો. દરરોજ સાંજે એ મને ગામની બહાર ખેતરોમાં ફરવા લઈ જતો અને લાંબી, રસિક ને અદ્ભુતરંગી વાર્તાઓ કહેતો. એમાંની કેટલીકે મારી કલ્પના ઉપર ઊંડી છાપ પાડી હતી તે હજી પણ યાદ છે.

એક હતો રાજાનો કુંવર. તેને એક દિવસ નદીમાં ખેંચાઈ આવેલી મોજડી સાંપડી. મોજડીના સૌંદર્યથી આકર્ષાઈ તેની મલેકા ઉપર તે મોહી પડ્યો; અને દેશેદેશ ભટકી તેને શોધી કાઢી.

બીજો એક રાજાનો કુંવર હતો. અપરમાના દ્વેષનો ભોગ બની તે દેશવટો લઈ ચાલી નીકળ્યો. મહાભયાનક અરણ્યોમાંથી પસાર થતાં તેને 'લાલ બહાદુર' નામનો વેંતિયો માણસ મળ્યો, અને તેની મદદથી એક રૂપાળી રાજકુંવરી અને તેના બાપનું રાજ્ય બંને મેળવવા ભાગ્યશાળી થયો. એટલું જ નહિ, પણ પોતાના બાપને હરાવી તેના હૃદયમાં સ્થાન પણ મેળવ્યું.

વળી એક ત્રીજો રાજાનો કુંવર હતો, સાત ભાઈઓમાં નાનો. ઇન્દ્રરાજાના ઘોડાની મદદથી તેણે પણ કીર્તિ, રાજ્ય અને સ્રીનું સદ્ભાગ્ય પ્રાપ્ત કર્યું.

આ વાર્તાઓ હું એકચિત્તે સાંભળતો. રાતે મને એ વિષે જ સ્વપ્ન આવતાં અને બધા દિવસ એ રાજકુંવરોનાં સ્મરણોમાં જતા.

સચીનનું મધ્યકાલીન વાતાવરણ પણ આવા તુક્કાઓને પોષે એવું હતું. નવાબસાહેબ દરબાર ભરતા. રામજણીઓનો નાચ થતો. બહાર પહેરેગીરો પહેરો ભરતા. પહેલી વખત બાપાજી જોડે હું દરબારમાં ગયો ત્યારે નવાબસાહેબ મને એમના અંતઃપુરમાં લઈ ગયા. ત્યાં બેગમસાહેબે મને ભાવથી બોલાવ્યો, મારું નામ પૂછ્યું, અને મારા હાથમાં એક સુંદર રેશમી રૂમાલમાં બાંધેલી ગીનીની ઢગલી મૂકી. મેં એવો સુંદર રૂમાલ કદી જોયો નહોતો અને આટલી બધી ગીનીઓને હું કદી સ્પર્શ્યો નહોતો. હું તો ખુશ ખુશ થઈ ગયો ને કૂદતો કૂદતો બાપાજી પાસે આવ્યો. એમણે એ બક્ષિસ જોઈ ને એમનાં ભવાં ભેગાં થઈ ગયાં. એમની આંખોમાં આવેલો ક્રોધ જોઈ હું તો થરથર ધ્રૂજતો ઊભો. રૂમાલ ને ગીનીઓ લઈ તે નવાબસાહેબ પાસે ગયા અને તેમને તે પાછાં આપ્યાં. હાથમાંથી ગયેલા રૂમાલનું 'સૌંદર્ય' સંભારતો હું ભગ્ન હૃદયે મારી મિલકત માટે નિસાસા નાખી રહ્યો.

નવાબ ને દીવાન વચ્ચે અંતર ઘણું હતું. તંત્ર પદ્ધતિસર કરવાના દરેક પ્રયત્નથી નવાબ છેડાઈ પડતા. એક દહાડો વાત વધી ગઈ. નવાબસાહેબે ગુસ્સામાં દીવાનનું ખૂન કરવાની ઇચ્છા દર્શાવી.

ઈદ આવી પહોંચી. અસ્વસ્થ મગજના નવાબને પણ ખુશ રાખવા એવી ઍડમિનિસ્ટ્રેશનની ઇચ્છા હોવાથી દીવાને ઈદની સવારી, નિમાજ અને દરબારને માટે યોગ્ય બંદોબસ્ત કર્યો. નવાબના મહેલ આગળ,

મસીદ આગળ, અને અમારા ઘર આગળ પોલીસની પાર્ટીઓ ગોઠવાઈ ગઈ.

નવાબસાહેબ સવારીએ ચડ્યા. અમારે ઘેર ખબર આવી કે નવાબસાહેબે આજે ને આજે જ દુષ્ટ દીવાનનું ખૂન કરવાનો સંકલ્પ જાહેર કર્યો છે. અમારા ઘર આગળથી જ સવારી જવાની હતી, એટલે ઘરનાં બધાં બારીબારણાં બંધ કરી દેવામાં આવ્યાં. ઘર આગળ પોલીસની પાર્ટી બેઠેલી હોવાથી ગઢને ઘેરો ઘાલ્યો હોય એવો દેખાવ થઈ ગયો.

મારું ધબકતું હૈયું મારા કાનમાં સંભળાતું. બાની આંખમાં આંસુ ભર્યાં હતાં; બાપાજીની આંખ ઉગ્ર હતી; અને હું બંને તરફ ગભરાઈને જોઈ રહેતો.

બાપાજી એક રિવૉલ્વર હમેશાં રાખતા. તે કાઢી, તેને પોતાને હાથે સાફ કરી, તેમણે આસ્તેથી તેમાં સાત બાર ભર્યા.

શું થશે એ વિચારે મારી બાલકાયા થરથર કાંપતી હતી, છતાં બારીની તડમાંથી મેં જોયા કર્યું.

સવારી આવી. બેચાર ઘોડાગાડીઓ આગળ હતી. પાછળ નવાબસાહેબ અસ્વસ્થ દશામાં ઘોડે બેઠા હતા. પાછળ થોડાં માણસો આવતાં હતાં. સવારી અમારા ઘર આગળ અટકી. બાપાજીએ માથે પાઘડી મૂકી. વિનવતે નયને બા જવાની 'ના' કહી રહી, પણ બાપાજીની મુખમુદ્રા એવી ભયંકર હતી કે એક શબ્દ ઉચ્ચારવાની તેણે હિંમત કરી નહીં. એમણે સાથે રિવૉલ્વર લીધી. મારું હૈયું રડુંરડું થઈ

ગયું. મને તો ખાતરી જ હતી કે બાપાજીને નવાબ-સાહેબ મારી નાખવાના.

બાપાજી નીચે ઊતર્યા ત્યારે નવાબસાહેબનો ઘોડો અમારા ઘર સામે હતો. હોઠ પર હોઠ બીડી, અસ્થિર હાથે, તે કમ્મરમાંથી તલવાર ખેંચવાનો પ્રયાસ કરી રહ્યા હતા અને ગુસ્સામાં બબડતા હતા. બાપાજી બહાર નીકળી પગથિયાં ઊતર્યા, અને નવાબસાહેબને કલગી ધરવાનો ધર્મ બજાવ્યો. ગૂંગળાતા પ્રાણીની જેમ નવાબે ચારે તરફ જોયું; તલવાર પરથી હાથ લઈ લીધો; ઘોડાને એડ મારી ને આગળ વધ્યા, –સવારી આગળ ચાલી.

મને નવાબનું અદૃષ્ટ થતું મુખ દેખાયું: દાંત કચકચાવી તે બાપાજી તરફ મુક્કી ઉગામી રહ્યા હતા.

બહારથી જોનારને તો દીવાન નવાબને ફૂલ આપતા દેખાયા, પણ એ અડધા કલાકમાં તો અમે ભયંકર અનુભવ કર્યો હતો. બાપાજી વૈતરણી ઓળંગી પાછા આવ્યા હતા.

આ પ્રસંગ પછી થોડા જ વખતમાં અમે નાસિકની જાત્રાએ ગયા અને નવાબસાહેબે દેહ છોડયો.

સચીનમાં અમારી પાસે રહેતા એક દક્ષિણી કારકુનના પુત્ર જોડે મારે ઘણી ભાઈબંધી હતી. એને ને મને એક જ વખતે જનોઈ દેવાયું હોવાથી અમારી મિત્રતામાં અમે દૈવી સંબંધ જોઈ શકયા હતા. અમે બપોરે પાનાં રમતા અને ઘણુંખરું તેમાં એ જીતતો. એક વાર, એ હંમેશાં કેમ જીતે છે તેનું તેણે મને

કારણ કહ્યું. સવાર અને સાંજ એ ગાયત્રીનો જપ કરતો હતો.

હું પણ તે વખતે સવાર ને સાંજ સંધ્યા કરતો; એટલે જીતવાની આશાથી મેં પણ ગાયત્રી જપવા માંડી. પણ મારો મિત્ર ડગે એવો નહોતો. હું એક માળા જપું તો એ બે જપે. હું બે જપું તો એ ચાર જપે. એ મને રોજ હરાવે અને જીતવાનો પ્રતાપ ગાયત્રીમંત્રને લીધે છે એમ ખાતરી કરી આપે. આખરે મારાથી બન્યો એટલો સમય ગાયત્રી પાછળ ગાળ્યો, પણ ન હું જીત્યો કે ન મારા મિત્રના જપની સંખ્યાને પહોંચી શક્યો.

મને એક દહાડો લાગ્યું કે એની વાતમાં કંઈક ગરબડ હતી. એટલે એક બપોરે મેં ગપ મારી કે મેં આટલા હજાર ગાયત્રીના જપ કર્યા. તરત તેણે તે અશક્ય સંખ્યામાં થોડા હજાર ઉમેરી મને પોતાની હમેશની રીતે વિજયનું કારણ સિદ્ધ કરી આપ્યું. મેં કહ્યું કે એટલી સંખ્યાનો જપ કોઈ કરી શકે નહિ. તેણે જનોઈના સમ ખાધા. મેં તે સમમાં વિશ્વાસ રાખવાની 'ના' કહી, અને બ્રાહ્મણ થઈ ખોટા જપ કરવાનો તેના પર આક્ષેપ મૂક્યો. અમે વઢી પડ્યા અને અબોલા લીધા.

હું એટલો ચુસ્ત બ્રાહ્મણ હતો, કે આવા ખોટા જપ કરનારાઓને લીધે જ પૃથ્વી પર માનવીની અધોગતિ થઈ છે એમ માનવા લાગ્યો. એક બે દહાડા તો આવા પાપથી પૃથ્વીનું શું થશે તેના ગંભીર

વિચારમાં રહ્યો, અને એ ઊંડા વિચારને પરિણામે બ્રાહ્મણત્વ ઉદ્ધારવાના શુભ આશયથી મેં એક પુસ્તક લખવા માંડ્યું. તેનું નામ 'બ્રાહ્મણોનું કર્તવ્ય' એવું રાખ્યું હતું. એ પુસ્તકની શરૂઆતમાં ખોટા જપ કરનારાઓ ઉપર મેં આક્ષેપો કર્યા હતા. થોડા દહાડા પછી એ પુસ્તક અધૂરું મૂકી મેં એક ડાયરી શરૂ કરી. ડાયરી ૧ લી જાન્યુઆરી ૧૮૯૭થી શરૂ કરવામાં આવી છે એવું એમાં લખાણ છે. શરૂઆતમાં નાંદીરૂપે ભર્તૃહરિનો જાણીતો શ્લોક મેં ટાંક્યો છેઃ

प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं
काले शक्त्या प्रदानं युवतिजनकथा मूकभावः परेषाम् ।
तृष्णास्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा
सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः ॥

સચીનનાં સંસ્મરણોનું તેજસ્વી મધ્યબિંદુ તો એક આઠ નવ વર્ષની બાલિકા હતી; ગૌરવર્ણી ને તેજસ્વી, હેતાળ ને તોફાની. અમે સાથે રમતાં, નાનાં છોકરાંઓ રમે છે તેમ. અમે તોફાન કરતાં, લડતાં, કોઈ વાર રડતાં પણ ખરાં—નાનાં છોકરાંઓ હમેશાં કરે છે તેમ; એણે મારે માટે ઘણો ભક્તિભાવ કેળવ્યો હતો. મારી કલ્પનાએ એની આસપાસ કંઈ કંઈ સૃષ્ટિઓ ઘડી અને ભાંગી.

એક મૂર્ખ કલ્પનાવિલાસી બાલકના ત્રણ ચાર મહિનાનાં સંસ્મરણોના મૂળમાંથી કેટલાંય વર્ષો સુધી સ્વાનુભવ અને સાહિત્યની સરિતાઓ વહી રહી. એ સ્મરણોનાં સમૃદ્ધરંગી ચિત્રો ખાસ કરીને 'વેરની

વસૂલાત'માં ચીતર્યાં છે. એ ચિત્રોની મોહ
વાસ્તવિક જીવનના એક અતિ સામાન્ય અનુભવ
વર્ણનથી હું વિનાશવા માગતો નથી.

૧૮૯૭ માં બાપાજી જોડે હું નાસિકની જાત્રાએ
ગયો. અમે પરેલ ઊતરી, જી. આઈ. પી. ની ગા
લીધી. મુંબઈનો એ મારો પહેલો અનુભવ : ધુમાડે
ગંદકી, મોટાં ઘરો, ને ગીચ વસ્તી. આ જોઈને હૈયા
એક જાતનો ધ્રાસકો પડ્યો હોય એવું સ્મરણ છે.

પછી અસ્પષ્ટ સ્મરણો છે. ચોપડા વાંચત
ગોરોનો સમૂહ એ એક નવી વસ્તુ હતી. ત્ર્યંબકેશ્વર
એક ગોરે જીદ લીધી કે અમે તેના યજમાન થ
જ જોઈએ. ચોપડા તપાસી બાપાજીએ બીજાને ગે
સ્થાપ્યો. અમે કુંડમાં નાહવા ગયા ત્યાં પણ પહેલ
ગોરે કેડો છોડ્યો નહિ, અને પછી તો ગાળ દે
બેઠો. બાપાજીએ તેને ધમકાવી, પોલીસને બોલાવ
ત્યારે તે ગયો.

તીર્થોની પવિત્રતા યાત્રાળુઓનાં હૃદયમાં જ વ
છે તેનો મને અહીં પહેલો અનુભવ થયો.

૭

અમે નાસિકથી પાછાં આવ્યાં ને બાપાજી
ધંધુકે બદલી થઈ. ત્યાં કોઈ પર લાંચ લેવાનું આ
આવ્યું હશે, એટલે તપાસ કરવા એમની નિમણૂક થ
અને થોડા મહિના બા, બહેનો અને હું ભરૂચ રહ
એ વખતે એક નાનકડું કુરકુરિયું મારો મો

દોસ્ત બન્યું. સોનેરી રૂના ગાભલા જેવું તે સુંવાળું, નાનકડું ને ઘાટીલું હતું; જાણે જીવતું રમકડું. એ મને ઘેલો ઘેલો બનાવી રહ્યું. હું દિવસ બધો એની સાથે રમતો ને એને પંપાળતો કે ભેટતો. મારે હાથે જ હું એને નવડાવતો. જાતે જઈ હું દૂધ પાતો. અમે બે જણ સાથે ફરવા જતા, દોડતા ને રમતા. એનું નામ મેં બોબી રાખ્યું હતું.

બોબીની આંખો બહુ જ સુંદર હતી ને તે ઘણો વખત સ્નેહથી મારા પર ઠરી રહેતી. ઘણી વાર હું તેને સામે બેસાડી મારી બધી વાત કરતો. હું પરીક્ષા પાસ કરીશ કે નહીં, હું પરણીશ કે નહીં, બોબી 'બ્રેવ બોબી'ની માફક મને મરતો બચાવશે કે નહિ, વગેરે ઘણી વાતો હું કરતો; અને તેનો બધો જવાબ બોબી વગર બોલ્યે આંખોથી જ આપતું.

કોઈ વાર હું એને કહેતો કે, 'આપણે બે ડમાસ્કસના કોટની બહાર જઈ સૂઈ રહીશું, અને સવારે સરદારો રાજાનો વારસ શોધવા દરવાજો ખોલી આવશે અને મને અંદર લઈ જશે ને ગાદી પર બેસાડી રાજકુંવરી પરણાવશે ત્યારે તને પણ હીરે મઢીશ.' આ મારી ખાનગી વાતમાં એને એકલાને બહુ જ શ્રદ્ધા હતી.

એને બહુ ભાવ આવે ત્યારે એ મને ચાટવા માંડતું. બ્રાહ્મણના કૂતરાથી એવું અબ્રાહ્મણ કામ ન થાય તે એને શીખવવાનો હું પ્રયત્ન કરતો, પણ એ વાત બોબીને ગળે ઊતરતી નહિ. તે જોઈ મને એના પર ઘણો ગુસ્સો આવતો.

એ કુરકુરિયું આખો દહાડો મારી પાછળ ભમતું. દોરીએ બંધાવું એને ગમતું નહિ. કોઈ બાંધે તો નાના બાલકની માફક આક્રંદ કરીને રડે, એટલે હું દોડતો આવીને એને છોડું અને એનાં આંસુ લૂછવા બેસી જાઉં. રાતે પણ કોણ જાણે ક્યાંથી એ મારી પથારીમાં આવી લપાઈ જતું.

હું બોબીને મારી સાથે ભરૂચ લઈ ગયો, પણ ત્યાં અનેક મુશ્કેલીઓ ઊભી થઈ. ત્યાં પટાવાળાઓ નહોતા એટલે એની બધી જુમ્મેદારી મારે માથે આવી પડી. સચીનમાં રસોડું અલગ હતું એટલે ત્યાં સુધી એ જતું નહિ; પણ ભરૂચમાં તો પરસાળમાંથી એ તરત રસોડામાં ઘૂસી જઈ બ્રાહ્મણના ઘરનો ચોકો અભડાવી મારતું; અને દોરીએ બંધાતાં તો એ ચીસાચીસ કરી ઊઠતું.

તે વખતે હું ત્રિકાલ સંધ્યા કરતો. નાહીને અબોટિયું પહેરી હું ઉપર મહાદેવજીની ઓરડીમાં સંધ્યા કરવા જતો ત્યારે મારે પરસાળમાંથી જવું પડતું; અને તે વખતે મારી સાથે થવા બોબી પ્રાણ પટકતું. એની કારમી ચીસોથી ઘર ગાજી ઊઠતું અને એનો જીવ જતો જોઈ મારું હૈયું ચિરાતું. સંધ્યા કરવી કે એને છાનું રાખવું એ વચ્ચે મારું મન ગૂંગળાઈ જતું. બે ચાર વખત તો દોરી તોડી એ મને વળગી ચાટવા બેઠું ને મારે ફરીથી નાહવું પડ્યું.

મારો આત્મા કકળી ઊઠ્યો. આ ઉપાધિ રોજની થઈ, એટલે એક વાર હું સખત નિર્ણય પર આવ્યો.

બોબી વિના ચાલે, અભડાઈને સંધ્યા કેમ થાય ? પડોશીને મળી તેની વાડીમાં બોબીને મોકલી આપવાનું નક્કી કર્યું.

બીજે દહાડે હું એને છેલ્લી વાર ભેટચો. દુઃખે ચિરાતા હૈયાના ધ્રુસકા શમાવી મેં એની નિર્દોષ આંખોમાં રહેલો વિશ્વાસ જોયો. આખા જગતમાં હું એકલો જ એનો આધાર હતો. મારા ઘાતકીપણા માટે તિરસ્કાર અનુભવતો હું બોબીને લઈ મારા પડોશીના માળીને આપી આવ્યો. બોબીની આંખો મને જોઈ રહી હતી. આ અપરિચિત વિયોગથી અકળાઈ તેણે મારી પાસે આવવાનાં બહુયે ફાંફાં માર્યાં. તેની ચીસોથી મારું હૈયું ચિરાતું હતું; તેને પાછું લઈ લેવાનું મન થયું; પણ સંધ્યા કરવા જતાં મને એ અડકશે એ બીક લાગી, એટલે આંખો મીંચી હું ત્યાંથી નાઠો. કચાંય સુધી રોજ રાતના મારા કાનમાં તે ચીસો સંભળાતી ત્યારે હું પથારીમાં માથું નાખી દડદડ આંસુએ રડતો.

૮

આજની સુરતની સાર્વજનિક તે વખતે The English school—'ઢીંગલી' સ્કૂલને નામે વિખ્યાત હતી. ત્યાં ચૂનીલાલ માસ્તરના હાથ નીચે, દોઢ વર્ષમાં પહેલાં ત્રણ સ્ટાન્ડર્ડ મેં કુદાવ્યાં હતાં. પછી ભરૂચની હાઈસ્કૂલમાં હું દાખલ થયો.

ચોથા ધોરણમાં હું બેઠો ત્યારે ભાંડારકરની સંસ્કૃત માર્ગોપદેશિકાનો પહેલો પાઠ ચાલતો હતો; અને પહેલે જ

દિવસે માસ્તરે પહેલા પાઠ નીચે આપેલા penultimate —ઉપાન્ત્ય આદિ ભયંકર શબ્દોથી ભરપૂર નિયમો ગોખવા આપ્યા. એ ગોખણિયો યુગ હતો. વાક્ય ન સમજાય તે પરવડે, પણ એક શબ્દ બોલતાં રહી જાય તો સોટીનો ફટકો પડે. મેં માથાકૂટ કરવામાં કસર રાખી નહિ. સંસ્કૃત વ્યાકરણનું રહસ્ય સમજાવવા એક માસ્તર રાખ્યો. गच्छामि, गच्छावः થી આખું ઘર ગજાવ્યું. સંધિના બધા જ નિયમો કડકડાટ ગોખવા માંડયા.

આખરે એ બધામાં ચાંચ ન બૂડી તે ન જ બૂડી. પછીનાં વર્ષોમાં તો અનેક વાર ભાંડારકરનાં પુસ્તકો ગોખ્યાં, પરીક્ષાઓ આપી, સારા માર્ક મેળવ્યા. પણ પ્રથમ દર્શને ઉદ્ભવેલો અણગમો આજ સુધી રહ્યો છે, ને પરિણામે વ્યાકરણમાત્રનું મારું જ્ઞાન નહિ જેવું જ રહી ગયું છે.

ભાંડારકરની વિદ્વત્તા અગાધ હતી, પણ તેમનું બાલમાનસનું જ્ઞાન અત્યંત પરિમિત હતું. એમની અઘરી રીતથી કેટકેટલાને સંસ્કૃત ભાષા દુર્ગમ થઈ પડી છે.

ભરૂચમાં ઉપનામ આપવાની ટેવ ઘણી હતી. આજે છે કે નહિ તે ખબર નથી. એક વૃદ્ધ ને પ્રતિષ્ઠિત પુરુષ ‘ બાલુ બપોરિયો ’; એક યુવક ‘ હીરો હરમાન;’ તેવો બીજો એક યુવક ‘ મગન બોડી ’ ને નામે સુવિખ્યાત હતો. તે શા સારુ આ ઇલકાબ પામ્યો તેની મને ખબર નથી. તે હતો મારો ક્રિકેટનો અધ્યાપક—પહેલો અને છેલ્લો.

થોડાંક વર્ષો પર ક્રિકેટ સાથે મારે સંબંધ શરૂ થયેલો. બૅટ, બૉલ ને સ્ટંપ્સ સાથે હું મારી શેરીમાં રમતો. પણ ભરૂચ હાઈસ્કૂલમાં ક્રિકેટ રમવા જનારને વીસ માર્ક રોજ મળતા એટલે એ લોભે હું ક્રિકેટનો ભક્ત બન્યો.

ગામ બહાર એક ખેતરમાં, જ્યાં આજે નાટક-શાળા છે ત્યાં, અમે ક્રિકેટ રમવા જતા. એ ખેતરની આસપાસ ઊંચી આમલીઓ હતી, એટલે તે જગ્યાનું નામ જ 'આમલિયો' કહેવાતું.

દશ વર્ષનો હું નાજુક ને નાનકડો બાલક, સવારે દોઢ માઈલ નિશાળે જાઉં, સાંજે દોઢ માઈલ પાછો ઘેર આવું. કંઈ ખાઉં ન ખાઉં અને વીસ માર્કને લોભે આમલીઓમાં ક્રિકેટ ખેલવા જાઉં; આ મારી શરીર સુધારવાની પદ્ધતિ!

'મગન' ઘણો જ ફક્કડ યુવક હતો. તેનું કાઠું ઊંચુ, મજબૂત ને છટાદાર હતું. એ અમારી ક્રિકેટનો મહારથી હતો. એ બૉલને ફટકો મારી આમલીઓ કુદાવતો અને અમે બધા એના ચરણની રજ થઈ રહેતા. મને 'બી' ટીમમાં મૂક્યો. બૅટ મારા ખભા સુધી આવતું. હું તે મહામહેનતે ઊંચકી શકતો. બૉલ મારા હાથમાં ન માતો, અને હું 'બૉલ' કરું તો તે સામા સ્ટંપ સુધી જતાં જતાં થાકી જતો, અથવા આડોટેડો રઝળવા ચાલી નીકળતો. સામાન્ય રીતે હું પહેલે કે બીજે બૉલે આઉટ થતો, અને કૅપ્ટન મને દૂર 'ફિલ્ડિંગ' આપતો. હું દોડી

દોડી થાકતો, થાકીને પાણી પીધા કરતો અને આ સખત મજૂરી કરી વીસ માર્ક કમાતો. મારે માટે ક્રિકેટ રમત નહોતી, શિક્ષા હતી.

ઘણી વાર મને 'મગન' જેવા ફટકા મારવાનું મન થઈ આવતું, પણ મન થતું તેવું જ મરી જતું.

આમ ત્રણ મહિના મેં શારીરિક શિક્ષણ લીધું અને મારું શરીર ક્ષીણ થવા લાગ્યું ને તાવ લાગુ પડ્યો. પરિણામે બાપાજીએ મને ધંધુકે તેડાવી લીધો, અને ક્રિકેટના શોખને મેં છેલ્લી સલામ કરી.

કાલક્રમના ભોગે પણ ક્રિકેટનો મારો અનુભવ અહીંયાં જ પૂરો કરું. કૉલેજમાં ગયો ત્યારે ક્રિકેટના શોખીન એવા અનેક મિત્રોનો મને સહચાર થયો, અને ક્રિકેટની પરિભાષાના અજ્ઞાનથી હું મૂંગો બહેરો થઈ ગયો. આ અજ્ઞાન ફેડવા મેં રણજિતસિંહના ક્રિકેટના મહોત્સવ-ગ્રંથનો[1] અભ્યાસ કૉલેજની અગાસીમાં એકલા બેસીને કરી નાખ્યો; અને એલ. બી. ડબલ્યુ., યોર્કર, હેટટ્રિક આદિ શબ્દોથી મારો કોશ વધારી દીધો. પણ જ્યારે અમારી કૉલેજની શિલ્ડ મચો થતી, ત્યારે હું પુસ્તક લઈ કૉલેજના ઘુમ્મટમાં વાંચવા ચાલી જતો. ક્રિકેટની ઋતુમાં તત્ત્વજ્ઞાન અને એકાંતનો મારો શોખ એકદમ વધી જતો.

કૉલેજમાં જ્યારે ક્રિકેટનો વાયરો બહુ સખત વાયો, ત્યારે શિલ્ડ મેચોની સ્પર્ધામાં એક વાર 'ટીન

૧ The Jubilee Book of Cricket.

પૉટ' મૅચ ગોઠવવામાં મેં ભાગ લીધો. બાવીસ અણઘડોની બે ટીમો અમે તૈયાર કરી, અને જે ટીમ હારે તેને ત્રણ પૈસાનું ડબલું આપવું એવો નિર્ણય કર્યો. એક ટીમનો હું કૅપ્ટન પણ થયો, અને બે અણઘડ ટીમો વચ્ચે મારી ટીમને હરાવવાનું મુશ્કેલ કામ કરતાં પણ મને નવનેજાં પાણી આવ્યાં.

ગુજરાત કૉલેજ અને વડોદરા કૉલેજ વચ્ચે નૉર્થકોટ શિલ્ડ મૅચ થતી. તે માટે અમારે અમદાવાદ જવાનો વખત આવ્યો, ત્યારે અમારી પાસે અગિયાર ખેલાડીઓ ન મળે. અમારી કૉલેજમાં ત્રણ તો રાજમહેલની ફતેહસિંહ મહારાજની અઠંગ ટીમના ખેલાડીઓ હતા; બાકીના આઠ માટે અમે અમારામાંથી ભરતી કરવા માંડી. પંડ્યા સેક્રેટરી હતા, એટલે એક તો એ ખરા જ; બીજા નાગરજી દોડવામાં એક્કા હતા તેને લીધા; ત્રીજા સાડા છ ફૂટના દરુ ડમ્બેલ્સમાં પ્રવીણ હતા તેને લીધા; એક ટૅનિસ સારું રમતા તેને પણ લીધા. મને સ્કોર લખતાં ન આવડે તોય હું સ્કોરર થયો. પાંચ સાત દહાડા બધાએ પ્રૅક્ટિસ કરી અને ઊડતી પતાકાએ અમે શિલ્ડ મૅચ ખેલવા અમદાવાદ ગયા.

જમવા માટે અમદાવાદ કૉલેજની કલબોમાં અમારે માટે સગવડ કરવામાં આવી. એક કલબમાં અમે જમવા બેઠા ત્યારે રસોઇયો ચાર પાંચ ગરમ ફૂલકા લઈ પીરસવા આવ્યો. પંડ્યા નાગરજી સામે

ાુવે, નાગરજી દરુ સામે જુવે. આ સંઘ કાશીએ ચારે જશે?

પંડ્યાએ રસોઇયાને કહ્યું: ‘મહારાજ, આ .ધી રોટલી મને જ મૂકી દો. બીજાને માટે ીજી કરી લાવો.’ રસોઇયો સૂનમૂન થઈ ગયો. .શ મિનિટે બીજી ત્રણ રોટલી આવી, ને અમારા ણ ચાર મહારથીઓ વચ્ચે રોટલી જોઈએ એંશી. મમે તો હસતા જઈએ ને રોટલીની વાટ જોતા ઈએ. જમતાં જમતાં અમારી કીર્તિ પ્રસરી ગઈ. ાસેની કલબના રસોઇયા આવ્યા, ફરી લોટ બંધાયા, ે કલાકે અમે જમી રહ્યા અને ક્રિકેટના મેદાન પર ંચ્યાં ત્યારે વડોદરા કૉલેજની કીર્તિ દરેક પ્રેક્ષકને ાને પહોંચી ગઈ હતી.

અમે બૅટ કરવા ઊતર્યા. ગુપ્તેએ પહેલે બૉલે ચાર રનનો ફટકો લગાવ્યો; પણ એના સામે આવે તે ગબડે. પછીથી આવનાર ખેલાડીઓએ ો હદ વાળી: કોઈ બૉલ અટકાવવાની તસ્દી જ ન લે ને તે સ્ટંપ્સમાં જઈને પડે. પંડ્યા, દરુ, નાગરજી ગેરે તો હસતા હસતા જાય, બૅટ લે, મૂકે પાછા આવે. વડોદરા કૉલેજ આઉટ થઈ ત્યારે ેણે અગિયારેક રન કર્યા હતા, તેમાં આઠેક તો ેકલા ગુપ્તેના.

અમારો જુસ્સો કંઈ ઊતરે એમ નહોતો. ડોદરા કૉલેજ બૉલ કરવા ગઈ; રાજમહેલના ણે ખેલાડીમાં બે તો બૉલર હતા, તેમણે બૉલ

કરવાનું શરૂ કર્યું; અને અમદાવાદના સ્ટંપ્સ ઝપાઝપ ખરી ગયા. પ્રભુકૃપાએ ફિલ્ડિંગની જરૂર જ પડી નહીં. પંદર વીશ રનમાં ગુજરાત કૉલેજની ટીમ આઉટ થઈ ગઈ. અમારા હર્ષનો પાર ન રહ્યો.

બીજી ઇનિંગ્સમાં પણ એમ જ થયું. ચાર પાંચ રને અમદાવાદની ટીમ જીતી અને અમે જ જીત્યા હોઈએ તેવા દમામથી અમે જમવા ગયા. અમને લાગ્યું કે ક્રિકેટની હાર ભાણા ઉપર દિગ્વિજય કરી વિસારે પાડવી જોઈએ; એ સિવાય વડોદરા કૉલેજનો કીર્તિકલશ ઝગમગતો રહેવાનો નહીં. અમારા મહારથીઓએ અકલ્પ્ય પરાક્રમ કરી બતાવ્યાં. પંડ્યાએ સાઠ સિત્તેર પૂરી ખાઈ અમર કીર્તિ મેળવી. બીજા ત્રણેક પચાસેક સુધી પોતાનો સ્કોર લઈ આવ્યા. રાતે ક્રિકેટની અમારી હાર ગૌણ વિષય થઈ ગયો. ખાવાની મૅચમાં ગુજરાત કૉલેજને પરાજય પમાડી, ડંકા ગગડાવવા અમે વડોદરે આવ્યા.

ક્રિકેટ મારા જીવનમાંથી ચાલી ગઈ. મુંબઈમાં ચોમાસા પછી ક્રિકેટના શોખનો રોગ ફાટી નીકળે છે ત્યારે પણ મને એકેવાર તેનો ચેપ લાગ્યો નથી.

એક બે વાર કોઈના આગ્રહને વશ થઈ હું મોટી મૅચ જોવા ગયો છું, પણ ત્યારે ક્રિકેટમાં મને રસ નથી એમ કહું તો મારી કિંમત થાય એ બીકે મેં મૂગે મોઢે રમત જોઈ છે. પણ આ 'રમતોના રાજા'થી હું સદાય નિર્લેપ રહ્યો છું.

## ૯

૧૮૯૮–૯૯માં ધંધુકાના મામલતદાર એક નાનકડા રાજા જેવા હતા. એ રાણપુરથી ટપ્પામાં બેસી આવે ત્યારે ગામના મોટા લોકો એક ગાઉ સુધી સામે તેડવા આવે. વારતહેવારે તે મોટો દરબાર ભરતા. દશેરા આવે ને રાવસાહેબ શમીપૂજન કરવા જાય ત્યારે અડધું ગામ સવારીમાં આવે. અને બેસતા વર્ષને દહાડે ગામમાંનું ભાગ્યે જ કોઈ સલામ કરવા આવ્યા વિના રહે.

ધંધુકામાં અમલદારો ધારે તો થોડા વખતમાં સારું ધન પેદા કરી શકે એમ મનાતું અને એવી કોઈ બાબતમાં તપાસ કરવાનું કામ બાપાજીને માથે આવી પડ્યું હતું. ગામ પણ ઉસ્તાદ હતું, તપાસ કરનારની પણ તપાસ કર એવું હતું. એક તહેવારને દહાડે ગામના આગેવાનો મળવા આવ્યા. કોઈ ફૂલ લાવ્યું, કોઈ નાળિયેર આપી ગયું. એક શેઠે હાર-કલગી મૂક્યાં ને રજા લીધી. તે ખસેડવા જતાં નીચે એક સોનાની બંગડી પડેલી હતી.

બાપાજીનું મોં લાલચોળ થઈ ગયું. એમણે સિપાઈને બૂમ મારી પેલા શેઠને બોલાવ્યા. હરખાતા તે આવ્યા, પણ રાવસાહેબને જોઈ ધ્રૂજવા લાગ્યા.

'આ તમે મૂકી ગયા?' કહી બાપાજીએ છૂટી બંગડી નાખી.

શેઠ તે....તે....પે....પે....થઈ ગયા.

'ઉઠાવી જાઓ, ને ખબરદાર મારા ઘરમાં પગ મૂકયો છે તો.'

શેઠ દાદર ઊતરી ચાલી ગયા અને અમે રહ્યાં ત્યાં સુધી અમારે બારણે ચડવાની એમણે હિંમત કરી નહિ.

ધંધુકાના જીવનપટ પર ઝાઝાં ચિત્રો નથી જડતાં.

ઘણાખરા મારા સહાધ્યાયીઓએ તો રાણપુર સુધી આવી રેલવે પણ નહોતી જોયેલી; એટલે તેમને મન હું ડેવીડ લિવિન્ગસ્ટન જેવો અઠંગ મુસાફર લાગતો. શાળામાં મારાં ગપ્પાંની કિંમત ઘણી થતી. પણ મારો અભ્યાસ એટલો કાચો હતો, કે રાવસાહેબના દીકરાને આગળ વધારવાની માસ્તરોની ઘણીય ઇચ્છા હતી તોપણ છેલ્લે નંબરેથી હું બહુ આગળ ન વધી શકયો. આખરે પરીક્ષામાં નપાસ થયો.

બાપાજી ગુસ્સે થયા. મને ધમકાવ્યો. હેડ-માસ્તરને બે શબ્દો કહ્યા. આખરે હેડમાસ્તરે મારી કેળવણી પ્રાઈમરથી શરૂ કરી. બે મહિનામાં મને એમણે અંગ્રેજી ભણવામાં ખરેખરો રસ પાડયો. વ્યાકરણ ગોખાવવા કરતાં વાર્તા વંચાવીને એમણે શીખવવા માંડયું. મને અંગ્રેજી વાચનનો નાદ લાગ્યો. અંગ્રેજીમાં હું નિબંધ લખવા લાગ્યો, અને બે મહિના પછી પરીક્ષા લઈ મને પાંચમીમાં ચડાવ્યો, ત્યારે અંગ્રેજીમાં હું એક્કો ગણાવા લાગ્યો. અને આ પરાક્રમ માટે બાપાજીએ મને સર વૉલ્ટર સ્કૉટની ચાર ચાર આનાની

આઠ દશ નવલકથાઓ ભેટ આપી. વગર સમજ્યે મેં 'રોબ રોય' પહેલી વાર કેવા રસથી વાંચી હતી એનાં સ્મરણો તો આજે પણ છે.

ગાંધી માસ્તરને મારા તરફ ઘણો પ્રેમ હતો. એમણે મારા અભ્યાસમાં ને ખાસિયતોમાં રસ લેવા માંડ્યો. રોજ સાંજના તે ઘેર આવતા અને અંગ્રેજીમાં વાતચીત કરાવતા. એ B. Sc. નો અભ્યાસ કરતા હતા, પણ પોતે અંગ્રેજીમાં એક પુસ્તક લખતા હતા તેના ફકરા મને વાંચી સંભળાવતા. એવું પુસ્તક લખવાનો મને પણ શોખ લાગ્યો.

એ જ વખતમાં અમારી નિશાળમાં ઇનામનો મેળાવડો થયો; તેને માટે 'મર્ચંટ ઑફ વેનિસ'માંનો કોર્ટનો પ્રવેશ ભજવવાનો હતો. મારું મગજ રંગભૂમિમાં ત્યારે રમ્યા કરતું હતું; અને તેમાં મારે માથે ડ્યૂકનો પાર્ટ ભજવવાનું આવ્યું. ડ્યૂક, પોર્શિયા ને બેસેનિયો, શાયલૉક ને ઍન્ટોનિયોને સજીવન કરવાના અમારા બાલિશ પ્રયત્નોનું કંઈક સ્મરણ છે. સાડાત્રણ વેંતનો સુકલકડી ડ્યૂક કેડ પર હાથ દઈ સ્થૂલદેહી પિતાનું અનુકરણ કરતો ટેબલની સામે ઊભો. ડ્યૂકથી બે વેંત ઊંચી પોર્શિયા, ચાંદીનો કંદોરો ને લીલી ટોપી પહેરી, મોટે અવાજે 'Quality of mercy'-ની બૂમ મારવા વાગી. એક જાડો ઍન્ટોનિયો શાયલૉકને આપવાના માંસનું પ્રદર્શન કરવા લાગ્યો. મેલું ધોતિયું ને ફાટેલો કોટ પહેરેલો શાયલૉક હાથમાં

લોખંડનાં ત્રાજવાં લઈ ‘A Daniel came to judgment’ વગરસમજ્યે બરાડવા લાગ્યો.

પણ અમે આ વિચિત્રતાથી અણજાણ રહ્યા. શબ્દો, વાક્યો ને પાત્રો અમારાં હૈયાંમાં નવી ઊર્મિઓ ઉઠાડી રહ્યાં. સ્વપ્નામાં ધંધુકાના બજાર જેવું રિયેલ્ટો આવતું. હું ડ્યૂક છું એ ભાવથી મને હર્ષ પેદા થયો.

મેલાવડો થયો : હું ટેબલ પાસે ગભરાતો ગભરાતો ઊભો. સભા આંખ આગળ ચક્કર ચક્કર ફરવા લાગી. ગળામાંથી નીકળ્યો તેવા અવાજે મેં પાર્ટ પૂરો કર્યો. આ પાર્ટ ભજવવા માટે મને બાર આનાની ચોપડીઓનું ઇનામ મળ્યું. તેમાં હ્યુગોની ‘હરનાની’ પણ હતી, જે આજે પણ સંઘરી રાખી છે. મેં બહુ સારું કામ કર્યું હતું એમ કહી ઘણા બાપાજીને ખુશ કરવાના પ્રયત્નો કરી રહ્યા.

બાપાજીએ જતાં જતાં ગાંધી માસ્તરને રેવન્યુ ડિપાર્ટમેન્ટમાં જગ્યા અપાવી. વર્ષો થઈ ગયાં. અમારો સંસર્ગ જતો રહ્યો. એકદમ ગાંધી માસ્તરનો પત્ર આવ્યો : મુંબઈમાં એ ડેપ્યુટી કલેક્ટર નિમાયા હતા. અમે મળ્યા; જેમ મેં એમનાં સ્મરણો કૃતજ્ઞતાથી હૃદયમાં ભરી રાખ્યાં હતાં, તેમ એમણે પણ અત્યંત હેતથી શિષ્યનાં સ્મરણો તાજાં રાખ્યાં હતાં; અમે કલાકવાર વર્ષોનું અંતર વીસરી માસ્તર ને શિષ્ય થઈ રહ્યા ને ફરી ધંધુકાનું જીવન જીવ્યા.

એમની બદલી થઈ, કાગળ આવ્યો ન આવ્યો, ને મેં સાંભળ્યું કે એ દેવલોક પામ્યા. અને ત્યારે જ

મને ભાન થયું કે શિષ્યના હૃદયમાં બાળપણના પ્રિય ગુરુનું સ્થાન કેવું નિશ્ચલ હોય છે!

ગુજરાતમાં ને ભરૂચમાં પ્લેગ ફાટી નીકળ્યો. અને મોટા કાકાએ મુત્સદ્દીગીરીથી વેર ભૂલવાનો રસ્તો કાઢ્યો. એમના નાના પુત્ર અચુભાઈને ધંધુકે મોકલી આપ્યા. બાપાજી ખુશ થયા. 'ચાલો, વર્ષોનાં વેર ટળ્યાં.'

અચુભાઈ મારાથી દશ પંદર વર્ષ મોટા હશે તોય અમારા બે વચ્ચે ગાઢ સ્નેહ થયો. વર્ષો સુધી અપંગ બની એ પથારીએ પડ્યા હતા, ને હું એમને વર્ષો સુધી મળી પણ નહોતો શક્યો. પણ વગર ભાઈનો હું, એમના વડે મોટાભાઈવાળો બન્યો; અને આવી પથારીવશ અવસ્થામાં પણ તે આ નાનાભાઈને આર્દ્ર હૃદયે હમેશાં સંભારતા.

ધંધુકાનું છેલ્લું સ્મરણ તે ઊંટ પર કરેલી સવારી. ઊંટ કેવું હતું તે યાદ નથી. બાપાજી જોડે કોઈક ગામ ગયો હતો એમ યાદ છે. પણ એ અષ્ટાવક્રની પીઠ પર ચઢવાનો લહાવો તો હજી પણ અનુભવી શકું છું.

સવારે ચારેક વાગ્યે અમે નીકળ્યા. એક વૃદ્ધ ઊંટ બેપરવાઈમાં ચાલ્યા કરતું. ચારે તરફ ફાનસોનો ઉજાસ હતો. પહેલાં બાપાજી બેઠા, સાથે હું બેઠો, ને એ ઊઠ્યું. મને પૃથ્વી શેષનાગના માથા પરથી ગબડી જતી લાગી. પછી એ ચાલ્યું. બહુયે હિંમત રાખવાનું કર્યું પણ બાપાજીને વળગ્યા વિના ન રહેવાયું.

એની ગતિથી ચારે દિશામાં—ઊંચે, નીચે, આ બાજુ ને પેલી બાજુ હું ઊછળતો. કઈ પળે હું નીચે પડીશ તેનો વિચાર કરવા જેટલી પણ હામ રહી નહિ.

મારું માથું ફરવા માંડયું, કમ્મર પણ ફાટવા લાગી.

'બાપાજી, આ કયારે ઊભું રહેશે ?'

'અરે, હજી તો ઘણીયે વાર છે.'

મને લાગ્યું કે હું એના પરથી જીવતો ઊતરવાનો નથી.

આ લખું છું ને એ ભયંકર અનુભવ તાજો થાય છે. ચારે તરફ કોઈ અફળાતું હોય એવો ભાસ થઈ આવે છે. તે સવારી પછી દિવસો સુધી અંગેઅંગમાં જે ફાટ ને કળતર થયાં હતાં તે ફરી થાય છે. શરીર જાણે કે એ વેદનાથી ખડકાયેલો કોથળો બની રહે છે, ને તેમાં ભાંગેલાં હાડકાંનો ખખડાટ પણ થાય છે. . . .

ફરીથી આ પ્રાણીની ખાંધે ચઢવાનું હજી સુધી વિધિએ નથી સર્જ્યું તેથી મારાથી તેનો આભાર માની જવાય છે.

## ૧૦

૧૯૦૦ ના અરસામાં બાપાજીની ભરૂચ જિલ્લામાં ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટર તરીકે બદલી થઈ, એટલે ગાંધી માસ્તરને સાશ્રુ પ્રણામ કરી હું ભરૂચ હાઈસ્કૂલમાં પાંચમા ધોરણમાં આવ્યો.

ધંધુકામાં તો હું પ્રતિષ્ઠાને શિખરે હતો. મારા વર્ગમાં પાંચ કે છ શીખનારા, અને તેમાં હું હેડ-માસ્તરનો લાડકો ને રાવસાહેબનો દીકરો. ભરૂચની દલાલ હાઈસ્કૂલમાં પાંચમા ધોરણના 'બી' વર્ગમાં હું ચોવીસમો છોકરો; મારા સહાધ્યાયીઓ બધા મારાથી સામાન્ય રીતે હાથેક ઊંચા ને ચાર વર્ષે મોટા; મારી ન્યાતના ચારપાંચ છોકરાઓ એ વર્ગમાં હતા તે તો વળી તેથીય ઊંચા, મોટા ને તોફાની. છ મહિના થઈ ગયેલા હોવાથી એમને ઘણા પાઠો ચાલી ગયેલા અને હું નવો. એટલે શિખરથી ભ્રષ્ટ થતાં હું તો નિર્જીવતાની ખીણોમાં ગબડી પડ્યો.

અમારી ન્યાતના રાયજી માસ્તર — વૃદ્ધ, ભભકદાર, ઉગ્ર — ભૂમિતિ લેવા આવ્યા. ભણાવવામાં માત્ર એ એટલું જ કરતા કે સ્ટિવન્સની ભૂમિતિમાંથી અક્ષરેઅક્ષર બોલાવતા, અને બોલતાં જરા પણ ભૂલ થાય તો છોકરાને ધમકાવી કાઢતા. મને ધંધુકામાં ટોડ હંટરની ભૂમિતિ ચાલતી અને તેની ભાષા સ્ટિવન્સ કરતાં જરા જુદી હતી.

પહેલે જ દિવસે મને બોલવા ઊભો કર્યો. હું મારા પુસ્તક પ્રમાણે બરોબર બોલ્યે જતો હતો.

'સબૂર,' રાયજી માસ્તરે કહ્યું, 'ખોટું.'

'ના, માસ્તર, બરોબર છે,' ધંધુકાની ટેવ પ્રમાણે મારાથી બોલાઈ ગયું.

રાયજી માસ્તર ગુસ્સાથી જોઈ રહ્યા. 'છોકરા,' મોટે અવાજે તેમણે કહ્યું, 'મારા હાથમાં ચોપડી

છે, તારા હાથમાં નથી, ને છતાંય તું કહે છે કે તું બરાબર છે! મારા હાથમાં ચોપડી ન હોત તો તું ક્યારનો મને મારી નાખત. ચાલ, બેસી જા. પાંચ માર્ક માઇનસ.'

આખો વર્ગ ખડખડાટ હસી પડ્યો ને ગૌરવ-ભગ્ન હું બેસી ગયો. મેં શો ગુનો કર્યો તેનું મને જરાય ભાન નહોતું.

બીજો કલાક થયો. બાદશાહ માસ્તર આવ્યા, ઠીંગણા, ઘરડા ને દમિયેલ. તપખીરથી તે અવારનવાર બુદ્ધિને સતેજ કરે, ને મેજના ખાનામાં રાખેલાં કાજુ તે ઘણી વાર ખાય.

'નવો છોકરો!' એમણે કહ્યું.

'યસ સર.' હું ઊભો થયો.

'કવિતાની કઈ ચોપડી ચાલતી હતી?'

'Words from the Poets.'

'અહીંયાં એ નહિ ચાલે. શું સમજ્યો? તારા બાપને કહેજે કે 'Pope's Homer's Iliad' મંગાવી આપે.'

'વારુ સાહેબ,' પણ ચોપડીનું નામ બરાબર ન સંભળાયું; એટલે મેં જે સાંભળ્યું હતું તે ફરીથી કહ્યું: 'પોપ્સ હોમર્સ આયલડ?'

'શું કહ્યું? આટલું નામ ખબર નથી? તદ્દન ઠોઠ છે. બાસ્ટી પર ઊભો થઈ જા. શું સમજ્યો?'

હું ઊભો થઈ ગયો. મેં તે વખતે રડી કેમ ન દીધું તેનું મને આશ્ચર્ય થાય છે. પણ ધીમે ધીમે

સૂઝ પડવા માંડી. થોડે દહાડે હું બાદશાહ માસ્તરનો વહાલો થયો; અને ઘણી વાર તે મારી મારફત બીજા વર્ગના માસ્તરોને કાજુ મોકલતા થયા.

બાદશાહ માસ્તર પોતાને મોટા સંગીતશાસ્ત્રી માનતા. એક વાર તે મારી પાસે ક્લાસમાં निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ગવડાવતા હતા અને વરસાદ આવ્યો.

'જોયું, છોકરા, તેં મલારના સૂર ગાઈ નાખ્યા, નહીં તો વરસાદ આવે જ કેમ, શું સમજ્યો?'

ગણેશ બચ્ચાજી સપ્રે નામના દક્ષિણી માસ્તર મને ઘેર શીખવવા આવતા. એમની મહેનતથી હું પાંચમા ધોરણમાંથી છઠ્ઠામાં ગયો, અને પહેલા પાંચ-છ છોકરાઓમાં મારી ગણતરી થવા લાગી. મારી ન્યાતના છોકરાઓના તોફાનમાં હું ભળી શકતો નહિ અને તેથી તેઓ મારા તરફ તિરસ્કારથી જોતા. હું 'છોકરી' છું, 'ડરપોક' છું વગેરે વગેરે મારે માટેના એમના અભિપ્રાયો મારે કાને પડતા. એમાંના એકે મને સલાહ આપેલી યાદ છે: 'ભાર્ગવનો છોકરો કોઈ મૅટ્રિક થતો નથી, અને મારા પિતા ડેપ્યુટી કલેકટર છે એટલામાં મારે મ્યુનિસિપાલિટીમાં નાકેદારની નોકરી લઈ લેવી, નહીં તો પાછળથી મારે પસ્તાવું પડશે.'

જૂના મિત્રોમાં તો મને ક્રિકેટ શીખવનાર મગન સાથે હતો, પણ અમારી મૈત્રી બહુ ટકી નહિ. માસ્તર શીખવે ત્યારે તેમનું ધ્યાન ચૂકવી તે મિત્રોને કાગળની કચ્ચરોની ગોળીઓ ફેંકતો. એને શિક્ષા

કરવાની માસ્તરોમાં હિંમત નહોતી એટલે કોઈ માસ્તરની નજરે એ પરાક્રમ ચડતું જ નહિ. મગન પણ ન્યાયી હતો. મિત્રો પણ તેને પાછી ગોળીઓ ફેંકે એવો હુકમ તે કાઢતો. મને એ હમેશ ગોળીઓ ફેંકતો ને સાંજના હું ગોળીઓ પાછી કેમ નથી વાળતો તે માટે ઠપકો દેતો. એક દહાડો મેં ઘણી હિંમત કરી એક ગોળી બનાવી મગન પર ફેંકી. ગોળી એને ન પહોંચી પણ એના પગ આગળ પડી.

માસ્તરે મને તરત પકડ્યો.

'કેમ રે, કનુ! વંઠ્યો કે? ગોળીઓ ફેંકે છે? ઊભો થઈ જા.'

હું તો નીચું મોં કરી ઊભો થઈ ગયો. મગન ઊભો થયો.

'માસ્તર! એણે ગોળી નથી ફેંકી, મેં ફેંકી હતી. ગોળી મેં પાછી માગી એટલે તેણે તે મને મોકલાવી.'

'એમ! તું પણ ખરાબ છોકરો છે.'

'હા, સાહેબ,' મગને કહ્યું.

'ત્યારે તું પણ ઊભો થઈ જા.'

'સાહેબ, હું ઊભો નહિ થાઉં.'

'કેમ?'

'હું બહુ ઊંચો છું એટલે બાસ્ટી પર સારો ન લાગું.'

'નથી ઊભો થતો – નથી થતો? તારા માર્ક જ કાપી નાખું છું.'

'સાહેબ, મારે આ અઠવાડિયે માર્ક જ નથી.'

'ઠીક. ઠીક. કનુ! તું બાસ્ટી પર ઊભો થઈ જા. ચાલ! ઊભો રહે!'

મગન પોતાની જગ્યાએ બેઠો રહ્યો; મૂંગે મોંએ હું બાસ્ટી પર ઊભો થઈ ગયો અને મગનની જોડે સ્પર્ધા ન કરવાના સમ ખાધા.

દલપતરામ જોડે પણ મારે ત્યારે જ મૈત્રી થઈ. એ અમારી ન્યાતના હતા. એમના પિતા ટેકરા પર અમારા ઘરની સામે રહેતા, અમારા મહાદેવજીની પૂજા કરતા અને અધુભાઈકાકા આગળ ભારત વાંચતા.

હું અંગ્રેજી પાંચમા ધોરણમાં ભરૂચ આવ્યો ત્યારે દલપતરામ ચોથા ધોરણમાં પહેલો નંબર રાખતા. ગુજરાતી પહેલી ચોપડીથી માંડી કોઈ વર્ગમાં એ પહેલે નંબરેથી ખસ્યા હોય એમ કોઈના જાણવામાં નહોતું. એ એક પૈસાની પેન્સિલ લાવે ને આખું વર્ષ ચલાવે. એમની નોટબુકોમાં તો જાણે મોતીના દાણાના ચોક જ પૂર્યા હોય. એમની ચોપડીઓ પર અણિશુદ્ધ પૂઠાં ચડાવેલાં જ હોય.

હું પાંચમા ધોરણમાં પાસ થયો અને એ પાંચમામાં આવ્યા ત્યારથી દરેક વર્ષે મારી ચોપડીઓનો હવાલો દલપતરામ લેતા. પણ મારી ગમે તેમ રાખેલી, ફાટેલી, વાપરેલી ચોપડીઓ આઠ દહાડામાં નવેસરથી સિવાતી ને બંધાતી. તેમાં પડેલા ડાઘ અદૃષ્ટ થઈ જતા ને તેના પર નવાં સુંદર પૂઠાં શોભતાં.

અમે ઘણી વાર સાથે બેસીએ ત્યારે પણ એ સખણા ન રહે. મારી અણછોલેલી પેન્સિલ એ છોલી આપે. મારા પાડેલા ડાઘ મારા જ અણવપરાયેલા રબરથી કાઢી નાખે. મારી ફાટેલી ચોપડીઓનો જીર્ણોદ્ધાર કરે. બરાબર વસ્તુઓ ન રાખવાની મારી ટેવની જોખમદારી દલપતરામના સ્નેહ ઉપર છે.

અમે રોજ સવારે સાથે નિશાળે જઈએ ને સાંજના પાછા આવીએ. ઉનાળામાં સાંજે અમે શહેર બહાર નદીતીરે ટેકરીઓ હતી ત્યાં જઈ બેસીએ. એ ટેકરીઓ અમે શોધી કાઢી તેથી તેના પર જાણે અમારો માલિકી-હક હોય તેમ અમે તેના પર ફરતા.

શિયાળામાં રોજ સવારે બ્રાહ્મમુહૂર્તે અમે ફરવા જતા. અરુણના તેજથી અમે રસ્તો માપતા, ઘંટી દળતી સ્ત્રીઓનું સંગીત સાંભળતા, ઠંડા પવનના સુસવાટાથી અમારા દાંત કડકડ થતા ને નાક હતું નહોતું થઈ જતું. શહેરની બહાર નીકળતાં પંખીઓનો કલ્લોલ આનંદ પ્રસારતો. અમે દૂર દૂર કોઈ ગામને સીમાડે તળાવ પર કે કૂવાના થાળા પર જઈ બેસતા. ડોલતા છોડવાઓથી જાણે નાચતાં હોય એવાં ખેતરો ચારે તરફ વિસ્તરતાં. પૃથ્વીની નવી તાજી સુગંધ ચોમેર પ્રસરતી અને અમે તેનો ઉપભોગ કરતા. ઊગતા સૂર્યનું બિમ્બ સુરમ્ય રેવાને તપ્ત સુવર્ણમયી બનાવી દેતું, ત્યારે અમે પાછા વળતા. અમારી આંખે સૃષ્ટિ સર્જનકાલનું ભભકભર્યું સૌંદર્ય ધારણ કરતી જણાતી.

આમ ફરતાં ફરતાં અમે હવાઈ કિલ્લા બાંધતા; ખરું જોતાં કિલ્લા બાંધું હું ને તેનું વર્ણન સાંભળે દલપતરામ.

દલપતરામે મને પુરુષસૂક્ત શીખવ્યું ને મેં એમને વાર્તાઓ કહી. કાલક્રમે હું કૉલેજમાં ગયો તે પહેલાં મેં કૉલેજમાં જવાને તૈયારી કરવા માંડી હતી, પણ મારા કરતાં તે બાબતમાં દલપતરામની ઉત્સુકતા સવિશેષ હતી. મારા પછી એક વર્ષે તે કૉલેજમાં આવ્યા અને ત્યાં પણ એમણે મારો કબજો લીધો. વર્ષો વીત્યે હું મુંબઈ આવ્યો ત્યારથી માંડીને તે એ અને હું ધંધામાં પડયા ત્યાં સુધી એમણે મને બનતી સગવડો કરી આપી. એમના પર અવલંબન કરવાની મારી ટેવ એવી દૃઢ થઈ ગઈ કે ઓરડી ન મળે, ઘાટી ન જડે, રસોઇયો ભાગી જાય, કંઈ સુઘડ વ્યવસ્થાની જરૂર પડે, કંઈ મુશ્કેલી આવી પડે કે હું એમની પાસે દોડી જાઉં, ને તરત એ ઊઠે ને કામ સાધી આપે.

આ ચાળીસ વર્ષમાં અમે બંનેએ ઘણાં દુઃખ-સુખ જોયાં છે, પણ એ બધા પ્રસંગોમાં અમારો સ્નેહ હતો તેવો ને તેવો જ રહ્યો છે. એક નાનકડા ઝઘડાથી પણ તેનો પ્રકાશ કદી ઝંખવાયો નથી. આ બધાનો યશ ભાઈ દલપતરામના સરલ ને સ્નેહાળ સ્વભાવને છે.

દલપતરામનું જીવન આદર્શમય છે. એમને પોતાના સેવાભાવનો ખ્યાલ નથી, તો ગર્વ તો ક્યાંથી જ હોય? એ અત્યંત ગરીબીમાં ઊછર્યા હતા અને

વૈદિક કર્મકાંડ શીખ્યા હોવાથી અવારનવાર બીજાઓને પણ કરાવવા જતા. તેમનું પહેરવાનું, ખાવાનું ને રહેવાનું પણ તંગીની અંતિમ મર્યાદાને તીરે જ; છતાં પણ અભ્યાસમાં એ કદી પાછળ પડતા નહિ.

કૉલેજમાં ગયા તે પણ પિતાના મિત્રોના જૂજ આધાર પર. સ્કૉલરશિપો અને પારકાં પુસ્તકો પર એ શરૂઆતમાં ઝઝૂમ્યા.

મુંબઈ આવ્યા પછી છોકરાં ભણાવી એમણે નિર્વાહ શરૂ કર્યો. તે કાલબાદેવીની એક વીશીમાં મહિને પાંચ રૂપિયામાં જમતા ને ઉપરથી એક રૂપિયાનું ઘી ખાતા. એ બી. એ. થયા ત્યારે અનંતઋષિની વાડીમાં આઠ જણ વચ્ચે એક રૂમ રાખી રહેતા હતા. પછી તે એલએલ. બી. થયા; સૉલિસિટર થયા; એમના જીવનક્રમનું એકેએક ડગલું સ્વાશ્રય પર અવલંબ્યું છે.

જીવનવિકાસ માટેના આ અત્યંત ભગીરથ પ્રયત્નો કરતા પણ એમના સ્વભાવની અનન્ય સરલતા એમણે કદી ખોઈ નથી. અન્તરાયો આવતાં તે કદી ગભરાયા નથી, તેમ અકળાયા પણ નથી. પોતે કંઈ અસાધારણ કરી રહ્યા છે તેનું પણ એમને ભાન આવ્યું નથી. એમણે ઈર્ષ્યા અનુભવી નથી, ને નથી એમને કદી અસંતોષ થયો.

નાનપણમાં જેવી રીતે એ હસતા તે જ રીતે આજે પણ હસે છે.

એ જ્યાં ગયા છે ત્યાં એમણે સેવા કર્યા જ કરી છે. મને એકલાને જ નહીં પણ અનેક મિત્રોને એમણે

ઉપકારવશ કરી મૂક્યા છે. એમણે ટૂંકે પગારે માસ્તરગીરી કરીને કેટલાય નિરાધાર છોકરાઓને ઉછેર્યા છે, ભણાવ્યા છે, ઠેકાણે પાડ્યા છે. કોઈના પર ઉપકાર કર્યો તેવો ભાર પોતે વહ્યો નથી, ને કોઈની કૃતઘ્નતાથી પોતાની સેવાવૃત્તિને ઝાંખી પડવા દીધી નથી.

એમણે અનેક પરાક્રમો કર્યાં છે, નિરાડંબર ને ધીરજથી એમણે સેવા કરી છે—શ્વાસ લેતા હોય એવી નૈસર્ગિક સરલતાથી. એમણે અનેક સંકટોનો સામનો કર્યો છે ને જીવનનો ભાર વહ્યો છે—જાણે ફૂલો સાથેની રમત હોય તેમ.

## ૧૧

આ અરસામાં, કંઈક અંશે સમૃદ્ધ થયેલી 'વાંકાનેર કંપની' દર વર્ષે રૂની મોસમમાં ભરૂચ આવવા લાગી. જાપાની વેપારીઓએ ભરૂચના રૂના વેપારમાં હાથ નાખ્યો, ત્યાં સુધી અડધું ભરૂચ રૂની મોસમ પર જીવતું. ત્રણ મહિના—કેટલાક તોલાટનું કામ કરતા, કેટલાક દલાલી કરતા, કેટલાક મુકાદમી કરતા—અને ત્રણ મહિનાની કમાણીમાંથી બાકીના નવ મહિના સુખચેન કરતા. એ ત્રણ મહિનામાં પૈસાની રેલમછેલ હોય, થાક્યાં મન આનંદ શોધતાં હોય, બહારથી પણ લોકો રૂ વેચવા કે લેવા ભરૂચ આવ્યા હોય, એટલે નાટકવાળાઓને સારી કમાણી થતી.

ભરૂચમાં ત્યારે નાટક કંપની ચલાવવી એ અઘરું કામ હતું. અમલદાર માત્રને જોઈએ તેટલા પાસો મોકલાવવા પડતા. પોલીસખાતું તો પાસથીયે પર જ હોય. અને ગામમાં કેટલાક એવા હતા કે જેમને નાટકવાળા રીઝવે નહીં તો એક દહાડોયે નાટક ન ચાલે. એક સમર્થ તોફાનીનાં બાવીસ માણસોને બેસવા નહોતાં દીધાં તેથી એક નાટકમંડળીના માલિકને ભરબજારે માર પડેલો, એવી કીર્તિકથા ભરૂચને ચોપડે લખાયેલી છે.

તે વખતનાં નાટકો રાતના સાડાનવે શરૂ થતાં અને સવારે પાંચ વાગ્યે પૂરાં થતાં. સારાં ગાયનો પર નવદશ વખત 'વન્સ મોર' થાય; અને ન થાય તો નાટક માલ વગરનું ગણાય. પછી 'વન્સ મોર' થયેલાં ગાયનો શેરીએ શેરીએ ગવાતાં થાય.

દર વર્ષે ત્રણ મહિના સુધી વાંકાનેરના બાળનટોના પરિચયમાં હું રહ્યો. બાળનટો કેદી જેવા હતા. એમને મહિને ત્રણચાર રૂપિયા પગાર મળતો અને કોઈ વાર ચાબુકના ફટકારે એમને રાજારાણી થવું પડતું. કોઈ બહારનાની સાથે બોલવાની પણ એમને રજા નહોતી. પરંતુ હું તો કંપનીના શિરછત્રનો પુત્ર હતો, ને તેમાંય વળી ડેપ્યુટી કલેકટરનો, એટલે મને મળવા સામે એમને પ્રતિબંધ નહોતો. હું રોજ નાટકશાળામાં જતો, નાટકની તૈયારી જોતો, અથવા તો કેટલાક નાના ખેલાડીઓ જોડે બેસી ગપ્પાં મારતો. રંગભૂમિનું વાતાવરણ મને જાદૂઈ લાગતું, અને આ

મિત્રો જોડે હમેશાં રહેવાનું થાય તો કેવું સારું એમ મને રાત ને દિવસ લાગ્યા કરતું. કોઈ દહાડો એમની સાથે રહેવાય તો મારાથી નાટકમાં ઊતરાશે કે કેમ તે નક્કી કરવા હું ઘેર આવી એકલો જુદા જુદા ભાગો ભજવતો.

એક વર્ષે 'વાંકાનેર કંપની'નું નવું નાટક 'જગતસિંહ' પડ્યું. બંગીય નવલકથાકાર બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની સુવિખ્યાત કૃતિ 'દુર્ગેશનંદિની' પરથી તે ઉપજાવી કાઢ્યું હતું. એમાં તરવારની પટાબાજીનો પાર નહોતો. દરબારોનો ઠાઠ ઠેકઠેકાણે આવતો. કંચનીઓનો નાચ પણ હતો. ગરબો પણ હતો ને સાથે વિદૂષક ને તેની સ્ત્રીનાં ટાહ્યલાં પણ હતાં. થોડાં વર્ષો સુધી એ નાટકે ગુજરાતી પ્રજાને મુગ્ધ કરી હતી. મુંબઈમાં પણ 'જગતસિંહે' ઘણી કીર્તિ મેળવી હતી.

એ નાટક મેં કેટલીય વાર જોયું હશે. એકેએક સંવાદ ને ગાયન મારે મોઢે થઈ ગયાં હતાં. હું આખો દહાડો એનાં ગાયનો ગાયા કરતો ને રાત્રે ઊંઘમાં એનાં સ્વપ્નાં જોતો.

થોડાંક વર્ષ પર મારા મિત્ર ડૉ. કુંવરજી નાયક જોડે બેસી પંચગીનીમાં ભૂતકાળનો સ્મરણભંડાર ખોલ્યો, ત્યારે અમને બંનેને ખાતરી થઈ, કે એ ગાયનો અમારી જીભ પરથી ઊતર્યાં નહોતાં.

'જગતસિંહ'ની નાયિકાનો પાઠ વલ્લભ નામનો આઠનવ વર્ષનો એક છોકરો કરતો. એનો કંઠ સુમધુર હતો.

'મુજ પરમ પિતા! ચિત ધરજો રે વિનતી મારી.
જગત વિના નહિ ઇચ્છું જગતમાં,
જગત છે જીવનહાર રે;
જગતમહીં જન્મી હું વરવા
જગતસિંહ ભરથાર રે.'

એ ગાતો – કે ગાતી – ત્યારે મારું હૈયું ગળામાં આવી બેસતું.

અને જ્યારે તે લલકારતો. . .

'દુનિયામાં નથી કોઈએ દીઠો પ્રેમકિનારો!'

ત્યારે મારા નાનકડા હૈયામાંથી નિઃશ્વાસ નીકળતો. હું વિલાયતમાં જન્મ્યો હોત, ને વલ્લભ વિલાયતી નટી હોત તો હું રોજ હાથમાં કલગી લઈ નાટકશાળાને પાછલે બારણે હાજર થઈ જાત.

જગતસિંહ મારી ભાવનામૂર્તિ હતો. ઘોડા પર બેસી પર્વત ઊતરતાં મનોહર સુંદરીનાં દર્શન કરવાં; છાનોમાનો તેના પિતાના ગઢમાં જઈ તેને પ્રણયના પાઠ પઢાવવા; દુશ્મનો પકડવા આવે ત્યારે એકલે હાથે અનહદ પરાક્રમો કરવાં; અને આખરે અથડાઈ કુટાઈ, મનમાનીતી પ્રિયતમા પામવી: મારી સૃષ્ટિમાં તે વખતે આથી વધારે અપૂર્વ જીવનને અવકાશ નહોતો.

યાદ છે ત્યાં સુધી, બીજે વર્ષે એ મંડળીએ મિસિસ હેન્રી વૂડની નવલકથા 'Mrs. Halliburton's Troubles'નું રૂપાંતર 'સંસારી સાવિત્રી' રજૂ કર્યું. સામાજિક નાટકો આપણી રંગભૂમિ

પર લાવવાનો એ સફળ પ્રયાસ હતો. વલ્લભ સાવિત્રી થયો; 'જગતસિંહ' એનો વર થયો. ઐતિહાસિક જીવન હવે સમકાલીન થઈ ગયું. હું એ નાટક જોડે પણ તન્મય થઈ ગયો.

સાવિત્રીને તેનો પ્રિયતમ સંબોધતો :

'વહાલી, વિદ્યા મેળવી પ્રવીણ થાઉં પાસ.'

સાવિત્રી ખાતરી આપતી :

'મુરારિ મેળાવશે નીરખીને તમ આશ.'

વળી એક બીજું ગાયન નાયક ને નાયિકા બોલતાં, જેની થોડીક પંકિતઓ તો હજીયે મારે હૈયે રમે છે :

'સ્નેહીને સારું બૂરું શું છે, જેવું ધૂળ ધન રે તેવું છે.
સ્વર્ગ નર્ક સામાન્ય સમજતાં, સુખ સંકટ સામાન્ય;
વહાલું વેરી નહીં વિશ્વમાં, નહીં અહર્નિશ ભાન.'

આ પંક્તિઓનું એ સમયનું આકર્ષણ વર્ણવ્યું વર્ણવાય તેમ નથી. હું આવી પંક્તિઓ આખો દહાડો ગાયા કરતો—પણ તે સંગીતના શોખ માટે નહિ. મને સંગીત કદી આવડયું નથી. પણ એ પંક્તિઓ દ્વારા મારા અણખીલ્યા હૃદયની ઊર્મિઓ વ્યક્ત થતી. એ પંક્તિઓ અને ઊમિઉછળાટ સાથે હું હસતો, રડતો ને કોઈ કાલ્પનિક સહચરીને સંબોધતો.

વળી ત્રીજે વર્ષે 'વાંકાનેર કંપની'એ 'નરસિંહ મહેતા'નો ખેલ કરીને ગુજરાતી રંગભૂમિ પર ભક્તિયુગ પ્રવર્તાવ્યો.

નાનો ત્ર્યંબક 'શિવાજી'માં શિવાજી તરીકે, 'જગતસિંહ'માં વીરેન્દ્ર તરીકે અને 'શૈલબાલા'માં

ચંદ બારોટ તરીકે સુંદર પાઠ ભજવતો હતો. પણ નરસિંહ મહેતા તરીકે તો તેણે અભિનયકલાની અવધિ કરી નાખી.

'હમેશાં રાજા થવાની ટેવ એટલે પહેલાં તો મારા પગ ધ્રૂજ્યા,' પાછળથી તેણે મને કહ્યું હતું, 'પણ જેવો મેં નરસિંહનો પાઠ ભજવવો શરૂ કર્યો એટલે શામળાએ મારા હૈયામાં વાસ કર્યો.'

'નરસિંહ મહેતા'નો પાઠ કરવાથી તેની ગર્વિષ્ઠ મુખમુદ્રા ભક્તિઘેલી બની; તેના સત્તાવાહી અભિનયોમાં દીનતા આવી. તેનું ક્રૂર હાસ્ય સ્નેહ-ભૂખ્યું બન્યું, તેમાંથી સરલહૃદયી સમભાવના તરંગો ચારે તરફ પ્રસરવા લાગ્યા. તેની આંખમાં ભક્તિનો નશો આવ્યો. હાથમાં કરતાલ લઈ, દીનતાથી વદન ઊંચું કરી, આંસુભરી આંખે તે આક્રંદભર પ્રાર્થના કરતો —

'વહાલા મારા! કાંડું ઝાલીને દે મા મને છેહ રે!'

ત્યારે શામળાને સર્વસ્વ સમર્પી ચૂકેલા ભક્તશ્રેષ્ઠના વ્યક્તિત્વમાંથી નીગળતો જાદૂ ચારે તરફ પ્રસરી રહેતો, અને પ્રેક્ષકોનાં હૃદયમાં ભક્તિભાવ ઊછળતો. આજે પણ કલ્પના નરસૈંયાનું જે ચિત્ર ખડું કરે છે, તે નાના ત્ર્યંબકના રંગ પૂરીને જ.

વર્ષો પહેલાં વડોદરામાં તે સખત માંદો હતો ત્યારે એને મેં નવે સ્વરૂપે જોયો. એણે શામળા સાથે સ્નેહસંબંધ બાંધ્યો હતો, અને એના એ 'બાપલા'ને રટતાં રટતાં એણે દેહ છોડ્યો.

ભક્તિનાં મૂલ જાતીય આકર્ષણમાં શોધનારો હું આજે પણ આ દૃષ્ટાંતમાં ભક્તિપ્રાબલ્યનું માપ કાઢી શકું છું.

નાટકના પડદા પાછળની સૃષ્ટિની મને જે મોહની હતી, તે હવે ખૂબ વધી. ખેલાડીઓની દોડાદોડ, પડદા ને દૃશ્યો ગોઠવતા મજૂરો, ધાંટાધાંટ કરતા મુકાદમો; હાથમાં લટકતી દાઢી પકડી, ઘરડા પહેરવેશમાં સુસજ્જ જુવાનિયાઓ, રખેને પગમાં તરવાર ભરાઈ જાય તે બીકે બબ્બે હાથે તેને ઊંચકી ફરતા રંગભૂમિ-શૂરાઓ, ધોતિયાના કછોટા મારી, રૂના ડૂચાવાળી કાંચળી પહેરી, આંખોમાં મેસના 'નેણાં' કરી, દોરડીઓ જેવા કાળા વાળના ચોટલા સાથે ઉઘાડે માથે દોડાદોડ કરતાં વિચિત્ર પ્રાણીઓ: આ સૃષ્ટિ તો બ્રહ્માને બનાવવી પણ અઘરી થઈ પડે.

## ૧૨

આ જ વર્ષોમાં ડુમાની 'Three Musketeers' આદિ કથાવલિઓ મેં વાંચવા માંડી અને મારી આંખો આગળ નવી સૃષ્ટિ રચાવા માંડી. શ્વાસ લેવાની પણ પરવા કર્યા વિના હું આ કથાઓમાં ડૂબ્યો રહ્યો. દાર્તાન્યા, આથોસ, મિલાડી, બ્રાઝિલોન ને દ લા વિલિયેર એ બધાંનો પરિચય મેં ફરી ફરીને કર્યો.

પણ આ નવી સૃષ્ટિની શોધ હું છૂપી ન રાખી શક્યો. કહેવાનું ન હોય તો સ્વર્ગ પણ જોયેલું શા કામનું?

વહેલી સવારે દલપતરામ સાથે ફરવા જતાં, ડુમાની આ બધી કથાઓ હું જેમ સમજ્યો હોઉં અને મને જેમ યાદ હોય તેમ હું તેમને કહેતો.

રાતે પણ પાછું એનું જ પારાયણ થતું. બા, બહેનો કે ભાણેજો વાર્તા સાંભળવા તૈયાર જ હોય. એમને પણ હું બધી વાત કહું, રસથી. કોઈક જગ્યાએ હું ભૂલી જાઉં કે સાંભળનારાઓને રસ ન પડે એવું લાગે, એટલે હું થોડાઘણા સુધારાવધારા પણ કરી લેતો. આ તો પહેલા પ્રયત્નો. પછી તો દર વર્ષે બે વર્ષે હું ડુમાની કથાઓ ફરી ફરી વાંચતો, ને મારાં કુટુંબીજનોને ફરી ફરીને કહેતો. એ કથાઓ કહેતાં ને મારા શ્રોતાવૃંદને સાંભળતાં થાક લાગતો નહોતો.

પછી તો ડુમાની સૃષ્ટિ મારી જ થઈ ગઈ. ૧૯૨૩માં મેં લુવ્ર, વેરસાઈ ને ફોંટેન્બ્લો જોયાં— પણ તે એક અપરિચિત પ્રેક્ષકની દૃષ્ટિએ નહિ, પણ જાણે પોતાનાં જ ઘરો ઘણે વર્ષે જોવા આવનાર ઘરવાસી તરીકે. એ બધા મહાલયો ને એનાં ઉદ્યાનોમાં તો હું અનેક વાર ઘૂમ્યો હતો. ડુમાએ સરજેલાં મારગોટથી માંડીને નેપોલિયન સુધીનાં સ્વજનો એમાં ફરતાં મેં મારાં કલ્પનાચક્ષુ વડે કયારનાંયે જોયાં હતાં.

ડુમા મારે મન એક નવલકથાકાર નથી, મારી કલ્પનાસૃષ્ટિનો એ એક વિધાતા છે. એનું ઋણ મેં કદી નાકબૂલ કર્યું નથી. મેં ડુમાની કથાઓનો અનુવાદ કર્યો, એની કલાનું અનુકરણ કર્યું, એવી ટીકાઓ

મારા પર થઈ છે. અને એ ટીકાઓમાં રહેલું સત્ય મેં સદાય સ્વીકાર્યું છે.

કથા લખવાની કલામાં ડુમા મારો ગુરુ છે. નવો ચિતારો પોતાના ગુરુનાં અમર ચિત્રોની રેખા હૃદયમાં ઉતારી ચીતરતાં શીખે છે. નવો કવિ કોઈ કવિવરની રસિકતા અને શબ્દસિદ્ધિને સેવી કાવ્યો લખતો થાય છે. એ જ રીતે ડુમાની કલાના પરિચયથી બાલપણથી મારામાં રહેલી કથાકારની કલાને સ્વરૂપ મળ્યું, તેજ મળ્યું, પ્રેરણા મળી. મેં ઇરાદાપૂર્વક એનો અનુવાદ કદી કર્યો નથી ને પાત્ર કે વસ્તુનું અનુકરણ જાણીને કર્યું નથી; પણ ડુમાની કલાની અસર મારી કૃતિઓમાંથી ગઈ નથી.

આકરામાં આકરી કસોટી કરીએ. વસ્તુની રસિકતા, સુગ્રથિતતા કે વિવિધતાનું ધોરણ લઈએ. પાત્રોનાં વૈવિધ્ય ને જીવંતતાને કલાનું અંગ ગણીએ; વાર્તાલાપની છટા, સચોટતા ને નાટ્યાનુરૂપતાને સાહિત્યનું મુખ્ય તત્ત્વ માનીએ; પ્રસંગોની ગૂંથણી ને અદ્‌ભુતતા નવલકથાનો પ્રાણ માનીએ; તો ડુમાની કલા કોઈ પણ સાહિત્યસ્વામીની કલાથી ઊતરતી નથી. અસ્ખલિત રસ પેદા કરવાની શક્તિ,—જે કથાનો આત્મા છે,—તેનું ધોરણ લઈએ તો જગત-સાહિત્યમાં કથાસમ્રાટનો તાજ અલેક્ઝાંડર ડુમાને જ પહેરાવવો પડે. અને આવા સાહિત્યસ્વામીની કલાની પરમ જ્યોતિમાંથી મેં મારો ઘરદીવડો ચેતાવી, ગુજરાતના સાહિત્યમાં જરાક પણ પ્રકાશ પાડ્યો છે

એમ કોઈ માને, તો હું મારું કર્યું સાર્થક થયું માનીશ.

## ૧૩

ઈ. સ. ૧૯૦૦ થી પાછું ટેકરા પર તેજ આવ્યું. બાપાજી ડેપ્યુટી કલેકટર થઈ ઘરઆંગણે આવ્યા. અબુભાઈકાકા પણ ડાકોરથી રિટાયર થઈ ઘેર આવ્યા.

સવારસાંજ સારા લોકો મળવા આવવા લાગ્યા. મ્યુનિસિપાલિટીએ રસ્તાઓ સારા રાખી દીવામાં તેલ પૂરવા માંડ્યું. ચાકર, રસોઇયા ને ગવૈયાઓની દોડાદોડ શરૂ થઈ. મોટાકાકા ને ફોઇબા મૂંગાં થઈ ગયાં.

એટલામાં છપ્પનિયો દુકાળ આવ્યો. વાગરા તાલુકામાં દુકાળે અકલ્પ્ય સ્વરૂપ ધર્યું, અને એ બાપાજીના તાબામાં હોવાથી એમને ઘણી દોડાદોડ કરવી પડી.

એ સમયનું મને એક જ દૃશ્ય યાદ છે.

એક વાર હું બાપાજી સાથે ગાડીમાં આવતો હતો. રસ્તામાં કંઈ પડ્યું હતું. બાપાજીએ કહ્યું:

'કનુ, મારા ખોળામાં માથું મૂકી દે તો.'

'કેમ, બાપાજી?'

'તારે જોવા જેવું નથી.'

'હું આંખો મીંચી દઉં છું," કહી મેં આંખ પર હાથ મૂક્યા; પણ જિજ્ઞાસા ન રહી તેથી

આંગળીઓ પહોળી રાખી એ શી વસ્તુ છે તે જોવાનો પ્રયત્ન કર્યો.

અમારી ગાડી આગળ રસ્તામાં બેચાર મુડદાં પડ્યાં હતાં. પહેલાં તો હું સમજ્યો નહિ. વળાંક લઈને ગાડી આગળ ચાલી એટલે મેં પાછળ મોં ફેરવીને જોયું. . . . એક સ્ત્રીનું શબ રસ્તા વચ્ચે પડ્યું હતું, અને તેના હાથમાં કંઈક હતું ! પહેલાં હું ન સમજ્યો; પણ ગામ આવ્યું ત્યારે શબો ખસેડવાનો પોલીસ પટેલને હુકમ કરતી વખતે બાપાજીએ કહ્યું ત્યારે મને સમજાયું કે, માએ મરતી વખતે પોતાના બાળકના શબ વડે ભૂખ શમાવવાનો પ્રયત્ન કર્યો હતો !

ચારે તરફ લોકો 'દુકાળ' 'દુકાળ' કહેતા હતા, પણ મેં એનું જે કારમું દર્શન કર્યું હતું, તે ક્યાંય સુધી મારી આંખો આગળથી દૂર થયું નહીં.

બાપાજી દિવસ ને રાત દુષ્કાળનિવારણના કામમાં મચ્યા રહેતા. ઘણી વાર સવાર થતા પહેલાં ઘોડા પર જાય. કેટલીય વાર રાતના બા મને સુવાડી બાર ને બે વાગ્યા સુધી ચિંતાતુર વદને એમની આવવાની વાટ જુએ.

એક દહાડો બાપાજી તાવ લઈને આવ્યા; મોઢું રાતું થઈ ગયું હતું ને આંખ પર સોજો હતો. બીજે દહાડે તાવ વધ્યો, છાતી પર સોજો આવ્યો, ને એમનું ભાન જવા માંડ્યું. એમને કશાનો ચેપ લાગ્યો હતો. ડૉકટરો પર ડાકટરો આવ્યા, પણ

કંઈ ફેરફાર થયો નહીં અને કોઈ કંઈ પારખી શકયું નહીં કે ઉપાય કરી શકયું નહીં. અમારી ચિંતાનો પાર રહ્યો નહીં.

આખરે સિવિલ સર્જને એ રોગને રતવા–એરીસિપેલસ–નું નામ આપ્યું. બાપાજી તો ભાન વગર પડયા હતા. કોઈ વાર સનેપાતમાં તે કંઈક લવતા. સર્જને શસ્ત્રોપચાર કર્યો. ડાબા કાનની આસપાસ મોટો ચીરો મૂકયો, ને પરુના રેલા કાઢયા. થોડે દહાડે બીજી તરફ ચીરો મૂકયો. બાપાજીએ મહિનાઓ સુધી જીવન ને મરણ વચ્ચે ઝૂલ્યા કર્યું.

માણુકા મુનશી મરવા પડયા હતા. અંગ્રેજ ને દેશી અમલદાર, ગામના ને ન્યાતના ઓળખીતા આવતા અને જતા. સૌને આજે જશે કે કાલે જશે એમ લાગતું. બા, બહેનો ને હું થરથર કાંપતાં.

એક સાંજે તો એમ લાગ્યું કે હવે બાપાજી રાત નહીં કાઢે. બા બેઠી બેઠી આંસુ સારતી હતી. હું એક તરફ બેઠો બેઠો ગૂંગળાતો હતો. લાકડી ઠોકતા, અપંગ મોટાકાકા, વર્ષોનાં વેર વિસારે પાડી, નાના ભાઈનું મોં જોવા આવ્યા. મોટાકાકા જેમ તેમ ખુરશી પર બેઠા અને તેમણે બેભાન બાપાજી સામે જોયા કર્યું. કંઈ પણ બોલ્યા વગર એમણે મને પાસે લીધો; હું ગભરાતો ગભરાતો ગયો ને એમની પાસે ઊભો રહ્યો. મારા માથા પર એમણે હાથ મૂકયો; . . . ને ધ્રૂસકાં ખાઈ રડી દીધું. અનુભવી, જમાનાના ખાધેલ, આ

વૃદ્ધ મોટાભાઈ, સ્વભાવ છોડી, તે વખતે સ્નેહોર્મિથી વિશુદ્ધ થઈ રહ્યા.

થોડો વખત પસાર થયો ને નાતની સ્ત્રીઓ આવવા લાગી. ભયંકર રુખીબા ધીમે પગલે આવ્યાં, એક ખૂણે વગર બોલ્યે બેઠાં, ને ચાલી ગયાં. એમના હૈયામાં શું થતું હશે તે કોણ કહી શકે?

રાત પડી. મેં ભયંકર આક્રંદ સાંભળ્યું. એ શું છે તે સમજું તે પહેલાં મારી મોટી બહેનો મંદિરમાં દોડી ગઈ. મહાદેવજી આગળ માથું મૂકી, મારી બા પતિ પહેલાં પોતાને ઉપાડી લેવાને પ્રાર્થના કરતી હતી.

એ રાત ભયંકર હતી. મારી બહેનો એક પછી એક મહાદેવજી આગળ જઈ વીનવી આવી કે: 'બાપાજીને બચાવી તેમને બદલે અમને લઈ લો.'

અમે દીવાનખાનામાં બાપાજી પાસે બેસી રહ્યાં. એ તો બેભાન પડ્યા પડ્યા સનેપાતમાં કંઈક બબડતા હતા. મને લાગ્યું કે મહાદેવજી બાપાજીને લઈ લેવા માગે છે, અને બાનો કે બહેનનો બદલો લઈ એમને જિવાડવા માગતા નથી. પણ વખત છે ને મને લઈ એમને જિવાડે તો? ચંદ્રશેખરમાં મને પૂર્ણ શ્રદ્ધા હતી કે મારી વિનવણીનો એ અસ્વીકાર નહિ કરે. હું ધીમે પગલે મંદિરમાં ગયો. દિવેલનો ઝાંખો દીવો બળતો હતો. હું હમેશ બાપાજી બચે માટે શિવકવચનો પાઠ કરતો. અત્યારે મેં ફરી આ પાઠ કર્યો ને ભોંયે માથું મૂકી પ્રાર્થના કરી: 'ભગવાન,

જોઈએ તો મને લઈ લો; પણ મારા બાપાજીને બચાવો.'

ચંદ્રશેખર ઉદાર દિલના હતા. એમણે ન અમારામાંથી કોઈને લીધાં કે ન બાપાજીને લીધા.

૧૪

બાપાજી સારા થયા પણ પોતાની જિંદગી પરથી એમનો વિશ્વાસ ઊઠી ગયો, અને એકના એક દીકરાને પરણાવી દેવાની એમને ઇચ્છા થઈ. હું તેર વર્ષનો હતો ને તરત જ મૅટ્રિકમાં આવ્યો હતો; મારી થનાર પત્ની નવ વર્ષની હતી પણ પાંચ વર્ષની દેખાતી.

મને પરણવાનું ગમ્યું નહિ. એક તો મને એવો કંઈક ખ્યાલ હતો કે મેં એક બાલસખીને પરણવાનો નિશ્ચય કર્યો હતો. બીજું, મારી થનાર પત્ની ઉંમરે ને કાઠે ઘણી નાની હતી. પણ બેમાંથી એકેય કારણ કોઈને કહેવાય એવું નહોતું અને બાપાજીની ઇચ્છાને હું સદાય માન આપતો.

ઘર રંગાયું, ચંદરવા બંધાયા, ટકોરખાનાં બેઠાં, હાંડી ને ઝુમ્મર સળગ્યાં, સાંજી ને પરભાતિયાં ગવાવા લાગ્યાં. વિક્ટોરિયા રાણી એ ટાંકણે જ મરી ગયાં એટલે રામજણીનો નાચ મોકૂફ રહ્યો.

લગ્નનું મુહૂર્ત સાંજનું હતું. જામો ને પિછોડી પહેરી, ઘોડા પર ચડી, તરવાર ખભે મૂકી, શુભ શુકને વાજતે ગાજતે હું બૈરી જીતવા નીકળ્યો.

મારી ભાવિ પત્ની પાનેતરમાં ઓઢીપોઢીને મારી સામે આવીને બેઠી. 'शुभ लग्न सावधान' બોલાયું ને અમારો હસ્તમેળાપ થયો. રાતના એક વાગ્યે સરઘસ સાથે હું પત્ની લઈને ઘેર પાછો જવા નીકળ્યો.

સરઘસ જે રસ્તેથી પસાર થયું ત્યાં ઠેકઠેકાણે આતશબાજી ફૂટી. હું પાલખીમાં થાકચોપાકચો, માથે પાઘડી જેમ તેમ ટેકવી રાખતો, પાન ચાવતો બેઠો હતો. મારી ધર્મપત્ની સરઘસ શરૂ થયું ત્યારથી ઝોકાં ખાતી હતી. એની જોડે કંઈ વાત કરીશ એવી મારી હોંશ તો મનમાં જ રહી ગઈ. જ્યારે સરઘસ ઊતર્યું ત્યારે એ ઘસઘસાટ ઊંઘતી હતી.

બાના જીવનમાં આ સમય ખરેખરા સુખનો હતો. બે વિધવા છોકરીઓ પણ પોતાની વિપત્તિ વિસારે પાડવા લાગી હતી. તેમનાં છોકરાં પણ બાને હાથે જ ઊછરતાં. ત્રીજી છોકરી સાસરે સુખી હતી. પાછળનો છોકરો હવે પરણી ગયો, એટલે બાને રાજા જેવા પતિ જોડે પગ વાળીને બેસવાનો લહાવો મળ્યો.

બાના હિસાબ લખાતા ગયા. રામસ્તવરાજ સ્તોત્ર બોલાતું ગયું. નિરાધાર છોકરીઓને જીવનમાં રસ પડે તે માટે આખ્યાનો લખવાનું, રૂમાલો ભરવાનું અને છબીઓ ચીતરવાનું કામ ચાલ્યા કર્યું.

આ વખતે હું બાની નિકટ આવ્યો. રાતે જમીને બાપાજી ઉપર જાય. પછી વાસણ મંજાતાં જાય ને ઢાંકાઢૂંકી થતાં જાય, ત્યારે દિવસના મારા અનુભવો હું કહું ને બા અને બહેનો એ સાંભળે. ભૂમિતિના

સિદ્ધાંતો, આઠમા હેન્રીની સ્ત્રીઓ, આફ્રિકાની નદીઓ, વગેરે નવા જાણેલા વિષયની હું તેમને વાતો કરતો. બામાં અપૂર્વ શ્રોતાની કલા હતી. મંદ હસીને સવાલ પૂછે; જવાબ દેવાના મારા પ્રયત્નોને અધીરાઈ વગર પોષે; અને હું જે કહું તે સહૃદયતાથી સમજવાનો પ્રયત્ન કરે. મહાભારત ને રામાયણની કથાઓ એને મોઢે હતી, એટલે ઘણી વાર એમાંનો પ્રસ્તુત પ્રસંગ બા કહી સંભળાવતી અને કોઈ વાર મોઢે રાખેલા આખ્યાનમાંથી બે ટૂંક બોલતી.

અમારા જીવતાજાગતા પ્રપિતામહ ચંદ્રશેખર મહાદેવની ભક્તિ એ અમારો વાતચીત માટેનો અખૂટ વિષય હતો. કસનદાસ મુનશીએ એને ભક્તિભાવથી સ્થાપ્યા હતા; નરભેરામ મુનશીએ એની સ્વહસ્તે પૂજા કરી હતી; એને લીધે ટેકરાનો ટેક ને સંસ્કાર કાયમ રહ્યા હતા. બાપાજી ૧૮૭૪થી દર શ્રાવણ મહિનાના સોમવારે એમની રુદ્રી કરાવતા. એમની કૃપા વડે હું જન્મ્યો હતો. એમને પોતાના ભાગમાં લેવા બાપાજીએ ઘણી ઘણી મહેનત કરી હતી. બાપાજીને એમણે ઉગાર્યા હતા. અને એમના દર્શન વિના જમવું નહિ એવું બાપાજીએ વ્રત લીધું હતું.

ચંદ્રશેખરની ભકિત કરવી અને કરાવવી એમાં બાને ઘણો રસ હતો. બાપાજીએ મહાદેવજીને સવાલાખ બીલીપત્રો વડે વિધિપૂર્વક પૂજા કરાવી, એક વર્ષ સુધી સાથિયા પૂરવાનું મારી એક બહેને વ્રત લીધું. મેં પણ સંધ્યાની સાથે શિવકવચ

બોલવા માંડ્યું અને દોઢ વર્ષ સુધી એ પાઠ કર્યો. મારી જાતે રુદ્રી કરી શકાય એ માટે હું દલપતરામ પાસે સ્વર સાથે પુરુષસૂક્ત શીખ્યો.

અમારા ચંદ્રશેખરનું બાણુ પૂનમે ગૌરવર્ણું થાય છે અને અમાવાસ્યાએ શ્યામ બને છે, એ કુટુંબની કહેતી ખરી છે કે નહિ તે તપાસવા અમે નાહી, પૂજા કરી અનેક વાર પ્રયત્ન કર્યો હતો, અને કહેતી ખરી છે એમ અમને ખાતરી થઈ હતી.

હું શિવકવચ ભણતો, રુદ્રી કરતો, મહાદેવજી આગળ હૃદય ખોલતો. 'જય સોમનાથ'ની નાયિકા ચૌલાની શિવભકિતનાં બીજ મારા આ સંસ્કારોમાં હશે.

શ્રદ્ધા ને અશ્રદ્ધાની ઘણીખરી શ્રેણિઓમાંથી હું પસાર થયો છું, એટલે મને આજે સ્પષ્ટ લાગે છે કે, આવી કોઈ જીવતી સામુદાયિક ભકિત વિના કુટુંબીજનોની ઊર્મિઓનું સંસ્કરણ ને તેમનાં વ્યકિતત્વનો પરસ્પરાવલંબી વિકાસ શકય નથી.

પૂર્વજોએ રચેલી આ ઘટના સામે મેં બુદ્ધિપૂર્વક બળવો કર્યો. મારી નોંધપોથીમાં તુટયાફૂટયા અંગ્રેજી શબ્દોમાં એક નોંધ છે:

'ભરૂચ હાઈસ્કૂલના હેડમાસ્તર સી. એન. કૉન્ટ્રાકટરે 'રેફર્મેશન' (યુરોપીય ધાર્મિક પરિવર્તન) પર સુંદર ભાષણ આપ્યું. તેમાંથી મારા વિચારો પર ઘણી અસર થઈ. આખી રાત હું વિચાર કરતો પડી રહ્યો. હું એક પ્રકારના રોમન કૅથોલિક સંપ્રદાય પ્રમાણે

ચાલતો હતો. ઈશ્વર તો કોઈ પણ ભાષામાં પ્રાર્થના સાંભળે. એને સંસ્કૃત જ શા માટે જોઈએ? હવેથી સંસ્કૃત સંધ્યાને બદલે મારે ગુજરાતીમાં સંધ્યા કરવી.' (૨૧–૩–૧૯૦૧.)

આ નવું દૃષ્ટિબિંદુ જેવું સૂઝયું તેવું મેં બા સાથે ચર્ચ્યું. આ નવી વાતમાં પણ તથ્ય હતું એ તેણે સ્વીકાર્યું. અને એક સંસ્કૃત જાણનારની મદદથી મેં સંધ્યાનો ગુજરાતી તરજુમો કર્યો. હું તે રોજ બાને વાંચી સંભળાવતો. એના કહ્યાથી 'રામસ્તવરાજ સ્તોત્ર'નો પણ અનુવાદ મને આવડ્યો તેવો મેં કર્યો.

થોડા દહાડા સુધી એ તરજુમિયો વા વાયો. પણ મેટ્રિકમાં ખગોળવિદ્યા પણ ચાલતી હતી, એટલે ગુજરાતીમાં સૂર્યને અર્ઘ્ય આપતાં મુશ્કેલીઓ નડી. બાએ ભોળાનાથ સારાભાઈની 'ઈશ્વર પ્રાર્થનામાલા'ની એક જૂની પ્રત કાઢી. ઘણાં વર્ષો પર અમદાવાદમાં એણે થોડીક પ્રાર્થનાઓ મોઢે કરી હતી તે ગાઈ સંભળાવી. મારી બહેનોને પણ થોડીક પ્રાર્થનાઓ આવડતી હતી.

થોડા દહાડા પછીની મનોદશાની આ નોંધપોથી સાક્ષી પૂરે છે:

'સંધ્યા કરવાનું ફારસ મારે ક્યાં સુધી કરવું? એમાં કહ્યું છે કે ધર્મ, અર્થ ને મોક્ષ માટે સૂર્ય તેજ આપે છે. સૂર્ય તો ધગધગતો નિર્જીવ તારો છે એમ ખગોળવિદ્યામાં વાંચ્યું.

સ્થૂલ પદાર્થનો ઉપકાર માનવામાં કંઈ અર્થ નથી. મારે તો એનાય સ્રષ્ટા નરંજન નિરાકારની પૂજા કરવી જોઈએ.' (૨૯–૩–૧૯૦૧.)

થોડા મહિના પછીની નોંધપોથીમાં નીચેના શબ્દો મળે છે:

'આજે નિશ્ચય કર્યો. નૈતિક હિંમત રાખવી અને નીતિમાન થવું. અને 'प्राणाघातान्निवृत्तिः' વાળા શ્લોકના રહસ્ય પ્રમાણે ચાલવું.' (૬–૧૦–૧૯૦૧)

મેં સંધ્યા, શિવકવચ ને રુદ્રી છોડી દીધાં. અને મૅટ્રિકની પરીક્ષા આપવા અમદાવાદ ગયો, ત્યારે 'ઈશ્વર પ્રાર્થનામાલા' લઈ આવ્યો. અને આ બધા વિકાસમાં બાએ મને સંપૂર્ણ મદદ કરી હતી. એ હિન્દુ સંસ્કૃતિ સમી હતી; મૌલિક સિદ્ધાંતો નિશ્ચલ રહે ત્યાં સુધી બધાં પરિવર્તનો તે અપનાવી શકતી.

## ૧૫

બાપાજીની ભક્તિ પણ અમને એક તાંતે વીંટી લેતી. બા ઘરની વ્યવસ્થા કરતી ને બધાની કાળજી રાખતી પણ બાપાજી તો દેવ હતા; એમને રીઝવવા અને એમને માટે પૂજ્યભાવ કેળવવો એ અમારો મુખ્ય ધર્મ હતો. આ ધર્મ બા શીખવતી, પણ એની લાક્ષણિક રીતે, આચારથી. પોતે સતી છે, કે અમારે પિતૃભક્ત થવું જોઈએ એવું કોઈ દહાડો

એણે કહ્યું નથી કે કહેવડાવ્યું નથી. પણ બાપાજીની પરિચર્યા એ જ એના ધ્યાનનો પહેલો વિષય હતો.

અમે બા પાસે કોઈ વાતની રજા લેવા જઈએ તો એક જ જવાબ મળે: 'બાપાજીને પૂછી જોઈશ.' પછી બાપાજી બા કહે તેમ કરે તે જુદી વાત. અમને ઠપકો મળે તો એટલો જ: 'બાપાજીને એ નહિ ગમે.' અથવા 'બાપાજી શું કહેશે?' અમને સ્વચ્છ કે કામગરા કરવા હોય તોપણ એ જ રસ્તો: 'ઊઠો, હમણાં બાપાજી આવશે!' અમે કોઈ માંદા પડીએ તોપણ એક જ આશ્વાસન: 'બાપાજી હમણાં આવશે એટલે માથું દુઃખતું મટી જશે.'

બાની પતિભક્તિ આમ સર્જનાત્મક હતી. એના વડે એણે અભેદ્ય કુટુંબજાળ રચી હતી. અને એ સૃષ્ટિમાં રહ્યા રહ્યા અમે પિતૃભક્તિના પાઠ શીખ્યા.

બાપાજી શરીરે જાડા ને ઠીંગણા હતા. એમનો વર્ણ ગોરો ને ગુલાબી હતો. એમના ભરેલા મુખ પર રાજ્યસત્તાનું તેજ હોય એવું ગૌરવ સદાય રહેતું. એમની આંખ હમેશાં ડારતી. એમની પાસે આવતાં એમને જોઈને જ ધાક લાગતો. એમના તેજસ્વી શરીરને સ્વચ્છ ને સફાઈબંધ કપડાં હમેશાં દીપાવતાં. તે જ્યાં જતા ત્યાં પ્રભાવ પાડતા.

એમનો સ્વભાવ ઉગ્ર હતો. ક્યારે ને શા કારણથી તે ગુસ્સે થશે તે કળવું મુશ્કેલ હતું. તે ગુસ્સે થાય ત્યારે તેમની આંખોમાંથી અંગારા નીકળતા, તેમનું મોં લાલચોળ થઈ જતું અને તેમની

ત્રાડથી દીવાલો કાંપી ઊઠતી. એક દિવસ નવા દેરા આગળ ગાગરિયા ભટની કથા ચાલતી હતી, ત્યારે બાપાજી અને હું ત્રીજે માળે છજામાં બેસી કથા સાંભળતા હતા. એ વખતે નીચે રસ્તા પર કોઈ છોકરાએ કંઈક ટીખળ કર્યું—શું તે યાદ નથી. આથી બાપાજી ગુસ્સે થયા, ઊભા થયા અને ખીંટી પરથી હંટર લઈ, દેરા આગળ જઈ પેલા ટીખળખોર છોકરાને ફટકાર્યો.

સાધારણ રીતે, બાપાજી કહે તેની વિરુદ્ધ તરત તો કોઈથી એક અક્ષરેય કહેવાય નહિ, કોઈક વાર બા ધીમેથી તેમને સમજાવી શકતી. કોઈ સામે થાય તો તેને પોતાના ઉગ્ર પ્રતાપથી માત કરવાની વૃત્તિ તે રોકી શકતા નહિ. જેની જોડે સારો સંબંધ હોય તેની જોડે ગૌરવથી વર્તતા. રીઝવવાનું તેમને આવડતું નહિ ને ગમતુંયે નહિ.

તે જેવા ઉગ્ર હતા તેવા જ હિંમતવાન હતા. તે ઘોડે બેસતા. બંદૂક ને તરવાર વાપરી જાણતા. કામ પડચે તે પંદર માઈલ ચાલી શકતા. કેટલાંય વર્ષો સુધી તે માંદા પડ્યા જાણ્યા નથી.

એમનું હૃદય કાચ જેવું નિર્મળ હતું. એમના ક્રોધનો ઊભરો શમતાં વાર લાગતી નહિ. એમનું નિખાલસપણું અવ્યવહારુ હતું. કોઈ પાસે આવે તો એ સીધેસીધી વાત તરત કહી દેતા. કપટ, દગલબાજી ને જૂઠને તે તિરસ્કારતા. કોઈ ખટપટી એમના એકલા સાથે કામ પાડે તો એ તરત ફસાઈ પડતા.

કોઈ સફાઈથી વાત કરે તો ભોળવાઈ પણ જતા. પણ આવી બાબતમાં ઘેર બેઠાં બેઠાં બા એ ચાતુરી પારખતી ને બધું ઠેકાણે લાવવા પ્રયત્ન કરતી. ઘણી વાર ન્યાતની પંચાતમાં બા બાપાજીને વીનવતી કે પ્રતિસ્પર્ધીને બધું ન કહી દેવું. પણ એમના પર આની જરા પણ અસર થતી નહીં. એ તો બધી જ વાત સામા પક્ષને કહી દે, અને પૂછે: 'મેં ક્યાં ચોરી કરી છે કે હું છાનું રાખું?'

એમનું પ્રમાણિકપણું અણિશુદ્ધ હતું. તે જમાનામાં લોકમતનું બળ ન હતું ને અધિકારી તો રાજા સમાન મનાતા. ગેરવાજબી લાભ મેળવવાની તકો તો એમને ઘણી સાંપડી હતી. એમનો સ્વભાવ ખરચાળ હોવાથી પૈસા પણ ઝાઝા નહોતા બચાવ્યા. છતાં કોઈ વખત એમનું મન વિચારમાં પણ ચળ્યું હોય એમ મેં જાણ્યું નથી. તે હમેશાં એમનું જૂનું સૂત્ર ફરી ફરીને કહેતા: 'ચાર હાથનો ધણી આપશે તો બે હાથ લેવા માટે ઓછા પડશે. ને એ ધણી લઈ લેશે તો બે હાથે કેટલું સાચવી શકીશું?'

તેમનું હૈયું ઘણું સુકુમાર હતું. તે બહુ હસતા કે હસાવતા નહિ. પણ મીઠો વિનોદ ને ગૌરવશીલ પ્રસાદ એમની વાતોનાં ખાસ લક્ષણ હતાં. એમનાં સમય અને કેળવણી જોતાં તે ઘણું સારું ગુજરાતી ને અંગ્રેજી બોલતા ને લખતા.

બાપાજી ને બાનું દાંપત્યજીવન આદર્શ હતું. એ બેના જેવો વિશ્વાસભર્યો ને સ્નેહાળ સંબંધ મેં

તે જમાનાનાં પતિપત્નીમાં જોયો નથી. બાપાજી કમાઈ લાવતા ને બા પૈસાની વ્યવસ્થા કરતી. બાપાજી ઘેર આવતા અને આખા દહાડાની સુખદુઃખની વાતો કરવા મંડી પડતાં. બા બધી ગોઠવણુ કરી રાખે પણુ બાપાજીની રજા વિના અમલમાં ન મૂકે. વાંચવામાં કે બહારના કારભારમાં જે કંઈ આવ્યું હોય તે બાપાજી બાને કહેતા અને અંગ્રેજી વાર્તાથી તે જેલના કારભાર સુધી દરેક વસ્તુમાં બા રસ લેતી. સંસારમાં કરે બધું બા, પણુ તેનો જશ આપે બાપાજીને. બાપાજી બધો વ્યવહાર ચલાવે ખરા પણુ બાને પહેલાં પૂછ્યા વિના ભાગ્યે જ; ને એમનાથી કંઈ ખોટું થઈ ગયું તો એક શબ્દ પણુ બોલ્યા વિના બા તેને પોતાનું કરી લે. અમારો ભાવ પણુ બાપાજી પર વધારે. સખત તાવ આવ્યો હોય ને એ ઘરમાં પગ મૂકે કે જાણે ઊતરી ગયો હોય એમ જ લાગે.

ક્યાંય સુધી એમની ભેગા બેસીને જમવામાં મને આનંદ પડેલો. બાપાજી ભાગ્યે જ કોઈ દિવસ અમને વઢતા અને બા પણુ બાપાજીના ધાક સિવાય બીજા કોઈ પણુ શસ્ત્રનો અમારા પર ઉપયોગ કરતી નહિ.

આ બધામાં રહેલી કલા એમાંથી કોની હતી; બાની, બાપાજીની કે બંનેની તે કહી શકાતું નહિ. બા સિવાય બાપાજીને કોઈ મિત્ર નહોતો. અને બાને કોઈ સહિયર હોય એમ મેં જાણ્યું નથી. બંને એકબીજા સિવાય કોઈની મદદ માગતાં નહિ અને પરવા પણુ કરતાં નહિ.

## ૧૬

ભરૂચની હાઈસ્કૂલમાં, આસિસ્ટંટ ઉત્તમરામ માસ્તર મારામાં ઘણો રસ લેતા. એમનામાં અનેક પ્રકારની વિચિત્રતાઓ ભરી હતી, તોપણ એમનું જીવન અમુક રીતે નોંધને યોગ્ય હતું. એમના સ્વભાવમાં રહેલા ક્ષોભને જીતવાનો એક સતત પ્રયાસ એમનામાં જાણે મૂર્તિમંત થયો હતો.

અમારી ન્યાતના શરૂઆતના ગ્રેજ્યુએટોમાંના એ એક હતા. ભણતા ત્યારે એ ધર્મસ્ચુત ને રૂઢિચુસ્ત અભ્યાસી, પોતાના પાઠો ગોખીને તરત પાસેના લક્ષ્મીનારાયણના મંદિરમાં જતા અને ત્યાં હાથ જોડી દેવની સાંનિધ્યે, ગોખેલા પાઠ બોલી જતા. તેમ જ પોતે પહેલા આવે અને બીજાઓ પછી આવે એવી રોજ પ્રાર્થના કરતા.

એમની કેટલીક રીતો અત્યંત ક્ષોભમાંથી ઉદ્ભવી હતી. એ ચાલતા હમેશાં રસ્તાની ડાબી બાજુની ધાર પર, પાણીના રેલાની માફક—જાણે સરી જતા હોય તેમ. એ બોલતા પણ અત્યંત ઝપાટાથી. વળી વર્ગમાં છોકરાને શિક્ષા કરવી હોય ત્યારે જમણે હાથે ડાબા કાનની બૂટ ખેંચી ખેંચીને શબ્દપ્રવાહ વહાવતા ને દરેક બે શબ્દે 'લે ભાઈ લે' ઉમેરતા. એ કોઈને વઢતા ત્યારે તેની સામું ન જોતાં બારણાની બહાર જોઈ રહેતા.

શિક્ષક તરીકે એ ઘણા ભલા, મહેનતુ અને ખંતીલા હતા; પણ છોકરાઓ એમને તોબા પોકરાવતા. વળી તેમાં પણ અમારી ન્યાતના કેટલાક ચિબાવલા છોકરાઓ એમને રંજાડવામાં મણા નહોતા રાખતા. ચોમાસામાં તેઓએ એક દિવસ એમના ખાનામાં દેડકાં ભરેલાં એમ મેં સાંભળેલું.

એક વાર એ હિંદનો ઇતિહાસ શીખવતા હતા: 'Then Humayun recovered and Babar sickened and died.'

એક છોકરાએ 'સીકંડ' શબ્દનો પડઘો પાડ્યો: 'શ્રીખંડ.'

બીજાએ ઉમેર્યું, 'કારેલાંનું શાક.'

ત્રીજાએ કહ્યું, 'વાલની દાળ.'

મેં પણ કંઈક ઉમેર્યું હશે; શું તે યાદ નથી.

માસ્તરે બારણાની બહાર જોઈ, મારા કાનની બૂટ પકડી જોરથી ઠપકો દેવા માંડ્યો: "લે ભાઈ લે, આ તો 'શેઈમફુલ.' લે ભાઈ લે, સારા છોકરા આવું ન કરે. લે ભાઈ લે, પેલો (હમેશાં હેડ માસ્તરને તે 'પેલો' કહેતા) આવશે તો તમારાં હાડકાં રંગી નાખશે."

સાંજના હું છોકરાઓ જોડે ઘેર આવતો હતો ને માસ્તર રેલાની માફક રસ્તા પરથી સર્યે જતા હતા. મને જોઈ તેમણે બોલાવ્યો, 'લે ભાઈ લે, કનૈયા, તું મારે ઘેર આવજે.'

હું એમને ઘેર ગયો. 'લે ભાઈ લે, કનૈયા, તું બેસ, એક વાત કહું. લે ભાઈ લે, તું તો સારો

છોકરો છે, ને અક્કલવાળો પણ છે. ને આ પેલા બધા તો અગિયારમાં–બારમાં ખાઈને ઢોર જેવા થઈ ગયા છે. લે ભાઈ લે, તું એમની જોડે ભળે તે તો મને નહિ ગમે. લે ભાઈ લે, સાચું કહું છું, મને નહિ ગમે.' અને મારા કાનની બૂટ લાંબી ખેંચાતી જ ગઈ.

'માસ્તર, આટલી વખત થઈ ગયું. હવે નહિ કરું.'

'લે ભાઈ લે, એમ નહિ, હજી પરીક્ષાને પાંચ મહિના છે. મારી પાસે આવીને બેસતો જા. લે ભાઈ લે, તારે તો પાસ થવાનું છે—આ જ વર્ષે.'

'માસ્તર, ભાર્ગવના છોકરાઓ તો પહેલે વર્ષે પાસ થાય જ નહિ.'

'લે ભાઈ લે, જૂઠી વાત, સદંતર જૂઠી. તું એ છોકરાઓની સોબત છોડી દે. મારા સમ.'

પરિણામે ઘણી વાર સાંજના એ મંદિરે દર્શન કરીને અમારા ઘર આગળ આવતા ને બહાર ઊભા રહી, 'કનૈયા'ની બૂમ પાડી મને લઈ જતા. એ મને ભણાવતા તો નહિ, પણ શું વાંચું છું તેની દેખરેખ રાખતા.

મારામાં પાસ થવાની શક્તિ છે, મારામાં કંઈ બુદ્ધિ છે, એ ભાન હૃદયના ઊંડાણમાં અવ્યક્ત હતું, તે આ માસ્તરે સ્પષ્ટ કરાવ્યું. આત્મશ્રદ્ધા પેદા કરે એવા શિક્ષકથી બીજો કયો શિક્ષક ચડે?

હું મેટ્રિકની પરીક્ષા આપવા ગભરાતો ગભરાતો અમદાવાદ ગયો. પરીક્ષામાં નિબંધ આવ્યોઃ

'Your favourite pastime.' નહોતી મને ક્રિકેટ આવડતી, નહોતો ફૂટબૉલ આવડતો, પતંગ ચગાવતાંય ન આવડે. ખરું હતું તે લખ્યું : 'Reading Novels'.

ઉત્તમરામ માસ્તરની વાત ખરી ઠરી. ભાર્ગવ છોકરાઓની પ્રણાલિકા તોડી હું પહેલે વર્ષે પાસ થયો.

૧

મેં મેટ્રિકની પરીક્ષા પાસ કરી તેની ખબર આવી ત્યારે બાપાજીની આંખમાં આંસુ આવ્યાં. મને ભેટી પડી તેમણે કહ્યું: 'કનુ, મૅટ્રિક થવાની મારી હોંસ તો અધૂરી જ રહી ગઈ હતી; તેં આજે પૂરી કરી. મારા કરતાં સવાયો થજે.'

૧૯૦૨માં, કૉલેજમાં જવું એ આજે વિલાયત ભણવા જવા કરતાં પણ વધારે મોટું સાહસ ગણાતું હતું. મારે કઈ કૉલેજમાં જવું એ પ્રશ્ન ઉપસ્થિત થયો. બાપાજીના એક મિત્રે સલાહ આપી કે મુંબઈમાં એલ્ફિન્સ્ટન કૉલેજ સિવાય બીજે ભણતર નહિ. પણ મુંબઈ બહુ દૂર તે બાને ફાવે નહિ, ત્યાં આકર્ષણો બહુ તે બાપાજીને ગમે નહિ. મારી બહેન અને બીજાં સગાં વડોદરે રહેતાં હતાં; મારા મામાના પુત્ર પ્રાણલાલભાઈ પણ ત્યાં જવાના હતા; ત્યાંના પ્રોફેસર તાપીદાસ બાપાજીના એક મિત્રના વેવાઈ થતા હતા. આ કારણોને લીધે મારે માટે વડોદરા કૉલેજ નક્કી થઈ.

શુભ શુકન જોઈ પ્રાણુલાલભાઈ ને હું પ્રોફેસર તાપીદાસકાકા પર ચિઠ્ઠી લઈ વડોદરે જવા નીકળ્યા.

પ્રાણુલાલભાઈ મારાથી ત્રણચાર વર્ષે મોટા હતા, પણ અમે મેટ્રિકમાં સાથે થઈ ગયેલા.

બાલપણથી જ પ્રાણુલાલભાઈ મને બાલ-ભીમસેનનું સ્મરણ કરાવતા. એમની છાતી ને ગરદન ઊંચાઈના પ્રમાણમાં અસાધારણ. એમના પ્રચંડ હાથ સામાન્ય માણસની જાંઘથીયે મોટા. એમનો એક પગ લોખંડના સ્તંભ જેવો, બીજો બાલપણમાં કંતાઈ ગયેલો, પણ જરૂર પડ્યે એને જાંઘના સાંધામાંથી ફેરવી ચાબુકની માફક વાપરી શકાય.

એમનો સ્વભાવ સીધો, ભોળો ને લહેરી. એ ખૂબ ખાય, ખૂબ પીએ ને બુલંદ અવાજે ખૂબ ગાય. એમનું મુખ હમેશાં હસતું જ હોય. મુશ્કેલીભર્યા દિવસો પણ એ ગાનતાનમાં ગાળી શકે. એમની હિંમત પણ અથાગ. ગમે ત્યાં જવું હોય પણ એમને વચ્ચે ખાડો કે ખાબોચિયું ન નડે. એક પલમાં એ દોસ્તી કરી શકે, ધબ્બાબાજીનો વ્યવહાર શરૂ કરે, ને થોડા વખતમાં દિલોજાન બની જાય.

હું એમનાથી તદ્દન જુદો : નાનો, નાજુક, થોડા-બોલો, શરમાળ ને અતડો. મોટા માણસનો હું લાડકો છોકરો એટલે બજારમાં કંઈ લેવા જવાય નહિ. જાઉં તો લાવતાં આવડે નહિ. વસ્તુ વગર ચલાવી શકું, પણ ભાવ કરવાની હિંમત ન ચાલે.

હું બેસીને હુન્નર ઊભા કરી આપું પણ તેને પાર પાડે પ્રાણલાલભાઈ.

જ્યારે અમે વડોદરે જવા નીકળ્યા ત્યારે અમારી ભાગીદારી આમ પરસ્પરાવલંબી હતી.

પહેલે દહાડે વડોદરામાં મારાં બહેન-બનેવીએ અમને સત્કાર્યા ને એક પડોશીના ઘરમાં અમને સૂવાની ગોઠવણ કરી આપી.

ઘરનાં બધાં ઉપર ચડી ગયાં ને અમે બંને પરસાળમાં સૂતા. નવા જીવનનો ઉત્સાહ ને સ્વજન વિનાનો ઉચાટ એ બે વચ્ચે હું ઊંઘવાના પ્રયત્ન કરી રહ્યો. ઝોકું આવ્યું, ન આવ્યું....ને જાણે હું ઔરંગઝેબ પછીનું મોગલ સામ્રાજ્ય હોઉં એવો મને ભાસ થયો.

હું સૂતો હતો શિથિલ બનીને, અને ચારે તરફથી આક્રમણ કરતાં સૈન્યોના સૈનિકોનો સંચાર થવા લાગ્યો. મારા સીમાડા ઉપર વિચિત્ર સળવળાટ શરૂ થયો. મેં પહેલાં એક સીમાડા પર થાપટ લગાવી, પછી બીજી દિશામાં ચીમટો દીધો; પણ હું કેટકેટલું કરું? અકબર જેવું પ્રતાપી ચૈતન્ય મારામાં નહોતું; ઊંઘે મારા મગજને બહાદુરશાહની માફક કેદ કર્યું હતું. એક નહિ, બે નહિ, પણ દશવીશ મહારથીઓથી પ્રેરાયેલાં સૈન્યો મારા પર આક્રમણ કરતાં હતાં. જ્યાં રસ્તો જડે ત્યાં તે આગળ ધપતાં. હું આ બધું નિરાધારીથી સહી રહ્યો. ચારે તરફ અંધકાર હતો. આક્રમણ કરવાને અશક્ત, હું એ પીડાતા

સામ્રાજ્યનો બાવરો ને ગૂંગળાયેલો છેલ્લો સમ્રાટ હોઉં એમ મેં પોકાર કર્યો, 'અરે પ્રાણલાલભાઈ, આ આખી પથારીમાં તો જીવ આવ્યો છે!'

'એવું છે તો ખરું,' એવો એમણે વિશ્વાસ આપ્યો અને જોરથી થાપટ લગાવી એક દુશ્મનનો સંહાર કર્યો.

અમે પથારીમાં ઊભા થઈ ગયા, લૂગડાં ખંખેર્યાં ને માકણ વીણવા લાગ્યા. પણ 'વીણવું' શબ્દ અસ્થાને કહેવાય. પથારી પર જ્યાં હાથ ફેરવીએ ત્યાં માકણ પકડાય.

આ વીરોની અનેક જાત સાથે મારે આખી જિંદગી લડવું પડ્યું છે. વીંટીમાં જડવા જેવાં નાનાં ગોળ માણેકની જાત જોઈ છે. રમવાનાં પાનાંમાં ચીતરી હોય એવી હૃદય-ઘાટની લાલ બદામની જાત પણ જોઈ છે. મધરાતે છતમાંથી પૅરેશૂટિસ્ટની માફક સીધા પથારીમાં પડી દિવસ ઊગ્યા પહેલાં ઉપર ચડી જનાર, જર્મન રેઈડરના પણ આદર્શરૂપ, બિજાપુર જેલના લાંબા જાડા ઘઉં જેવા ઘાટના વીરો પણ નિહાળ્યા છે. અને યરોડાના ગોળ સળીઓ જેવાનો પણ મને પરિચય થયો છે. પણ ચપળતામાં કે હિંમતમાં, આક્રમણ કરવાની અડગતામાં કે ડંખ દેવાની ચીવટાઈમાં, આ માકણોનો જોટો મેં જોયો નથી.

વિષ્ણુની માફક ક્ષીરસાગરમાં કે શિવની માફક હિમાલય પર જઈ બેસવાની અમારી શક્તિ નહોતી,

એટલે અમે બંને આખી રાત વિનાશકતા પ્રસારી રહ્યા. સવાર પડી ને અમે થાકયા, તોપણ અમે દુશ્મનોનો પૂર્ણ સંહાર ન કરી શકયા. સૈન્યનો મોટો ભાગ, એમણે લૂંટેલા રુધિરથી સમૃદ્ધ, પોતાના ગઢોમાં સંતાઈ ગયો.

ગુજરાતના એક ગામની ખ્યાતિ છે કે ત્યાંના ભાવિક જૈનો બધા માકણો એક ખાટલામાં નાખે છે અને દર ત્રીસ દિવસે એક વટેમાર્ગુને ચાર આના આપી તેના પર સુવાડે છે. આથી ચાર આનાના જ ખર્ચમાં માકણો મરવા દેવાના પાપમાંથી એ લોકો બચી શકે છે. શ્રાવક થયા વગર ને ચાર આના ખર્ચ્યા સિવાય મારાં બહેન-બનેવીના પડોશી મિત્રને આટલા માકણો પોષવાનું પુણ્ય મળ્યું !

સવારે અમારી ન્યાતના તાજા પાસ થયેલા એક મિત્રે અમને છાત્રાલયના સુપરિન્ટેન્ડન્ટ ભાઈશંકરને મળી આવવાનું કહ્યું. તેણે એની પાસે અમારી સિફારસ કરી મૂકી હતી. અમે તો હરખાતા હરખાતા કૉલેજ તરફ ગયા. અમે જગત જીતવા નીકળ્યા હતા તે વિષે અમને જરાય શંકા નહોતી. વડોદરા કૉલેજના મકાનની પ્રશંસામાં અમારા એક કૉલેજના કવિએ લખ્યું હતું :

'શું શૈલેન્દ્ર ? ન હિમ કાંઈ પડતું,
મન્દાકિની ના વહે.'

મારામાં કાવ્ય લખવાની શક્તિ હોત તો તે સવારે હું પણ એવું કંઈક લખી કાઢત.

જ્યારે અમે સુપરિન્ટેન્ડન્ટની ખોલી આગળ પહોંચ્યા ત્યારે ગર્વથી ફાટફાટ થઈ રહ્યા હતા.

ખોલી આગળ હજામત કરાવવા બેઠેલા એક વિદ્યાર્થીને અમે પૂછ્યું કે, 'ભાઈશંકર સુપરિન્ટેન્ડન્ટ ક્યાં છે?'

તેણે ઘણા મિજાજથી પૂછ્યું, 'ક્યાંથી આવો છો?'

અમે સુપરિન્ટેન્ડન્ટને મળવા આવ્યા હતા, આવા તોછડા સવાલોના જવાબ આપવા નહોતા આવ્યા; એટલે મને મારું સ્વમાન ઘવાતું લાગ્યું. સ્વમાન ઘવાયાનો પ્રસંગ આવતો કે મારું માથું ફરી બેસતું; અને સામાને તરત ફટકો મારવાની વૃત્તિ રોકાતી નહોતી. તેમાં આ તો મારો પહેલો અનુભવ. 'ક્યાંથી? જોતા નથી? પેલા દરવાજામાંથી,' મેં પણ તોછડાઈથી જવાબ વાળ્યો. દૂર ઊભેલા બેત્રણ છોકરા હસી પડ્યા.

'શું કામ છે? મને કહો.' પેલા વિદ્યાર્થીએ પૂછ્યું.

'તેની તમારે શી પંચાત?' પ્રાણલાલભાઈને મારો ચેપ લાગ્યો, 'ભાઈશંકર ક્યારે આવશે?'

'બપોરે.'

પહેલે જ ધડાકે રોફ બેસાડી અમે હરખાતા હરખાતા પાછા આવ્યા.

સાંજના અમારા ગ્રૅજ્યુએટ મિત્ર મળ્યા ત્યારે રોફની પારાશીશીમાં પારો તળિયે જઈને બેઠો.

અધિકારની રૂએ તો 'બોર્ડિંગ'નો સુપરિન્ટેન્ડન્ટ દર વર્ષે બી. એ.માં અંગ્રેજીમાં પહેલો આવે તે ફેલો–ગણાતો. ભાઈશંકર તો કૉલેજનો કારકુન હતો, પણ દર વર્ષે બદલાતા ફેલોને તે ગળી જતો હોવાથી બધા તેને માનાર્થે સુપરિન્ટેન્ડન્ટ કહેતા હતા. અને અમે તો ખરા સુપરિન્ટેન્ડન્ટનું અપમાન કરી આવ્યા હતા!

જેમ તેમ કરતાં અમારા મિત્રની મદદથી અને તાપીદાસકાકા પરની ચિઠ્ઠીના ઉપયોગથી આખરે 'ડાઈસેકશન હૉલ' નામે ઓળખાતા સગવડ વગરના મકાનમાં બીજા ચારપાંચ વિદ્યાર્થીઓ જોડે અમને રાખવામાં આવ્યા.

'બોર્ડિંગ'માં જમવાની કલબોમાં 'સુરતી કલબ' વધારે પ્રતિષ્ઠા ધરાવતી હતી. ત્યાં પણ અમે અમારી પહેલાં કૉલેજમાં ભણી ગયેલા ન્યાતીલાઓની ઓળખાણના જોર પર દાખલ થવા ગયા. પણ તેઓ કલબમાં વાયડા તરીકે પંકાયેલા હતા એટલે અમને તેમાં દાખલ ન કર્યા. આખરે અમે 'પાટીદાર કલબ'માં જોડાયા.

બીજે દહાડે અમે કલબમાં જમવા ગયા. કલબમાં ત્રણ અબોટિયાં પહેરેલા બ્રાહ્મણો હતા, તે સાથે બેઠા; અમે બે અને ત્રીજા અમારા ફેલો સાહેબ!

'કેમ, મુનશી બ્રધર્સ,' તેનાથી ટકોર કર્યા વિના ન રહેવાયું, 'હવે મને ઓળખ્યો કે?'

'અરે, અમે તો તમને ક્યારના ઓળખીએ છીએ,' પ્રાણુલાલભાઈએ ઉત્તર દીધો.

અમારી વચ્ચે વિગ્રહ ચાલુ રહેવાનો તેની અમને ખાતરી થઈ ગઈ.

'ડાઇસેકશન હોલ'માં બીજા ત્રણ અનાવલા વિદ્યાર્થીઓ હતા, તેમની સાથે તો અમારે તરત દોસ્તી થઈ ગઈ. માત્ર છઠ્ઠો ભટ કરીને હતો તે અતડો ને અળગો રહ્યો ને પહેલા જ દિવસથી તેણે રોજના આઠ દશ કલાકનો અભ્યાસ શરૂ કર્યો. અમારાં ગપ્પાં ને તોફાન એને પસંદ નથી એ વાત અવારનવાર તે અમને કોઈ ને કોઈ રીતે જણાવતો.

એવામાં 'વાંકાનેર નાટક મંડળી' વડોદરે આવી અને બેચાર દિવસ પછી હું મારા મિત્રોને નાટક જોવા લઈ ગયો.

મેં ભટને પણ અમારી સાથે આવવાનું બહુ કહ્યું પણ તે એકનો બે ન થયો. 'મારા બાપાએ મને અહીંયાં ભણવા મોકલ્યો છે, નાટક જોવા નહિ,' એણે કહ્યું.

'ઓત્તારા બાપા!' એક અનાવિલ મિત્રે જવાબ દીધો.

જ્યારથી, અમારા બાપાઓએ અમને નટ થવા માટે કૉલેજમાં મોકલ્યા છે, એવો ધ્વનિ ભટે કાઢ્યો ત્યારથી, એની સગવડ જોવાની અમારી જે જુમ્મેદારી હતી તે જતી રહી એમ અમે માનવા લાગ્યા.

રાતના બેત્રણ વાગ્યે નાટક પૂરું થાય એટલે ધીમે ધીમે ચાલતા, રાગ બેસાડતા અમે પાછા આવીએ; અને પછી જો પ્રાણલાલભાઈને ગાવાનું શૂર ચડે તો અમે સાથ આપવા તૈયાર જ હોઈએ.

એક શનિવારે અમે 'નર્મદા' નામનું નાટક જોઈ આવ્યા અને ત્રણેક વાગ્યે પ્રાણલાલભાઈએ એમના બુલંદ અવાજે લલકારવા માંડ્યું :

'બલિહારી, જાઉં વારી, તારી પ્રીતમાં.
તારી આંખોના તારા,
મને પ્રાણથી પ્યારા,
પ્રિય, થાશો ના ન્યારા,
જો...મન લૂંટનારા.'

અને અમે બધા ચગ્યા. ગીતે સંઘગાનનું સ્વરૂપ લીધું. એક જણે ટેબલ પર તાલ આપવાનું શરૂ કર્યું, બીજાએ હોઠ વતી હાર્મોનિયમ વગાડવાનું શરૂ કર્યું. આ રીતે પરોઢિયે ચાર વાગ્યે 'ડાઇસેકશન હૉલ' ગાજી ઊઠ્યો.

બીજે દહાડે સવારે અમારામાંથી એક જણે ભટને 'ફ્રેલો'ની ઓરડીમાંથી બહાર નીકળતો જોયો. જમતી વખતે ફ્રેલો સાહેબે કટાક્ષ કર્યો, "'ડાઇસેકશન હૉલ'માં તો રાતે બુલબુલ બોલતાં હતાં."

'બુલબુલ હતાં ને?' પ્રાણલાલભાઈએ જવાબ વાળ્યો, 'કાગડા તો નહોતા ને?'

'સમાલજો, હું ચેતવણી આપું છું,' ફ્રેલોએ કહ્યું.

ભટની ખબર લેવાનો અમે સંકલ્પ કર્યો. એ બપોરે બાર વાગ્યે ઉઘાડે પગે—એ જોડા કદી પહેરતો નહિ—'ડાઇસેકશન હૉલ' તરફ આવતો દેખાયો, એટલે બારણું અંદરથી વાસી, ઓઢીને અમે સૂઈ ગયા. રસ્તો તપીને અંગારા જેવો બન્યો હતો. થનગનતે પગે ભટ આવ્યો ને બારણાં ઠોકયાં. ઊંઘતાં જાગ્યાં જાણ્યાં છે, પણ જાગતાં કોઈ દિવસ જાગ્યાં છે? જેમ બારણાં ધધણે તેમ અમારાં નસકોરાંમાંથી વધારે જોરથી ઘઘરાટ સંભળાય. આખરે ભટ થાકયો ને બબડતો બબડતો, દાઝતે પગે, ફ્રેલોને તેડવા ગયો.

થોડી વારે ફ્રેલો, ભટ ને છાત્રાલયનો ઘાટી હૉલનાં બારણાં ઠોકવા લાગ્યા. અમે તો મુચકુંદની નિદ્રામાં પડેલા તે ક્યાંથી જાગીએ? આખરે બારણાં ઉતારવાની વાત સાંભળી, ત્યારે અમારામાંના એકે બારણું ઉઘાડયું ને અમે આંખો ચોળતા પથારીમાં બેઠા થયા.

'શું કરો છો?'

'અમે કાલે નાટકમાં ગયા હતા તે ઊંઘ બહુ આવી ગઈ.'

ફ્રેલોને જોઈતી તક મળી. અમારી નફટાઈ, સંગીત, અમારાં માબાપો તરફ અમારું કર્તવ્ય, એ બધા વિષયો પર એણે લંબાણથી વિવેચન કર્યું, અને 'મુનશી બ્રધર્સ'ને તો કૉલેજમાંથી કાઢી મૂકવા પડશે તેવો પણ ઉલ્લેખ કર્યો.

વાતમાં ને વાતમાં એણે મારે વિષે પણ કંઈક ટીકા કરી, એટલે મારું મગજ ફર્યું. પથારીમાંથી ઊઠી હું એની સામે જઈ ઊભો. 'જુઓ મિસ્ટર ફેલો, તમારે જે કહેવું હોય તે જલદી કહી નાખો. અમને ઊંઘ આવે છે. તમે જાઓ એટલે અમારે પાછા ઊંઘી જવું છે.'

ફેલો લાલપીળો થઈ ગયો. 'હું જોઈ લઈશ, જોઈ લઈશ' કહેતો તે ચાલી ગયો. કરતાં તો કર્યું, પણ અમારા બધાંના હાંજા ગગડી ગયા. શું થશે? કૉલેજમાંથી કાઢી મુકાવશે? અમે તો વીલે મોઢે એકબીજાની સામે જોતા બેઠા.

અમારામાંનો એક કૉલેજના અગ્રગણ્ય મનાતા ત્રણ વિદ્યાર્થીઓને ઓળખતો હતો, તે એમની પાસે મદદ માગવા ગયો. એ ત્રણ—'પી. કે.', 'પંડ્યાકાકા' ને અંકલેસરિયા — કૉલેજની બધી પ્રવૃત્તિઓ ચલાવે, સુધારાની હિમાયત કરે, અને સુરતી કલબનું સમ્રાટપદ ભોગવે. અમે 'ફેલો' સાથેના વિગ્રહની કથા એમને અથથી ઇતિ સુધી કહી. એમને પણ ફેલો પર તિરસ્કાર હતો, એટલે અમને અભયદાન દેતાં એ જરાય ખંચાયા નહિ.

બીજે દિવસે ફેલોનું ફરમાન છૂટયું. ભટને બહાર રાખવા માટે અને એમનું અપમાન કરવા માટે 'મુનશી બ્રધર્સ'ને બે રૂપિયા દંડ અને બીજાઓને રૂપિયો રૂપિયો! જેવું ફરમાન આવ્યું કે 'પી. કે.'એ પ્રિન્સિપાલ પર મોકલવાની અપીલ ઘડી કાઢી.

પ્રિન્સિપાલે એ અપીલની તપાસણી ગણિતના અધ્યાપક તાપીદાસકાકાને અને સંસ્કૃતના પ્રોફેસર આતેંને સોંપી.

વૃદ્ધ તાપીદાસકાકા આખી કૉલેજના 'કાકા' હતા. એમનું હેતભર્યું હાસ્ય બધાને વશ કરતું. બધાને સાંત્વના દેવાની એમનામાં અજબ શક્તિ હતી. 'બંને તરફ ઘણું ઘણું કહી શકાય,' એ એમનું પ્રિય સૂત્ર હતું.

એ ઠીંગણા હતા. એમની ઝીણી આંખો હમેશાં નાકના ટેરવા પર મૂકેલાં ચશ્માં ઉપરથી ચમકતી. એ અંગરખો, પાટલૂન, લોચો થઈ ગયેલાં મોજાં ને દક્ષિણી જોડા પહેરતા. ચોમાસામાં એ નાળવાળા હોલબૂટ પહેરતા.

એક વખત એ હોલબૂટ પહેરીને આવ્યા, ત્યારે કેટલાક તોફાની છોકરાઓએ એ વ્યાસપીઠ પર ફટાકડાની ટીકડીઓ વેરી મૂકી હતી. બોર્ડ પર દાખલો ગણતાં કાકા આમથી તેમ ફરવા લાગ્યા, એટલે અવારનવાર ટીકડી પર બૂટની નાળ પડતાં ધડાકા થયા. અવાજ સાંભળી પ્રિન્સિપાલ ટેટે આવી, આખા વર્ગને કૉલેજમાંથી કાઢી મૂકવાની ધમકી આપી. કાકા વચ્ચે પડ્યા: 'Boys will be boys. હવે ફરી નહિ કરે. કેમ છોકરાઓ?' અને આખો પ્રસંગ કોઈને પણ શિક્ષા થયા વિના પતી ગયો.

કાકાએ ને આતેંસાહેબે અમને બોલાવ્યા. મારા મિત્રોએ મને આગળ કર્યો. કૉલેજમાં આવતાં

વાર જ આ શિક્ષા થશે, તો બાપાજી શું કહેશે એ વિચારે હું ધ્રૂજતો હતો. હું તો ગભરાતો ગભરાતો આગળ ગયો.

થોડે દૂર અમારા ફેલો સાહેબ બેઠા હતા.

"તું 'મુનશી બ્રધર્સ'માંનો એક કે?"

'જી, હા.'

'શું છે? સાચેસાચું કહી દે.' કાકાએ ફરમાવ્યું.

'સાહેબ,' મેં કહ્યું, 'અમે શનિવારે રાતે નાટકમાંથી આવી જરા ગાયન બેસાડતા હતા, એટલે ભટે જઈને ફેલોને ફરિયાદ કરી. ત્યારથી ફેલો સાહેબ ગુસ્સે થયેલા છે.'

'ગાયું તેમાં શું થયું?' આર્તે સાહેબે પૂછ્યું. 'પણ ભટનું ને ફેલોનું અપમાન કર્યું—તમે બંનેએ એ?'

'ના સાહેબ, બપોરે અમે ઊંઘતા હતા, ને ભટ તેમ જ ફેલો સાહેબ આવ્યા. એમણે બારણાં ઠોકયાં તે અમે સાંભળ્યાં નહિ. સાહેબ, એ અમારી ગુનેગારી?'

'પણ એમાં અપમાન કેવી રીતે થયું?' કાકાએ પૂછ્યું.

'કંઈ નહિ સાહેબ, ઊલટું એમણે અમને અડધો કલાક ઠપકો આપ્યો. એમણે કહ્યું કે, અમે

કૉલેજને લાયક નથી, બાપના પૈસા બગાડીએ છીએ, અમને કૉલેજમાંથી કાઢી મૂકવા જોઈએ.'

'That's it' કાકાએ ફેલોને કહ્યું. 'આ છોકરો અપમાન કરે? અને તું એમને આવાં લેક્ચર આપે? બે મહિના પર તો તું પોતે જ વિદ્યાર્થી હતો. અધિકાર આવ્યો એટલે આ રુઆબ?'

'પણ સાહેબ, મારું અપમાન કર્યું.' ફેલોએ કહ્યું.

'અરે આયે વિદ્યાર્થી ને તુંય વિદ્યાર્થી. ગાયન ગાયું એટલે ગુનો થઈ ગયો? આવાં આવાં ભાષણ તે કરીએ? અરે, મારા ભાઈ, આવા છોકરાઓ જોડે બે ઘડી બેસીએ, બોલીએ.' અને અમને કહ્યું, 'જાઓ, દંડ માફ. ખબરદાર, ફરીથી ફેલોનું અપમાન કર્યું છે તો.' ને ફેલો તરફ કાકા ફર્યા, 'નવા છોકરાઓ જોડે જરા મીઠાશથી વર્તીએ. જા, જા. Tempest in a pot.'

અમે વિજયડંકા વગાડતા બહાર નીકળ્યા અને ત્યાં ઊભેલા અમારા મિત્રોએ અમને વધાવી લીધા.

આ ઉત્સવ ઊજવવા અમે ચાર આનાનું ઉઘરાણું કર્યું, બજારમાંથી જલેબી ને ચેવડો મંગાવ્યાં, અને પંડ્યાકાકાની ખોલીમાં ઉજાણી કરી. 'પી. કે.'ની ટોળીમાં અમારી દાખલ થવાની વિધિ આમ પૂરી થઈ.

## ૨

આ અનુભવથી મને ઘણો જ લાભ થયો. મનમાં જ મગ્ન રહેવાથી મારામાં જે અતડાપણું હતું, તે હવે નીકળી જવા લાગ્યું. અને બીજાની સરખામણીમાં મારી શક્તિઓ ને અશક્તિઓનો મને થોડો ખ્યાલ આવ્યો. અને કૉલેજની આગેવાન ટોળકીનો હું પ્રિય થઈ પડ્યો.

કૉલેજનું વાતાવરણ 'સ્વપ્નદ્રષ્ટા'માં મેં વર્ણવ્યું છે. પણ મારા વિકાસનો ઇતિહાસ લખતાં, પુનરુક્તિનો દોષ વહોરીને પણ મારે તત્ત્વજ્ઞાનના અધ્યાપક પ્રોફેસર જગજીવન વલ્લભજી શાહનો ઉલ્લેખ કરવો જોઈએ.

'સ્વપ્નદ્રષ્ટા'ની સમાલોચના કરતાં 'પી. કે.' એ આ પ્રમાણે લખ્યું હતું:

> "સને ૧૯૦૨ થી ૧૯૦૬ સુધીમાં આ નવલકથાના લેખક શ્રી. કનૈયાલાલ મુનશી વડોદરા કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતા હતા. એ સમયે, વિદ્યાર્થીઓને સુભાગ્યે કૉલેજમાં અત્યંત પ્રભાવશાળી, વિદ્યાર્થીઓને પ્રેરણા આપી તેમના ભવિષ્યના જીવન ઉપર સચોટ અને સ્થાયી અસર કરવાની શક્તિ ધરાવનારા બે પ્રતિભાશાળી પ્રોફેસરો હતા. એક પ્રોફેસર જગજીવન વલ્લભજી શાહ અને બીજા પ્રોફેસર અરવિંદ ઘોષ. પ્રો. શાહ તર્કશાસ્ત્ર ને તત્ત્વજ્ઞાનના પ્રોફેસર હતા અને પ્રો. ઘોષ અંગ્રેજી અને ફ્રેન્ચના પ્રોફેસર

હતા. પ્રો. શાહને પાશ્ચાત્ય સંસ્કૃતિ તરફ પક્ષપાત હતો. તેમના જીવન ઉપર અંગ્રેજી લેખક મારટીનોની અદ્‌ભુત અસર હતી. મારટીનોની માફક ધાર્મિક માન્યતામાં તેઓ ‘યુનિટેરિયન’ એટલે માત્ર એક ઈશ્વરને માનનારા હતા. ધાર્મિક અને નૈતિક જીવનના તેઓ ચુસ્ત હિમાયતી હતા. તેઓ શરીરે સુંદર ને મોહક હતા. તેમની વાણીમાં માધુર્ય હતું. વિદ્યાર્થીઓ સાથે તેઓ પુષ્કળ ભળતા હતા. તેમના કેટલાક વિદ્યાર્થીઓને તેઓ કોઈ કોઈ વખતે પોતાને ઘેર જમવા અને ચા પીવાને નિમિત્તે બોલાવતા હતા; અને તેમની સાથે વિધવિધ પ્રકારની વાતો કરી તેમને આડકતરી રીતે ઉપદેશ આપતા અને તેમની દૃષ્ટિમર્યાદા વિશાળ બનાવતા હતા. કૉલેજની ‘ડિબેટિંગ સોસાયટી’માં તેઓ વારંવાર પ્રમુખપદ લઈ સરસ ભાષણો આપતા. પ્રો. શાહની અસરથી કૉલેજના ઘણા વિદ્યાર્થીઓ ધાર્મિક અને સામાજિક બાબતોમાં આગળ પડતા વિચારો ધરાવતા થયા હતા. . . . રૂઢિચુસ્ત વિદ્યાર્થીઓ ઉપર તે સમયના વડોદરાના ‘શ્રેયઃસાધક અધિકારી વર્ગ’ની પ્રબળ અસર હતી. રૂઢિચુસ્ત વિદ્યાર્થીઓ પાશ્ચાત્ય સુધારાને અને પ્રો. શાહ અને તેમના અનુયાયીઓને નિંદવામાં આનંદ માનતા હતા. . . . રાજકીય બાબતોમાં તેઓ ફિરોઝશા અને રાનડેના

સંપ્રદાયના હતા. એ વિષયમાં તેમનાં ભાષણો અને ઉપદેશો તેટલે અંશે મર્યાદિત હતાં. અલ્પ આયુષ્ય ભોગવી પ્રો. શાહ સને ૧૯૦૫માં ભરજુવાનીમાં સ્વર્ગસ્થ થયા."[1]

'પી. કે.' પ્રો. શાહનો પ્રિય શિષ્ય અને તેનો શિષ્ય હું. 'સ્વપ્નદ્રષ્ટા'માં મેં 'પી. કે.'નું પણ ચિત્ર આપ્યું છે, જોકે એ ઉપરથી કોઈ એમ ન ધારી લે કે એ નવલકથાના બધા પ્રસંગો વાસ્તવિક જીવનમાંથી લીધા છે.

". . . (એનું) અંતર નિર્મલ ને (એનો) ઉત્સાહ સર્વગ્રાહી હતાં. પ્રમાણિક ને નિખાલસ તે, બધા તરફ સ્નેહાળતાથી જોતો; અને ઊંડા ભાવો અનુભવવાને અશક્ત છતાં આછા ભાવને સ્થિર ને શાશ્વત સ્વરૂપે ટકાવી રાખવામાં નિપુણ હતો. એનો ઉત્સાહ ગગનને સ્પર્શતો નહીં, તેમ કદી અસ્ત થતો નહીં. તેની જિજ્ઞાસાની મર્યાદામાં જીવનનાં બધાં ક્ષેત્રો ને પ્રશ્નો આવી જતાં અને દરેક વિષયનું તેનું જ્ઞાન થોડું પણ ચોક્કસ હતું. તે પુસ્તકો કરતાં છાપાંનો ભક્ત હતો અને ખાસ કરી હિંદની દરેક પ્રવૃત્તિ પર, છોકરાઓને તે કંઈ ને કંઈ નવું કહી શકતો. ઈશ્વર ને ધર્મ, લોકશાસન ને સ્ત્રીસ્વાતંત્ર્ય, ન્યાત ને પુનર્લગ્ન, અંગ્રેજી સત્તા ને સ્વદેશી

૧. પ્રાણલાલ કિરપારામ દેસાઈ: 'સ્વપ્નદ્રષ્ટા.' બુદ્ધિપ્રકાશ, ફેબ્રુઆરી, ૧૯૨૮.

અભિલાષા—બધા પર તેના અભિપ્રાયો આગળ પડતા હતા. . . . વિદ્યાર્થીઓમાં જે પ્રગતિપંથ હતો તેનો તે નેતા હતો અને 'ડિબેટિંગ સોસાયટી'માં જૂના વિચારોને તિરસ્કરણીય ઠેરવવામાં મુખ્ય ભાગ લેતો."[1]

૧૯૦૨ની મારી નોંધપોથીમાં એક નોંધ છે:

'આમોદના પી. કે. દેસાઈની મૈત્રીનું મને માન મળ્યું છે. બધા મિત્રોએ મળીને જે શીખવ્યું છે તેનાથી વધારે તેણે એકલાએ મને શીખવ્યું છે.'

જ્ઞાન ને વિકાસ માટે વલખાં મારતા મારા જેવાને એની સોબત બહુ ઉપયોગી નીવડી.

શાળામાં હતો ત્યારથી નેપોલિયને મારી કલ્પના ઉત્તેજી હતી. પૈસા હાથમાં આવ્યા કે તરત જ મેં એબટનું એનું જીવનચરિત્ર[2] ખરીદ્યું અને તેને ઘણા જ સદ્‌ભાવથી વાંચ્યું.

"આ પુસ્તકનાં પાનાં પર ખીચોખીચ પથરાઈ રહેલા ઝીણા ટાઈપમાંથી—સુવ્યવસ્થિત ઉદ્યાનમાં ઊગેલા ઝીણા ઘાસમાં, સર્જનકાળથી શાંત થઈ સૂતેલા કોઈ મહાન દેવની દેહરેખા ઊડતી દેખાય તેમ—એક આકૃતિ નીતરી, તે ભૂરા ઓવરકોટ ને ત્રિકોણી ટોપીની,

૧. સ્વપ્નદ્રષ્ટા; પાનું ૧૧૮–૧૧૯ (બીજી આવૃત્તિ)

૨. Abbot: Napoleon.

બખ્તરથી દુર્જય અને જામાથી તેજસ્વી એવી શોભામાં — નીચી ને જાડી — માનવજીવનના પ્રતાપી પ્રાતઃકાલના આદર્શ સરખા આ અર્વાચીન મહાવીરની. છાતી પર તબિયત વાળી, તેણે હાથ રાખ્યા હતા. આરસ શા એના સફેદ મુખ પર દેવોને દુર્લભ એવી શાંતિ ઓપતી. સુરેખ હોઠ નિશ્ચલતાથી બીડેલા હતા. નાકનું ગાંડીવ ગગનવેધી આકાંક્ષાઓથી ખેંચાઈ રહ્યું હતું. અચલ ભાલ પર ઉગ્ર એકાગ્રતા ત્રીજી આંખની જ્વલંત વિનાશકતા સરખી વિરાજતી. અને ઊંડી આંખોની ભવ્ય સ્થિરતામાં દેખાતા સર્જન ને સંહારની વહ્નિજ્વાલાના વિવિધ રંગોમાં એકાગ્ર થયેલી શક્તિની જ્યોત ઝળહળતી જણાતી.

જેમ જેમ તેનું વ્યક્તિત્વ સુદર્શનની આગળ વિકસતું ગયું, તેમ તેમ તેણે નેપોલિયનને તેનાં પરાક્રમો ફરીથી કરતો જોયો. તેની વિજયી આજ્ઞાથી ટુલોન ને લોહીનાં ક્ષેત્રો ગાજ્યાં; તેના ભયંકર ઉત્સાહે ઇજિપ્ત ને સીરિયાનાં રણોની બળતી વિષમતા ઠારી, ને આલ્પ્સનાં હિમગ્રસ્ત શિખરોને માત કર્યાં. ત્રિપુરારિના ત્રિગુણાતીત પ્રતાપે તેણે જીના, મેરેંગો ને ઓસ્ટરલિટઝનાં તાંડવ ખેલ્યાં; અને મૉસ્કોથી પાછા આવતાં પરાજયમાં વિજેતાની મહત્તા દાખવી. વૉટર્લૂમાં તે પડયો; સેન્ટ

> હેલેનામાં તે અભંગ ગૌરવથી સડચા કર્યો. તે ફ્રાન્સનો આત્મા, આદર્શ અને વિધાતા બન્યો. યુરોપને તેણે સંહાર્યું, અને નવો પ્રાણ અર્પી તેને ફરીથી જીવિતદાન દીધું.
>
> ફરીથી તે જીવ્યો, ઘૂમ્યો, ગાજ્યો — સૃષ્ટિભરના એકાકી સમ્રાટની અવર્ણનીય ભવ્યતાથી; અને સુદર્શનનાં સ્વપ્નાં સમૃદ્ધ કરી, તેની માનવતાને નવા તેજે તેણે ચમકાવી.”[૧]

આ પુસ્તકની પ્રેરણાથી મેં એક અંગ્રેજી મહાકાવ્ય લખવાની પણ શરૂઆત કરી હતી. નેપોલિયનનું સ્થાન હજી મારા નાનકડા દેવમંદિરમાં છે. એનો પ્રતાપ ઘણી નિર્બળ પળોમાં મારા શિથિલ મનને પ્રેરે છે.

તે વખતે સ્ત્રીઓને કેળવણી આપવી કે નહિ તે બાબતમાં વિદ્યાર્થીઓમાં સતત ઝઘડા થતા. પી. કે. સ્ત્રીકેળવણીના અગ્રણી હિમાયતી હતા. સ્ત્રીની મહત્તા ને સમાનતામાં મને જન્મથી અવિશ્વાસ હતો જ નહિ. મેં ચિન્તામણિ સંપાદિત ‘સમાજ-સુધારો’[૨] અને મીલનું ‘સ્ત્રીઓની પરાધીનતા’[૩] જેમ સમજાયાં તેમ વાંચી નાખ્યાં, તેના મુદ્દાઓની

---

૧. સ્વપ્નદ્રષ્ટા : પૃ. ૧૧૬-૧૧૭ (બીજી આવૃત્તિ).

૨. C. Y. Chintamani : *Indian Social Reform.*

૩. John Mill : *Subjection of Women.*

નોંધ કરી, તેના કેટલાક ફકરાઓ ગોખી નાખ્યા, અને યુદ્ધમાં ઊતરવા તૈયાર થઈ ગયો.

વિદ્યાર્થીઓનો મોટો પક્ષ સ્ત્રીઓને ભણાવવાની વિરુદ્ધ હતો, અને તેના અગ્રણીઓ શ્રી. નરસિંહાચાર્યે વડોદરામાં સ્થાપેલા 'શ્રેયઃસાધક અધિકારી વર્ગ'ના સભ્યો હતા. બે પક્ષ વચ્ચે હમેશાં વાદવિવાદ ચાલતો.

એક વખત 'સ્ત્રીશિક્ષણ' પર કૉલેજના 'વાદ-મંડળ'માં વિવાદ થયો. એક વિદ્યાર્થીએ તાળીના ગગડાટ વચ્ચે કહ્યું, 'સદ્‌ભાગ્યે મારી સ્ત્રીને ભણતાં નથી આવડતું ને આવડતું હોત તો ભુલાવી દેત !' બીજાએ કહ્યું, 'પુરુષ ને સ્ત્રી સમાન ક્યારનાં? શા માટે બંનેને ભણાવવાં? બંનેમાં બહુ ફેર છે. પુરુષમાં ગર્દભતા ઉમેરો એટલે સ્ત્રી થાય. He માં ass ઉમેરો એટલે she થાય. Lion માં ass ઉમેરો એટલે Lioness થાય. Duke માં ass ઉમેરો એટલે Duchess થાય.'

આ બધો વિવાદ માત્ર સિદ્ધાંતો પૂરતો નહોતો. બે સુશીલ સ્ત્રીઓ ગુજરાતની પહેલી ગ્રેજ્યુએટ થઈ આજે આપણા પ્રાંતને શોભાવે છે, તે આ ઝઘડાઓનો વિષય હતી.

સ્ત્રીઓના સ્વાતંત્ર્યના વિગ્રહમાં અમને એક અણધાર્યું નિશાન મળી ગયું. ખરી ખોટી આખ્યાયિકા હતી કે અમારો ફેલો જ્યારે બીજી કૉલેજમાં હતો, ત્યારે તેણે એક સહવિદ્યાર્થિનીને શાકુંતલનો એક

શ્લોક[1] લખીને આપ્યો હતો, અને પરિણામે તેના ભાઈને હાથે માર ખાધો હતો. અમારા હાથમાં આ બ્રહ્માસ્ત્ર આવી પડ્યું.

અમને પણ 'શાકુંતલ' ચાલતું હતું એટલે અમે એ શ્લોક મોઢે કર્યો; અને નહાતાં, જમતાં, ટેનિસ રમતાં, કૉલેજની ગેલરીમાં ફરતાં, એ શ્લોકનું અમે રટણ કરવા માંડ્યું.

અમારો આ જાપ અમારા મંડળના સંસ્કૃત જાણનારાઓએ ઉપાડી લીધો. પંડ્યાકાકાએ જમતી વખતે દરરોજ એ બોલવા માંડ્યો, અને नमः पार्वतीपतये नमः ની ઘોષણાથી શ્લોક પૂરો કરવાને બદલે 'नमः . . . यै नमः' ઉચ્ચારી પેલી વિદ્યાર્થિનીનું નામ જોડી અમારા જાપને સાર્થક બનાવ્યો. બીજાઓ પણ એ શ્લોક બોલવા લાગ્યા. જ્યાં 'ફ્લૅા'નાં દર્શન થાય કે 'पद्मताम्रौ'નું ગુંજન, રટણ કે ઘોષણા સંભળાય જ. આ શ્લોક કેમ લોકપ્રિય થઈ પડ્યા તે 'ફ્લૅા'ને

૧. किं शीतलैः क्रमविनोदिभिरार्द्रवातान्
संचारयामि नलिनीदलतालवृन्तैः ।
अङ्के निधाय करभोरु यथासुखं ते
संवाहयामि चरणायुतपद्मताम्रौ ॥

અભિજ્ઞાન શાકુન્તલ : અંક ૩, શ્લો. ૧૯.

[ શું શીતળાં કમળપાન તણે જ પંખે,
કંઈ થાકહારક ભીના મૃદુ વાયુ ઢોળું ?
કે અંક લેઈ સુતનુ ! સુખ થાય તેમ,
પંપાળું તુજ ચરણો સખિ, પદ્મરાતાં ?

'શકુન્તલાનું સંભારણું'—કવિ નાનાલાલ

પણ સમજાયું, અને આથી હેરાન થઈને પોતાની ખોલીમાં જ ભરાઈ રહેવા લાગ્યો. ભૂલેચૂકે અમને જુએ કે તરત બીજે રસ્તે ચાલી જાય, અને આખરે 'સ્ત્રીકેળવણીના આદ્યવૈરી,' (Arch-enemy of female education), 'વનિતાવાત્સલ્યવિરોધી,' (Knight of unchivalry) અને 'જૂના વિચારકોમાં શ્રેષ્ઠ,' (Orthodox-જેનો ઉચ્ચાર અમે 'અર્થાડૉગ્સ' કરતા-in chief)નાં દર્શન પણ દુર્લભ થઈ ગયાં.

ટર્મ પૂરી થવા આવી ત્યારે એને છેલ્લી વાર બનાવવાનો અમે નિશ્ચય કર્યો.

એપ્રિલની પહેલી તારીખે રાતે બે વાગ્યા સુધી ગપ્પાં માર્યાં ને ગાયન ગાયાં; પછી ફ્રેલોનાં દર્શન કરવાની અમને ઉત્કંઠા થઈ. હું સૌથી નાનો એટલે મારે પથારીમાં બેસી રહેવું એવો નિર્ણય થયો; બાકી બધા મિત્રો ક્રિકેટની બાઉંડરીના વાંસડા લઈ 'ચોર ચોર'ની બૂમો મારતા બહાર પડ્યા. અમારી બૂમો સાંભળી ફ્રેલો, ભાઈશંકર, છાત્રાલયના બહાદુર છોકરાઓ અને ઘાટીઓ લાકડી તેમ જ ફાનસ લઈ દોડતા આવ્યા.

આજે જ્યાં નવું છાત્રાલય છે ત્યાં તે વખતે ખેતરો હતાં. એ ખેતરો અને કૉલેજ વચ્ચે એક ખાઈ હતી.

ચાર ચાર કે પાંચ પાંચ વિદ્યાર્થીઓ સાથે રહી, ખાઈ ઓળંગી ચોરોને પકડી પાડવા ખેતરોમાં ગયા. ફ્રેલોને પણ અમે ચોરોનું બને તેટલું આબેહૂબ

વર્ણન આપ્યું. મને ગભરાતો જોઈને કે પછી ચોરોને મળવાની સૂગથી ફેલો ને ભાઈશંકર મારી પાસે જ બેસી રહ્યા.

ઘણો વખત થયો પણ એકેય ચોર પકડાયો નહીં.

'ભાઈશંકર,' ફેલોએ કહ્યું, "આ 'એપ્રિલ ફૂલ'નો તમાશો તો નહીં હોય?"

'અરે મારા ભાઈ, જોતા નથી? નહીં તો કનુભાઈ આમ બી મરે?'

આ તોફાનનું અણધાર્યું પરિણામ આવ્યું. છાત્રાલયમાં ચોરી થઈ છે એવી વાત સાંભળી પ્રિન્સિપાલે પોલીસને ધધડાવીને કાગળ લખ્યો. ચોર કેટલા હતા, કેવા હતા, શું ચોરાયું, તેની વિગતો અમારે આપવી પડી. જ્યારે પોલીસને કોઈનો પણ મુદ્દામાલ હાથમાં આવતો કે તરત તે અમારો છે કે નહીં તે નક્કી કરવા માટે અમને બોલાવવામાં આવતા. પહેલાં તો અમને ગમ્મત પડી. પણ પછી અમે કંટાળી ગયા, અને અમારી બધી ચોરાયેલી વસ્તુઓ મળી ગઈ છે એમ લખી આપી ફોજદારને અમે છેલ્લા પ્રણામ કર્યા.

૩

વડોદરા કૉલેજમાં તે વખતે પૂરેપૂરી સ્વતંત્રતા હતી. જેને ભણવું હોય તે ભણે. અધ્યાપકો પોતાનું નિષ્કામ કર્મ કર્યે જતા.

હું કૉલેજમાં આવ્યો ત્યારે ટેટ સાહેબ પ્રિન્સિપાલ હતા. એ થોડાબોલા, ચોક્કસ ને સખત શિસ્ત

પળાવવામાં માનતા હતા. તે અંગ્રેજી કાવ્ય પણ ગણિતશાસ્ત્રીને શોભે એવી યાંત્રિક નિયમિતતાથી શીખવતા. એ પહેલેથી જ નોંધપોથીમાં તારીખવાર નોંધો કરી લેતા અને અમુક કાવ્ય ક્યારે શીખવવું તે નક્કી કરી રાખતા. અને જ્યારે એ કાવ્ય શીખવવાનું આવે, ત્યારે નોંધપોથીમાં તેની લખેલી તારીખને બરાબર અનુસરતા ને એમણે નોંધપોથીમાં શબ્દોના લખી રાખેલા અર્થ જ કહેતા.

અમારા અંગ્રેજીના પ્રોફેસર છ ફૂટ ઊંચા ને રૂપાળા જુવાન હતા. ભણાવવા કરતાં ગમ્મત કરાવવામાં જ વધારે વખત કાઢતા. એમની ઉંમર કેટલી હશે એ પ્રશ્ન ગહન હતો. કારણ કે પ્રિવિયસના વર્ગમાં પહેલે દહાડે એમણે કહ્યું કે, ડૉક્ટર જૉન્સન વિષે એમણે છ વર્ષ અભ્યાસ કર્યો હતો. તે જ દિવસે એમણે ઇન્ટરના વર્ગમાં કહ્યું કે, ફ્રેન્ચ વિપ્લવનો એમણે પૅરીસમાં રહીને આઠ વર્ષ સુધી અભ્યાસ કર્યો હતો. બપોર પછી એમણે બી. એ.ના વર્ગમાં કહ્યું કે, એમણે દશ વર્ષ સુધી ઑક્સફર્ડમાં રહીને શેક્સપિયરનો અભ્યાસ કર્યો હતો. આથી એમની ઉંમર ગણવાના કામમાં જ અમે રોકાયેલા રહેતા.

ઇતિહાસના અમારા પ્રોફેસર માયાળુ ને શાંત હતા. એ એટલા કર્તવ્યનિષ્ઠ હતા કે રોજ સાઠ મિનિટ રોમનો ઇતિહાસ શીખવે, અને આખા વર્ષમાં પાંચસો પાનાંમાંથી પંચોતેર પૂરાં કરે! કલાક શરૂ થાય ત્યારે વર્ગમાં એંશી વિદ્યાર્થીઓ હાજર હોય;

પણ પછી અરધો કલાક વીતે ત્યાં તો માત્ર જે વિદ્યાર્થીને એમની નજર સામે બેસવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થયું હોય તે એકલો જ વર્ગમાં રહે; અને કલાક પૂરો થતાં પાછા એંશીયે વિદ્યાર્થીઓ વર્ગમાં ભરાઈ જાય. આનું કારણ એ હતું કે કલાકની શરૂઆતમાં ને અંતમાં એમ બે વખત એ હાજરી લેતા. વર્ગમાં આ રીતે રોજ ભરતી ને ઓટ આવતાં. પણ એમની વાગ્ધારા અસ્ખલિત વહેતી અને એની અવગણના થાય તોય તેની નોંધ સરખી પણ તે લેતા નહીં. તાપીદાસ-કાકાની માફક એ પણ એમ જ માનતા કે, 'છોકરાઓ તો આખરે છોકરાઓ જ.'

દુકાળિયો ખાઈ ખાઈ ધરાય નહીં તેમ હું વાંચતાં ધરાયો નહીં. મેં લિટન, મેરી કૉરેલી ને ડુમાની વાર્તાઓ વાંચી. સર વૉલ્ટર સ્કૉટની વાર્તાઓ પણ વાંચી. પરંતુ તે મને બહુ ગમી નહીં.

મારું સાંસ્કારિક ઘડતર પૌરાણિક હતું. તેનું પરિવર્તન થતું ગયું. સંધ્યા કરવાનું છોડ્યું ને વર્ણાશ્રમમાં શ્રદ્ધા ચળી, એટલે દૂધમાં લીંબુનું ટીપું પડે ને તે જેમ ફાટે તેમ મારું આખું માનસ સંશયનો સ્પર્શ થતાં રૂપાન્તર પામ્યું.

ત્રિકાલ સંધ્યા છોડી મેં પ્રાર્થનામાલાની પ્રાર્થનાઓ બોલવા માંડી હતી. તે વાંચતાં બાઈબલમાં રસ પડ્યો. મેં એક વાર નોંધ્યું: 'ખ્રિસ્તી ધર્મ હું ધારતો હતો તેવો નિર્જીવ નથી. ઈસુખ્રિસ્ત આદર્શ પુરુષ છે.' ૧૯૦૨–૩માં મેં ખ્રિસ્તી ધર્મ વિષે ઘણું

વાંચ્યું; તેમાં જ્યારે ડીન ફેરારનું રચેલું ખ્રિસ્તનું જીવન-ચરિત્ર[૧] વાંચ્યું ત્યારે થોડો મોહ ઊતર્યો. પછી મેં નોંધપોથીમાં લખ્યું હતું: 'ખ્રિસ્તી ધર્મમાં ઈશ્વરનો ખ્યાલ મૂર્ખાઈ-ભર્યો છે. માણસ જેવો ઈશ્વર, તેને વળી દીકરો, અને વળી સાથે સિંહાસન ! ખ્રિસ્તી ધર્મ બાલિશ છે.' શિવપાર્વતીને પૂજનાર બાલકની બે વર્ષની પ્રગતિનું આ માપ પૂરું પાડે છે. પાછળથી ઈસુ ખ્રિસ્તના વ્યક્તિત્વની મોહિની વધી. રેનાને લખેલા ખ્રિસ્તના ચરિત્રે[૨] ઘણી સચોટ અસર કરી. ૧૭–૨–૧૯૦૭ની નોંધ તેની સાક્ષી પૂરે છે. 'ઈસુ-ખ્રિસ્તે મારા મનનો કબજો લઈ લીધો છે. હું એને મનમાંથી કાઢી ન નાખું ત્યાં સુધી મને જંપ વળવાનો નથી.'

પી. કે. સાથે તત્ત્વજ્ઞાનની ચોપડીઓ વાંચવાના મેં બાલિશ પ્રયત્નો કર્યા. પેઇનના 'માનવીના હક્કો',[૩] મીલનું 'સ્વાતંત્ર્ય',[૪] મીકેલેટનું 'ફ્રાન્સનો વિપ્લવ'[૫] વગેરે પુસ્તકો વાંચી, વિપ્લવ વખતે ફ્રાન્સની જે મનોદશા થઈ હતી તેવી મારી થવા લાગી. જૂનાં બંધનો નવા વિચારના સંઘર્ષણથી શિથિલ બન્યાં. ફ્રેન્ચ વિપ્લવના અભ્યાસથી સ્વાતંત્ર્ય ને સમાનતાનું મને ગાંડું લાગ્યું. સમાનતા એટલે વર્ણાશ્રમનો વિધ્વંસ

૧. Dean Ferar: *Jesus Christ.*

૨. Ranan: *Life of Christ.*

૩. Tom Paine: *The Rights of Man.*

૪. John Mill: *Liberty.*

૫. Michalet's: *French Revolution.*

એ તો તરત સમજાઈ ગયું; પણ ધીમે ધીમે અંગ્રેજ કલેકટર અને દેશી ડેપ્યુટી કલેકટર વચ્ચે જે ભેદ હતો તે પણ સમજાયો.

એક પ્રસંગ મને યાદ છે, કે જ્યારે રંગભેદમાં રહેલી અધમતાનો મને સચોટ અનુભવ થયો. સુરતમાં જ્યારે બાપાજી કલેકટરને મળવા જતા ત્યારે અમારી ગાડી બંગલાની અંદર જતી હતી. ભરૂચમાં પણ પહેલાં એ પ્રમાણે જતી હતી. પછી એક નવા કલેકટર બહાદુરે શિરસ્તો બદલ્યો. અમારી ગાડી બંગલા બહાર રોકવામાં આવી. પટાવાળાએ કહ્યું કે સાહેબનો એ પ્રમાણે હુકમ હતો.

બાપાજી લાલચોળ થઈ ગયા. મને પળ વાર થયું કે એ ગાડી પાછી વળાવી લેશે, પણ તેમણે ગજવામાંથી રૂમાલ કાઢ્યો, મોઢું લૂછ્યું, ગાડીમાંથી ઊતર્યા ને અંદર ગયા. ગોરી પ્રજા સરકાર હતી ત્યારે બાપાજી તેના નોકર હતા! હું માનતો હતો કે અમે ઋષિઓનાં સંતાન હતાં. બાપાજી કાર્યદક્ષ ને પ્રમાણિક હતા ને સ્વભાવે રાજા જેવા હતા. છતાં એક ગોરા રાજ્યકર્તા આગળ અમે, હડધૂત કરી શકાય એવા કૂતરા સરખા — ઉપયોગી પણ તિરસ્કરણીય — પ્રાણી હતા!

આ પ્રસંગ પછી અંગ્રેજી અમલદારને હું 'બ્રીઆં-દ-બ્વા-ગિલબેરો' કહેતો[1].

---

૧. Brian De Bois Gilbert. સ્કૉટની 'Ivanhoe' નામની વાર્તામાંના એક દુષ્ટ ને અભિમાની સરદારનું નામ.

કલેકટરે આ અપમાનથી મારા પૂજ્ય બાપાજીને દેવસિંહાસનેથી ઉથલાવ્યા હતા અને તેનું વેર લેવાના ઝનૂનથી હું કયાંય સુધી અસ્વસ્થ રહ્યો. પરશુરામે નક્ષત્રી કરી તેમ હું 'નાંગ્લ'ભૂમિ કેમ ન કરી શકું તેના તુક્કાઓ પણ સેવવા બેઠો.

આ પ્રસંગનું સ્મરણ ઊંડા ગયેલા ડામની માફક મારા મગજના પડેપડમાં ઊતરી ગયું; અને રંગ-અભિમાન દેખાય કે મારી આંખમાં ઝેર ઊમટવા માંડ્યું.

૧૯૨૨ના ડિસેમ્બરમાં અમદાવાદમાં કૉંગ્રેસ ભરાવાની હતી તેનાં રણશિંગાં વાગવા માંડ્યાં. પી. કે.એ સ્વયંસેવકો તૈયાર કરવાની ઘોષણા કરી, અને મારા કેટલાક મિત્રોએ અરજી પર સહીઓ કરી. કૉંગ્રેસ, દાદાભાઈ નવરોજી ને ફિરોઝશા મહેતા, વિષે મેં ઘણું સાંભળ્યું હતું. 'Eminent Indians on Indian Politics' નામનું એક જૂનું પુસ્તક મેં વાંચ્યું હતું, અને ધીમે ધીમે મારા ઘવાયેલા સ્વમાને રાષ્ટ્રભક્તિનું સ્વરૂપ લેવા માંડ્યું.

પણ હું સ્વયંસેવક થવાની રજા લેવા ભરૂચ ગયો ત્યારે બાપાજીએ ના પાડી. એ તો જૂના જમાનાના સીધા સાદા અમલદાર હતા. 'હું સરકારનું લૂણ ખાઉં છું,' તેમણે કહ્યું.

મારાથી બોલાઈ ગયું, 'અંગ્રેજ સરકાર કયાં વિલાયતથી પૈસો લઈ આવે છે?' 'બ્રીઆં-દ-બ્વા-ગિલબેરો' ને તેના કૂતરાનું મને સ્મરણ થઈ આવ્યું.

પણ જેવા આ શબ્દો મારાથી બોલાયા તેવો જ હું ગભરાઈ ગયો.

બાપાજી ગુસ્સે થઈ ગયા હતા. રાતે બાએ બાપાજીને સમજાવ્યા અને એવું નક્કી થયું કે મારે સ્વયંસેવક ન થવું; પણ કૉંગ્રેસને આગલે દહાડે પ્રદર્શનમાં બાપાજી સાથે મારે જવું, તે પછી તે જ રાતે બાપાજીએ પાછા આવવું, ને મારે કૉંગ્રેસમાં પહેલે દહાડે પ્રેક્ષક તરીકે જવું.

અઢારમી કૉંગ્રેસનાં મારાં સ્મરણો મેં સંઘરી રાખ્યાં છે:

"‥‥ જીવનમાં પહેલી વાર તેણે લોકોની આટલી મોટી ઠઠ જોઈ અને ઠઠમાં જ પ્રગટતા ઉત્સાહ અને ભાવની દુર્જય વૃત્તિ તેણે અનુભવી. તેની નજરે આ બધા માણસો દેવ હતા; અને દેશનું સ્વાતંત્ર્ય સાધવા ભેગા મળ્યા હતા. તે દિવસે તેને લાગ્યું કે આ દેશમાં ને આ સમયમાં જીવવું એ પણ એક લહાવો હતો.

પ્લૅટફૉર્મથી છેક દૂર તે મંડપમાં આવીને બેઠો; ને હજારો હાલતાં માથાં પર થઈ ચારે તરફ જોઈ રહ્યો. આ મોટી મેદનીમાં, આ વિશાલ મંડપમાં તેને અલ્પતાનું ભાન થયું; અને જે દેશને ખાતર આ બધા ભેગા મળ્યા હતા, તેને માટે પૂજ્યબુદ્ધિ પ્રગટી. 'આપણે', 'આપણા લોકો', 'આપણો ધર્મ', 'આપણો દેશ', આ સંજ્ઞાઓથી તે પરિચિત હતો; પણ

પહેલી વાર તે બધાં એના મનમાં કેન્દ્રસ્થ થયાં અને એક સર્વગ્રાહી પરમસંજ્ઞા—'મારો દેશ' —તેના મગજમાં ઉદ્ભવી. વાતાવરણ કાંપ્યું, અને જીવંત પ્રતાપથી ધબકતું હિંદ પળ વાર તેણે જોયું. અસંખ્ય માણસના ગડબડાટમાં પણ કરોડોને એકત્ર કરતું પરમ બંધન તેને બાંધી રહ્યું.

એકદમ ગગનભેદી શોરબકોર થયો. દશ હજાર માણસો ઊભા થઈ ગયા. હજારો હાથમાં રૂમાલો ફરફરી રહ્યા. હજારો અવાજો 'હુરે હુરે' પોકારી રહ્યા.

સુરેન્દ્રનાથ બૅનરજી મંડપમાં આવ્યા. સુદર્શને છાતી પર હાથ મૂક્યો. તે ઊભો રહી શક્યો નહિ. વચલા રસ્તા પર અનેક પુરુષોમાં એક કાળા ઝભ્ભાવાળો પુરુષ લાંબાં ડગ ભરી ચાલતો હતો. તે મુખમુદ્રા, તે દાઢી ને કપાળ સુદર્શનને ચિત્ર દ્વારા પરિચિત હતાં. તે જ સુરેન્દ્રનાથ—'આરબી'નો હિંદી મૅઝિની—કૉંગ્રેસનો અવતાર!

સુદર્શન કંઈ જોઈ શક્યો નહિ; સાંભળવાની તેનામાં શક્તિ નહોતી. મસ્તકોના સમુદ્રની પેલે પાર બેઠેલી એક વ્યક્તિ પર તે આંખ ઠેરવી રહ્યો હતો. તે વ્યક્તિ તેને મન માનુષી નહોતી—દૈવી હતી. તે કલકત્તાના પ્રોફેસર ને નેતાની નહોતી—પણ જે સ્વદેશનું તેને

પળ વાર પહેલાં ભાન થયું હતું તેની હતી. હિંદ — કાળા ઝભ્ભા ને દાઢી-ચશ્માંથી શોભતું હિંદ — સિંહાસને બિરાજ્યું હતું.

૧૯૦૨ના સુરેન્દ્રનાથ બૅનરજીનું સ્થાન બાલહૃદયમાં શું હતું તે આ જમાનો ભાગ્યે જ સમજી શકે. સુરેન્દ્રનાથ પછી તિલક, તિલક પછી એની બિસેંટ, એની બિસેંટ પછી ગાંધીજી — એમ લોકપ્રિયતાનો ઇજારો વારા ફર્યો છે. આ પહેલા ઇજારદારનો પ્રભાવ મોહક ને અદ્ભુત હતો; અને છેલ્લાં ત્રણ — પત્રકાર, વિદેશી ને સ્વદેશી મહાત્મા — કરતાં પ્રોફેસર પર વિદ્યાર્થીવર્ગની ભક્તિ સ્વાભાવિક રીતે વધારે હતી.

સુદર્શન માત્ર સાધારણ વિદ્યાર્થી નહોતો; પણ બાલપણથી સ્વપ્નાં જોવાની તેને કુટેવ હતી. સુરેન્દ્રનાથ તેની આંખે સ્વદેશનેતા દેખાયા નહિ, પણ સ્વદેશની મૂર્તિ દેખાયા. એટલામાં ગાન સંભળાયું :

'ગાઓ ભારતનો જય,
શું ભય? — શું ભય? . . .'

અને એની વૃત્તિઓ બધી એ ગાનના પ્રવાહમાં તણાઈ. તેની રગેરગ ગુંજવા લાગી: 'શું ભય? શું ભય?' "[1]

---

૧. સ્વપ્નદ્રષ્ટા: પૃ. ૧૨૪-૧૨૫, (બીજી આવૃત્તિ).

હું કૉંગ્રેસમાં ગયો, તેની મારા પર પહેલી અસર તો એ થઈ કે, ભાષણ કરવાના મારા પ્રયોગો નિષ્ફળ ગયા હતા છતાં હું એકાગ્ર ચિત્તે વાગ્પાટવ કેળવવા બેઠો.

૧૯૦૨ માં કૉલેજમાં અંગ્રેજીમાં સૌથી સરસ બોલનાર પી. કે. હતા. એ અમારા વાદમંડળના મંત્રી હતા. એક વખત 'શિવાજી' પર વિવાદ થવાનો હતો, ત્યારે મને બોલવાનો તેણે આગ્રહ કર્યો. હું બેત્રણ પુસ્તક જોઈ ગયો ને પંદરવીશ મુદ્દા નોંધી રાખ્યા. પણ જ્યારે વિવાદ શરૂ થયો ત્યારે મારું હૈયું ધબકતું જાણે અટકી ગયું હોય એવો મને ભાસ થયો. હું જેમ તેમ કરીને ઊભો થયો. મારા હાથ ને પગ થરથર ધ્રૂજતા હતા. કપાળે પરસેવાના રેલા ઊતરતા હતા. જાણે મારી સ્મરણશક્તિ ગુજરી ગઈ હતી. મેં કહ્યું, 'મારા મિત્રે કહ્યું કે શિવાજીને ભવાની માતાએ તરવાર આપી હતી, પણ આ વીસમી સદીમાં તો એ માન્યતા અક્કલ વગરની છે.' એવું કહી હું બેસી ગયો. પી. કે. એ વાંસો થાબડ્યો. તદ્દન નિષ્ફળ જવાથી હું એવો શરમિંદો બની ગયો, કે બેચાર દહાડા તો કૉલેજની અગાશી પર એકલા બેસી અકળામણ અનુભવી. પછી મેં ઘરમાં બાપાજીના બાળપણનું ચેંબર્સનું વાગ્પાટવ[1] હતું તેનો અભ્યાસ શરૂ કર્યો. તેમાં આપેલા પેટ્રિક હેન્રી,

1. Chambers : Elocution.

ચેથામ, શેરીડન, બર્ક[1] વગેરેનાં ભાષણોના ફકરા ગોખી નાખ્યા.

અમદાવાદમાં સુરેન્દ્રનાથનું આદિવચન સાંભળી હું વાગ્પાટવની કલા ઉપર મોહી પડ્યો. એમણે કરેલું પૂનાનું વર્ણન અને સ્વ૦ રાનડે વિષે ઉચ્ચારેલા શબ્દો હજી મારા કાનમાં સંભળાય છે:

'When the Congress was last invited to Bombay Presidency, it was held at Poona, the Capital of the Deccan. Poona is the intellectual centre of the Western Presidency. It is the focus and the starting point of those forces which have shaped the aspirations and have determined the intellectual and political life of this Presidency. No longer the capital of the Peshwas, it aspires to a higher dominion — it seeks to assert its empire over the hearts and convictions of men. Along with this sovereignty is associated an honoured name, held in universal esteem throughout the length and breadth of this wide, wide continent. Who can speak of Poona or think of it without being reminded

1. Patric Henry - અમેરિકા સ્વતંત્ર થયું તે વખતનો નાઇટેડ સ્ટેટ્સનો નેતા, Lord Chatham, Sheridan, Edmund Burke.

of Poona's greatest son, whose loss we all deplore, whose memory we cherish with a pious and reverential affection? The foremost man of his generation next to Ram Mohan Roy, the mightiest product of English education, the life, character, and achievements of Mahadev Govind Ranade, constitute a national heritage, and if it be true, as indeed it is, that great men never die, he lives with us and amongst us with an immortality which is co-extensive with the life of the race—the inspirer of our noble achievements, our comforter amid distress, he speaks trumpet-tongued from amid the death—like silence of nothingness.'

એમનો અવાજ પ્રચંડ હતો; ને તે સાંભળતાં દૂરથી ગર્જતાં વાદળાંનો ભાસ થતો. એમની ભાષા વિક્ટોરિયાના યુગની ને આડંબરી છતાં એકધારી હતી. એ ભાષણો લખીને ગોખી જતા અને પછી કલાકો સુધી અસ્ખલિત રીતે લય સાથે એ ઉચ્ચારતા.

આ ભાષણ સાંભળ્યા પછીયે વાગ્પાટવ ખીલવવાની વ્યવસ્થિત યોજના તૈયાર કરી 'બેલ્સ-લેટર્સ'માં[1] ડેમોસ્થેનીસ[2] ને સિસેરોનાં[3] પ્રકરણોનો

૧. Blair: Belles Lettres.
૨. પ્રાચીન ગ્રીસનો વાગ્પાટવ વિશારદ.
૩. પ્રાચીન રોમનો વાગ્પાટવ વિશારદ.

અભ્યાસ માંડ્યો. હું સુરેન્દ્રનાથ તેમ જ બીજા હિંદી નેતાઓનાં ભાષણો ગોખવા લાગ્યો. જુદે જુદે અવસરે શું શું બોલાય તેના યોગ્ય ફકરાઓ લખીને મેં મોઢે કર્યાં. સાંજના સાતેક વાગ્યે કૉલેજના અંધારા એકાન્ત હૉલમાં સુરેન્દ્રનાથની ધાટીએ ભાષણ કરતાં શીખવા લાગ્યો. ભરૂચ જતો ત્યારે નર્મદાના પુલ નીચે અવાજ મોટો કરવા બરાડા પાડતો અને આરસી આગળ અભિનય, અવાજ ને મુખના ભાવનું સમીકરણ કરતો. અને શેક્સપિયરનાં નાટકોનાં હું જ જુદાં જુદાં પાત્રો હોઉં તેવી રીતે તે ભજવવા લાગ્યો.

વડોદરા કૉલેજમાં વાતચીતમાં તો ગુજરાતી બોલાતું એટલે અંગ્રેજીમાં વાત કરતાં મને ન આવડ્યું; પણ આ બધી મહેનતને પરિણામે આડંબરી ભાષામાં હું ભાષણ કરતો થયો, અને ભાષણો ગોખીને બોલી જતો હોવાથી ધાટીમાં કૃત્રિમતા પણ આવી.

૧૯૦૬માં કૉલેજમાં, સારું બોલનાર વિદ્યાર્થી તરીકે હું સ્વીકારાયો.

૪

૧૯૦૨ માં હું ગણિતમાં પૂરા માર્ક ન લાવી શક્યો ને નપાસ થયો. અને તે જ વખતથી બાની કસોટી ફરી શરૂ થઈ. મારી મોટી બહેન બાને બધા પ્રકારની મદદ કરી, બાનો ભાર હળવો કરી, બાલવૈધવ્યમાં પણ સુખ માનવા લાગી હતી. જ્યારે

એ અકળાઈ જાય ત્યારે તેનું દુઃખ વિસરાવવાનો બા પ્રયત્ન કરતી. વચલી વિધવા બહેન તો મહિનાઓ થયાં પથારીવશ હતી. એ દુઃખિયારીનું પણ બા એક આશ્વાસન હતી.

બાને આ બંને દીકરીઓની ઘણી જ ચિન્તા હતી અને નિરાધાર બહેનોનો હું જ એક આશ્રય છું એમ તે મને હમેશાં સમજાવતી. પણ ધાર્યું કોઈનું થયું છે? થોડા દિવસને અંતરે બંને બહેનો ગુજરી ગઈ. સાત છોકરાંઓમાં મારી ત્રીજી બહેન ને હું બે રહ્યાં. મારી સદ્‌ગત બહેનો એકેકાં નાનાં બાલક બાને આધારે મૂકી ગઈ હતી; એટલે ઘડપણના વાયરા વાવા માંડ્યા, ત્યારે બાને માથે નવો સંસાર ઉછેરવાનું આવી પડ્યું.

૧૯૦૩ ની શરૂઆતમાં ટેકરાની જાહોજલાલી સંકેલાવા લાગી. મોટાકાકા, નાનાકાકા, અને બધુભાઈકાકા થોડા મહિનામાં સ્વધામ ગયા. આ દુઃખમાં બાપાજી ને બાનું હું પરમ આશ્વાસન બની રહ્યો.

ધીમે ધીમે હું બદલાતો હતો, પણ મારા અંતરનો એક ભાગ તો હતો તેવો રહ્યો હતો. જ્યારે હું કૉલેજની અગાશીમાં એકલો ફરતો ત્યારે સચીનમાં મળેલી બાલાની કલ્પનામૂર્તિ મારી આગળ ખડી થતી અને હું વિહ્‌વલ બની આંસુ સારતો. જ્યારે હું નવલકથા વાંચતો ત્યારે તેનાં નાયકનાયિકાના અનુભવો

અમારા જ હોય એવો મને ભાસ થતો. કલ્પના-વિલાસીની આ મારી સૃષ્ટિ મારે મન તો જીવન્ત હતી.

૧૯૦૩ના માર્ચ કે એપ્રિલમાં બાપાજી જોડે હું ફરી ડુમસ ગયો, ત્યારે ચાર દહાડા હું એ બાલિકાને મળ્યો. વાસ્તવિક રીતે તો એ સામાન્ય પ્રસંગ હતો; પણ એ મારા જીવનમાં તો એક સીમા-ચિહ્નરૂપ બની ગયો. ડુમસથી પાછા આવતાં એ બાલાએ મારી કલ્પનાનો કબજો લીધો. દિવસે તેનું હાસ્ય સંભળાય; રાતે તેને હું દેખ્યા જ કરું. ઉત્તેજાયેલી કલ્પનાએ નાનકડા અનુભવમાં રંગ પૂર્યા: હું સાત વર્ષ થયાં એને જ ઝંખતો હતો; એ પણ મને જ ઝંખતી હતી. અમે બંને પરણવા સર્જાયાં હતાં. હું એના વિના તરફડતો હતો. એ મારા વિના ઝૂરી મરતી હતી.

વાર્તાઓથી મારું મગજ ભરેલું હતું. નાટકોએ મને ઘણા પાઠો ભણાવ્યા હતા. પ્રેમનાં ગાયનો તો જિહ્વાગ્રે હતાં. આ બધી સામગ્રીઓ ભેગી મળવાથી હું વિરહઘેલી ગોપી જેવો બની ગયો ને આખો વખત ભગ્ન હૃદયે ગાયા કરતો:

'હો મને ભૂલી ગયો છે મારો છેલડો રે,
ખોટી ખોટી કાનુડા તારી પ્રીત, મારા લાલ!
મને ભૂલી ગયો છે મારો છેલડો રે.'

'વેરની વસૂલાત'નાં કેટલાંક પ્રકરણોની જીવંતતા વર્ષોનાં આંસુ સિંચી મેં આમ ઉછેરી.

૧૯૦૩ના મે માસની પહેલી તારીખે રાત્રે એપ્રિલ મહિનાનો હિસાબ કરવા બાપાજી ને બા બેઠાં; અને

શિરસ્તા મુજબ મહિનાની કોથળીમાં વાપરતાં જે કંઈ રહ્યું તે મારી કોથળીમાં નાખ્યું. પછી અમે બધાં સૂતાં.

મધરાત પછી બાપાજીના હૃદયમાં સખત વેદના થઈ આવી. દોડાદોડ થઈ, ડૉકટરો આવ્યા ને એમને નીચે ઉતાર્યા. પછી સાત દહાડા સુધી એમની તબિયત સુધરતી ચાલી.

આઠમી મેની રાત હતી; વૈશાખ સુદ તેરસ સંવત ૧૯૫૯ની. બાપાજી આરામખુરશી પર બેઠા હતા. હું પાસે ઊભો હતો. બા ખાવાનું લઈને આવતી હતી. બાપાજીએ અચાનક અકળામણથી ઓ—ઓ—ઓની બૂમ મારી. હું એમનો હાથ પકડવા દોડ્યો. બા ખાવાનું ભોંય પર મૂકી દોડતી આવી ને ચીસ પાડી.

બાપાજીએ ખુરશી પર માથું નાખી દીધું. ફોઈબા ને બીજાં બધાં દોડી આવ્યાં. રડારોળ થઈ રહી. બધા બાપાજીની ખેંચાખેંચ કરવા લાગ્યાં અને અબોટ દઈ એમને ભોંયે સુવાડ્યા. કોઈએ ઘડો લાવી એમના પર ઢોળ્યો. 'શ્રી રામ, શ્રી રામ'ની બૂમો ચારે તરફ સંભળાઈ.

બા આક્રંદભેર માથાં કૂટતી હતી તે હું બેબાકળો મૂઢ જેવો જોઈ રહ્યો.

ભરૂચની ભાર્ગવની ન્યાતમાં શબને શ્મશાને લઈ જવા માટે તેને એક વાંસ ને વળી સાથે કચકચાવીને બાંધવામાં આવતું. શબને લઈ જવા માટે એ રીત બહુ

સહેલી પડતી. પણ જે બાપને હું ઈશ્વરની માફક પૂજતો હતો, તેમના પર પગ ટેકવી તેમને વાંસ ને વળી સાથે બાંધવામાં આવતા જોયા, ત્યારે વિરોધ દર્શાવવાનું ઘણું મન થયું; છતાં હું એક શબ્દ પણ ઉચ્ચારી શક્યો નહીં.

બાપાજીની છાર છાંટી અમે પાછા આવ્યા ત્યારે હું એકલો, ત્રાજે માળે ભરાઈ, મુક્તકંઠે રડ્યો.

એકદમ મારા માથાનું છત્ર ઊડી ગયું, પૈસા ને મોભ્ભાથી સુરક્ષિત અમારું જીવન ગરીબ ને નિર્જીવ બન્યું. બે નિરાધાર ભાણેજોને ઉછેરવા ને ઠેકાણે પાડવાનો ભાર પણ મારે માથે આવ્યો. બા હવે એકલી હતી, એટલે તેને આશ્વાસન આપવું એ મારું કર્તવ્ય હતું. આ બધી જોખમદારીને અંગે ભણવાનું છોડી દઈ નોકરી લઈ લેવાનો મેં સંકલ્પ કર્યો.

સજળ નયનો સાથે બા લોકાચાર પ્રમાણે ધર્મક્રિયા ને લોક જમાડવાની તૈયારી કરતી અને અમને આશ્વાસન આપતીઃ અને બપોરે જ્યારે કોઈ ન હોય ત્યારે હિસાબનાં દફતરોનું કબાટ ખોલીને તેમાં કંઈ ગોઠવ્યા કરતી ને હિસાબ લખ્યા કરતી.

લખ્યા કરવું એ પણ એક પ્રકારનું ધ્યાન છે, એ પહેલું હું બા પાસેથી શીખ્યો અને પછી જાતે અનુભવ્યું.

મારી યોજના મેં એને કહી સંભળાવી : હાંડી તકતા વેચી દઈએ, હું કૉલેજ છોડી નોકરી લઉં ને ગમે તેમ કરીને દુઃખના દહાડા કાઢીએ.

બા મને ભેટી પડી. એની આંખમાંથી આંસુની સરિતા વહી જતી હતી.

'કનુ, ગભરાતો નહિ. હાંડી તકતાયે નથી વેચવાં ને ભણવાનુંય નથી છોડવું. હું બેઠી છું ને?' વિધિની અવકૃપાની સામે એકલે હાથે લડવાને તે તૈયાર થઈ ગઈ હતી.

માણેકલાલ મુનશીની પ્રતિષ્ઠા પ્રમાણે બધા લોકાચાર થયા, ન્યાતો થઈ, દાન થયાં, હિસાબો થયા અને પૈસા ચુકવાયા. બધું પરવારી બાએ ઘરની વ્યવસ્થા બદલી નાખી. અમારી પાસે કેટલું હતું ને કેટલું કેમ વપરાય તેના અડસટ્ટા એણે કરવા માંડ્યા. થોડું ઘરેણું વેચી નાખ્યું; વીમાના પૈસા ઉપાડ્યા ને તે લોનમાં રોક્યા. બાપાજીનાં કપડાંમાંથી અમારે માટે શું શું થાય અને ખાવાપીવામાં કેવો ફેરફાર કરી કરકસર કરી શકાય એ નક્કી કર્યું. રસોઇયાને અને નોકરને રજા આપી.

અમારા કુટુંબના જૂના પટાવાળા મહમદ શફીને, જ્યારે ભાઈઓએ ભાગ પાડ્યા ત્યારે બાપાજીએ રાખ્યો હતો. એ ધર્મચુસ્ત મુસલમાન હતો. એ કુરાન પઢતો ને કોઈ દિવસ નિમાજ પઢવાનો સમય ચૂકતો નહિ. નવરો હોય ત્યારે અલ્લાહનું નામ જપ્યા કરતો. જ્યારે એ અમને નાટકમાં લઈ જતો ત્યારે પણ પોતે બહાર બેસી રહેતો. વળી તે છબી પડાવવા કદી પણ તૈયાર થતો નહિ. એ બધું એ મજહબ વિરુદ્ધ ગણતો. એ રોજ સવારે સાત વાગ્યે ટેકરે

આવતો, બાર વાગ્યે ઘેર ખાવા જતો, ત્રણ વાગ્યે પાછો આવતો ને રાતના નવ વાગ્યે રજા લેતો. એનું મુખ્ય કામ તો ફ્સલ ઉઘરાવવાનું હતું, પણ બહારનુંયે બધું કામ એ કરતો ને ઘરનું કામ પણ સંભાળતો. વાર-પર્વે ગોર મહાદેવજીની પૂજા કરી ગયા કે નહિ તેનું પણ તે ધ્યાન રાખતો. ન્યાતવરો હોય કે શ્રાદ્ધ-સમછરી હોય, ત્યારે બજારમાંથી ચીજવસ્તુઓ લાવવાની બધી જવાબદારી એ ઉપાડી લેતો ને બધી વ્યવસ્થા એ જ કરતો. ન્યાત દૂર હોય ને છોકરાંઓને જવું હોય તો એ સાથે આવતો. વળી મારા નાના ભાણેજને હાથ પર રાખી ઉછેરવામાં પણ તે મદદ કરતો.

એને અમે મહિને સાત રૂપિયા આપતા. બાપાજી હતા ત્યાં સુધી તો સરકારી પટાવાળાના નાયક જેવો એનો મોભ્ભો હતો. અમારા વિશ્વાસુ માણસ તરીકે એ પ્રતિષ્ઠા ભોગવતો. એને ઇનામ-અકરામ પણ મળતું.

જ્યારે બાએ રસોઇયા ને નોકરને રજા આપી, ત્યારે એણે અગિયાર રૂપિયાની નોકરી શોધી કાઢી ને બા પાસે આવ્યો. ‘બા, મને રજા આપો. મેં વીટલ મિલમાં નોકરી શોધી કાઢી છે,’ તેણે ખંચાતાં કહ્યું.

બા પાન બનાવતી હતી. તેણે ગાંભીર્યથી ઊંચું જોયું. હું ત્યાં જ બેઠો હતો. ‘મહમદ, પછી આ તારા નાના શેઠને કોણ સંભાળશે ?’ બાએ પૂછ્યું.

પળ વાર મહમદે મારી સામે જોયું. એની આંખમાં પાણી આવ્યું. 'બહોત ખૂબ, બા,' કહી તે મૂંગો રહ્યો.

ત્યાર પછી વધારે પગારની નોકરી માટે કેટલીયે વાર એને કહેણુ આવ્યાં. સાત રૂપિયાથી વધારે આપવાની અમારી શક્તિ નહોતી. પણ એણે ન બીજી નોકરી સ્વીકારી કે ન અમારી પાસેથી વધારે પગાર માગ્યો.

મહમદ ટેકી માણસ હતો. એના કામમાં કદી ચૂક થતી નહિ. એ કોઈનો ઠપકો સહન કરી શકતો નહિ. અમારાં સગાંવહાલાંઓને ત્યાં પ્રસંગ આવે તો કામ કરી છૂટે, પણ માનથી ને ઓસથી તેડે નહિ તો એ ખાવાનું લેવા પણ ન જાય. ઈનામ પણ ખૂબ દબાણ કરીએ તો જ લેવાની મહેરબાની કરે. કોઈએ એને તુંકારો કર્યો હોય તો કદી ફરી તેની સામે ન જુએ.

'નાના શેઠ' માટે એણે દશ વર્ષ સુધી અડગ તપશ્ચર્યા કરી. ગામમાં 'નાના શેઠ'નો મોભો સાચવ્યો. જેટલું બન્યું તેટલું તેનું કામ કર્યું. એના ભાણેજ ઉછેરવામાં બનતી સર્વ મદદ કરી. ઘર સાચવ્યાં ને દાણ ઉઘરાવ્યાં. પૈસો ચોર્યો નહિ કે પૈસો માગ્યો નહિ; એ અને એની બે બીબીઓએ બીડીઓ વાળી, લૂગડાં સીવી ખરચની ખાધ પૂરી કરી. બાર વર્ષે એની ધીરજને ફળ આવ્યાં. એના 'નાના શેઠે' એણે માગ્યો તેથી વધારે પગાર કરી

આપ્યો. એનું દેવું ચૂકવી આપ્યું. એને ઘર લઈ આપ્યું. એને ખૂબ ખૂબ વિનવણી કરીને એક વખત છબી પડાવવા બેસાડ્યો.

પછી બીજાં પંદર વર્ષ સુધી એણે જાહોજલાલી જોઈ. એના શેઠને માટે નવું મોટું ઘર બંધાવવાનો એણે કારભાર કર્યો. એણે મુનશીઓનો નવો વસ્તાર ઉછેર્યો. છેલ્લે સુધી ટેકરા પર એ જ ઓટલા પર બેસી એણે બીડીઓ વાળી, કુરાન પઢ્યું, ચંદ્રશેખર મહાદેવની પૂજા કરાવી. ભરૂચ આખામાં એ એક સંસ્થા સમાન સન્માન પામ્યો. સત્યવક્તા, ધર્મિષ્ઠ, ટેકીલો, કર્તવ્યનિષ્ઠ મહમદ આડત્રીશ વર્ષની નોકરી કરી બહિસ્તનશીન થયો. ને બ્રાહ્મણના ઘરની રખેવાળી કરતાં, એ ચુસ્ત મુસલમાન હિંદુમુસ્લિમ એકતાનાં અપૂર્વ સંસ્મરણોનો વારસો મૂકી ગયો.

ઘરમાં કસરનો પાર નહોતો. આ ૪૦૦ રૂપિયાની અમારી વાર્ષિક આવકમાંથી ૮૪ રૂપિયા મહમદને જતા; રૂા. ૧૫૦ થી ૧૭૫ મારો કૉલેજનો ખર્ચ થતો અને બાકીના પૈસામાં ભરૂચનું ઘર ચાલતું, વ્યવહાર થતો ને મારા ભાણેજો ભણતા. મહિને ત્રણ કે ચાર રૂપિયામાં ભોઇયણ પાણી ને વાસણ કરતી; બાકીનું બધું બા હાથે કરતી. વધારેમાં વધારે કસર થાય, લોકમાં હતી તેવી પ્રતિષ્ઠા રહે ને છોકરો ભણે, એ ભગીરથ કામ પાર પાડવામાં બા પોતાની બધી વ્યવસ્થાશક્તિ વાપરતી.

૫

૧૯૦૩માં હું પ્રિવિયસમાં પાસ થયો અને પી. કે., બી. એ. થઈ, નોકરી શોધવામાં પડ્યા. ત્યાર પછી અમે બંનેએ અનેક સુખદુઃખ વેઠયાં છે; ઘણીય વખત અમે સાથે કામ કર્યું છે; કેટલીય બાબતમાં અમારો જીવનપ્રવાહ જુદો વહ્યો છે ને વહે છે; છતાં આજેય એ અને એમનાં પત્નીને મન હું સગો નાનો ભાઈ છું, અને મારા હૃદયમાં પી. કે.નું જે સ્થાન હતું તે કદી ચળ્યું નથી.

૧૯૦૩માં બી. એ.માં અભ્યાસ કરતા આચાર્ય સાથે મારે મૈત્રી થઈ. અંગ્રેજી ને ફારસીમાં કૉલેજમાં એ પહેલા આવ્યા; એટલે ૧૯૦૪માં ફેલો થયા અને તેની સાથે હું નવી બોર્ડિંગની વીસમી ખોલીમાં રહેવા ગયો.

આચાર્ય પ્રચંડકાય હતા. એ કચ્છી, અંગ્રેજી ને ફારસીના ઊંડા અભ્યાસી હતા. જે વસ્તુ તમે કહો તેના પ્રતિપક્ષી બની તમારા સિદ્ધાન્તનું ખંડન કરવાનો એમને શોખ હતો. પી. કે. ને હું પુનર્લગ્નની હિમાયત કરીએ, તો એ સતીત્વની દલીલ કરી અમને હંફાવે. અમે રાષ્ટ્રભક્તિની વાત કરીએ, તો એ જૂની રચનાની અપૂર્વતા સિદ્ધ કરે. અને જો અમે એનું કહ્યું વાજબી છે એમ સ્વીકારવા તત્પર થઈએ, તો એ અમારી વિરુદ્ધ દલીલો કરે. એની જોડે વિવાદ કરતાં બુદ્ધિ ને વિવાદશક્તિની કસોટી થતી. આથી દરેક વાતમાં હું ચીવટથી તૈયારી કરતો થયો.

આચાર્યની સોબત મને ઘણી પ્રોત્સાહક નીવડી. અમે સાથે અભ્યાસ કરવા માંડચો. એની જોડે હું ચોસર વાંચું ને એ મારી જોડે બર્ક વાંચે. સવારે ઊઠી અમે અંગ્રેજી કવિની દશ પંક્તિઓ ગોખીએ, સવારે કસરત ને સાંજે દોડવાનું પણ સાથે જ. પ્રિન્સિપાલે આચાર્યને એક દહાડો જૂનાં રૅકેટો, નિરુપયોગી દડાઓ અને ફાટેલી જાળી આપ્યાં એટલે અમે તડ પડેલા 'સિંધિયા' કોર્ટ પર ટેનિસ રમવાનું શરૂ કર્યું. આચાર્યનો સ્વભાવ ઘણો જ કુસ્તીબાજ એટલે એની સાથે બુદ્ધિની કુસ્તી કર્યા જ કરવી પડે. અને મોડી રાત સુધી અમે વિવાદ કર્યા જ કરીએ.

આચાર્યે ભાઈશંકરને હતો તેવો કારકુન જ કરી મૂકચો ને બોર્ડિંગનું તંત્ર હાથમાં લઈ તેને વ્યવસ્થિત કરવા માંડયું. એની સાથે મેં પણ થોડું કારભારું કર્યું.

તે દિવસોમાં વડોદરા કૉલેજમાં, જીવન ઘણું સરળ ને સીધું હતું. ૧૯૦૬માં અમે રોજ ચા પીવા માંડી, તે પહેલાં ચા પીવી એ મોટી જાફત કરી ગણાતી. કેટલી કલબોમાં રોજનું બિલ ૦-૨-૬ થી ૦–૩–૦ આના આવતું — મહિને રૂા. ૫–૮–૦ ! શિરસ્તા પ્રમાણે મારો એક સહાધ્યાયી કલબનો મૅનેજર થયો. તે વખતે દરેક અઠવાડિયે એક વિદ્યાર્થી મૅનેજર થતો. આ ભાઈના કારભારકાળમાં રોજનું બિલ ૦-૩-૧ આવ્યું. કલબમાં બૂમાબૂમ થઈ ગઈ; મૅનેજરની સામે આક્ષેપો થયા. આચાર્યની પાસે અરજી આવી કે

આ ભયંકર ગેરવ્યવસ્થાની તપાસ થવી જોઈએ. હિંદી સરકાર જેવા આડંબરથી તપાસ સમિતિ નીમે છે, તેવી જ રીતે આચાર્યે સમિતિ નીમી. સમિતિના એક સભ્ય થવાનું મને માન મળ્યું. ઝીણવટથી તપાસ કરતાં માલૂમ પડ્યું કે સભ્ય દીઠ રોજની બે પાઈનો ઉડાઉ ખર્ચ થઈ જવાનાં બે કારણ હતાં: એક તો રોજ દરેક સભ્યને છૂટું મીઠું પીરસવામાં આવતું, અને બીજું મૅનેજર બજારમાં રાતના જઈ રહ્યુંસહ્યું ટાળણ-ટોળણ શાક લઈ આવવાને બદલે સાંજના તાજું, એટલે મોંઘું, શાક લઈ આવતો. તપાસ સમિતિનો અહેવાલ બહાર પડ્યો, એટલે એ કલબે ઠરાવ કર્યો કે કોઈ સભ્યે છૂટું મીઠું માગવું નહિ અને તાજું શાક મૅનેજરે લાવવું નહિ.

એવામાં ધીરજલાલ નાણાવટી, જે આઈ. સી. એસ.ની તૈયારી કરવા વડોદરે રહ્યા હતા, તે કૉલેજમાં આવવા લાગ્યા. એ સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાંથી બી.એ. થયા હતા અને થોડા મહિનામાં વિલાયત જવાના હતા. તે અમારા મિત્ર થયા, અને એમના કહેવાથી મેં વિકટર હ્યુગો વાંચવાની શરૂઆત કરી.

ત્રીજા નવા મિત્રમાં દારાશા હતા. એ પૈસાવાળા પારસી યુવક હતા, અને મેડિકલ કૉલેજમાંથી નાપાસ થઈ પાછા ફર્યા હતા. એ બહાદુર હતા; બોલવાની એમની છટા અદ્ભુત હતી. એ મેઝિનીના અભ્યાસી હતા ને હમેશાં રાષ્ટ્રીયતાની ચર્ચા કરતા. એની પાસેથી મેં મેઝિનીનાં કેટલાંક પુસ્તકો વાંચ્યાં.

૧૯૦૪ માં દુનિયામાં અને ખાસ કરીને હિન્દુસ્તાનમાં અજબ જેવા બનાવો બન્યા. અને તે બનાવો મારા વિકાસમાં ઉપકારક થયા. એ બિના હું અહીં ' સ્વપ્નદ્રષ્ટા 'માંથી જ ઉતારી લઉં છું.

"ઈ. સ. ૧૯૦૩માં તેમણે (લૉર્ડ કર્ઝને) ત્રણ કરોડ રૂપિયા ખરચી સમ્રાટના પ્રતિનિધિ તરીકે પોતાની તાજપોશીનો સમારંભ કરી, હિંદીઓની ' પૌર્વાત્ય ' કલ્પના ઉત્તેજવાનો પ્રયત્ન કર્યો. . . . હિંદના પ્રતિનિધિ લાલમોહન ઘોષે મદ્રાસ કૉંગ્રેસના પ્રમુખપદેથી તેને ' Pompous pageant to a perishing people — મરતા લોક માટે કરવામાં આવેલા ભભકભર તમાશા 'નું નામ આપ્યું.[1] . . . એક દિવસ જાપાને અંધકારમાંથી બહાર પડીને રશિયાને — યુરોપને પડકાર કર્યો. રુસો–જાપાની વિગ્રહ શરૂ થયો. . . . આ વિગ્રહની અસર વડોદરા કૉલેજમાં જબરી થઈ. છાપાંનો શોખ વધી ગયો. લાયબ્રેરીમાં જાપાન વિષે પુસ્તકો આવ્યાં. અરવિંદ ઘોષે જાપાની ભાષા શીખવા માંડી એવી વાત ઊડી."[2]

હિંદીઓની તે વખતની વિચિત્ર મનોદશાની આજે થોડાને જ કલ્પના છે. સત્તરમી અને અઢારમી સદીની અંધાધૂંધીનાં સ્મરણો તાજાં રાખી અંગ્રેજી

---

૧. સ્વપ્નદ્રષ્ટા : પૃષ્ઠ ૫–૬, (બીજી આવૃત્તિ).

૨. સ્વપ્નદ્રષ્ટા : પૃષ્ઠ ૧૩૧ (બીજી આવૃત્તિ).

કેળવણીકારે શીખવ્યું હતું કે હિંદીઓ જંગલી હતા, તેમના કુસંસ્કારોને લીધે તેઓનું અધઃપતન થયું હતું, અને પરભાષા, રંગપૂજા, સ્વસંસ્કારનો દ્રોહ અને પરસંસ્કારના સ્વીકારમાં જ એમનો જયવારો હતો. સુરેંદ્રનાથ જેવા પણ 'Benign British Government — શુભેચ્છાપૂર્ણ બ્રિટિશ સરકાર'ની પ્રશંસા કરતા. ઘણાખરા નેતાઓ માનતા કે અંગ્રેજો 'Wise dispensation of Providence—ઈશ્વરની ડહાપણભરી વ્યવસ્થા' ને લીધે આ દેશ પર રાજ્ય કરતા હતા.

'ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર;
એ ઉપકાર ગણી ઈશ્વરનો, હરખ હવે તું હિંદુસ્તાન.'

એ ભ્રમ મોજૂદ હતો. આ ભ્રમ મારામાં તો વધારે અંશે હતો.

પણ પછી, અંગ્રેજ લોકોએ ભૂરકી નાખી આ બધું આપણી પાસે મનાવ્યું હતું તેનું અમને થોડું-ઘણું ભાન થવા લાગ્યું, અને ઊગતા સૂર્યનાં કિરણો ચેતન આપે તેમ આ સત્ય અમારામાં ચેતન પ્રેરવા લાગ્યું.

એશિયા તે એશિયાવાસીઓ માટે — એ મંત્ર અમારાં હૃદયમાં વસ્યો અને અમે જાપાન રશિયાને ક્યારે ઉથલાવી પાડે તેની વાટ જોતા બેઠા.

એ વિગ્રહથી અમારું સ્વમાન સતેજ થયું. કાળા ગોરાથી અધમ નહોતા, એશિયા યુરોપને હંફાવતું હતું; હિંદી અંગ્રેજનો ગુલામ રહેવા સર્જાયો

નહોતો. આ બધા ભાનથી અમે નવો ઉલ્લાસ અનુભવવા લાગ્યા.

અમારી કૉલેજના પ્રોફેસર અરવિંદ ઘોષ તે વખતે ગાયકવાડ સરકારના ખાનગી કારભારી હતા. પહેલાં તો એમને માટે અમને તિરસ્કાર હતો; કારણ કે એક વાર એમણે કૉલેજના વાદમંડળમાં પ્રજાસત્તાક રાજ્યતંત્ર કરતાં ઇંગ્લંડમાં છે એવું નિયંત્રિત રાજ-સત્તાક તંત્ર સારું એવું ભાષણ કર્યું હતું. પણ રહેણીકરણીની અંગ્રેજી ઢબ ત્યાગી એ યોગાભ્યાસ કરવા લાગ્યા હતા એવી વાતો આવવા લાગી ત્યારે એમને માટે માન વધ્યું.

મોહનલાલ પંડ્યા—જે પાછળથી ગાંધીજીના નેતૃત્વ નીચે 'ડુંગળીચોર'ને નામે ગુજરાતમાં પંકાયા—તે ખેતીવાડી ખાતામાં નોકર હતા, અને અરવિંદ ઘોષના નિકટના મિત્રોનો પરિચય ધરાવતા હતા. અમને અરવિંદ બાબુની એ બધી વાતો કરતા.

કૉલેજની અગાસી પર એકલો ફરતાં, દેશ કેમ સ્વતંત્ર થાય તેની બાલિશ યોજનાઓ હું કરતો. આ વિષયમાં આચાર્યની સહાનુભૂતિ નહોતી; એ મારી મશ્કરી કરતો એટલે હું એને ઝાઝી વાત કરતો નહિ.

રાષ્ટ્રભક્તિનું પ્રચંડ મોજું દેશભરમાં ફરી વળવા લાગ્યું હતું, તેમાં હું ઘસડાયો.

રાષ્ટ્રીય પ્રવાહમાં તણાયા છતાં મેં મારા અભ્યાસમાં પૂરતું લક્ષ આપ્યું. ૧૯૦૩ માં જેમ

વાગ્પાટવ ખીલવવાના મેં પ્રયત્ન કરવા માંડેલા, તેમ અંગ્રેજી લખવાનો વ્યાયામ પણ શરૂ કર્યો હતો. ૧૯૦૪–૫ ને ૬માં Belles Lettresમાંનાં શૈલી, સૌંદર્ય, સરસતા અને વાગ્પાટવ ઉપરના બોધદાયક વિવેચનનો મેં સ્વાધ્યાય શરૂ કર્યો. એ પુસ્તકમાં આપેલા નિયમો પ્રમાણે મેં નિબંધો લખ્યા. એક નિબંધ લખું, પછી શબ્દો ને વાક્યો નિયમ પ્રમાણે છે કે નહિ તે તપાસી જાઉં. એક વખત તો મીલનું Liberty અરધા ઉપરાંત લખી ગયો. કોઈના માર્ગદર્શન વિના એકલે હાથે અભ્યાસ કરતાં હું ઘણી વાર ઊંધે માર્ગે ચડી ગયો ને શબ્દોનો મારો મોહ કાબૂમાં ન રહ્યો. કાર્લાઈલ, ડી ક્વિન્સી ને મૅકોલેનો શબ્દવૈભવ મારાં 'લખાણો'માં વેરવાની ખોટી ટેવ પડી ગઈ. વક્તવ્ય કરતાં શબ્દોની ભભક પર હું વધારે ધ્યાન આપવા લાગ્યો અને ભાષાશુદ્ધિની ક્રિયા જે મનમાં કરવી જોઈએ, તે હું કાગળ પર છેકછાક કરીને કરવા લાગ્યો.

૧૯૦૪થી મેં અમારી કૉલેજના અર્ધવાર્ષિકમાં લેખો લખવા માંડ્યા.

આમ મુનશીઓના રંગસમૃદ્ધ શબ્દચિત્રોમાં પ્રબળ ઊર્મિઓને વ્યક્ત કરવાની વૃત્તિ અને બાની લખી લખીને હૃદય ઠરવાની વૃત્તિ, બંને પ્રવાહોને વશ કરીને સરસ ને સચોટ કથન સર્જવાના મારા બાલિશ પ્રયત્નો શરૂ થયા. આ પ્રયત્નો આટલા વર્ષના નિરંતર સેવેલા અભ્યાસ છતાં સફળ નથી થયા તે

હું જાણું છું; પણ આ ઉપાસના કરવામાં મને જે અક્ષય આનંદ મળ્યો છે તે જ એ પ્રયત્નોનું સાફલ્ય છે.

૧૯૦૪માં મેં ઇન્ટરમીજિયેટ સેકન્ડ ક્લાસમાં પાસ કરી. ડિસેંબરના અંતમાં મુંબઈની કોંગ્રેસ વખતે અમે બધા મિત્રો મળ્યા. પી. કે., અંકલેસરિયા, પંડ્યા, આચાર્ય, દારાશા ને હું. કોંગ્રેસમાં નવો રાષ્ટ્રીય પક્ષ ઊભો થતો હતો એ જોઈ અમે ખૂબ હરખાયા.

## ૬

ટેકરા પર જ્યાં નોકરો ને ગવૈયાઓ ફરતા, જ્યાં ગામના લોકો મળવા આવતા, જ્યાં પટલાઈઓ થતી ને ગમ્મતો સંભળાતી તે મુનશીઓની હવેલી હવે સૂમસામ લાગતી હતી.

તેના મોટા આગલા ભાગમાં બેસી બા એકલી એકલી જીવનનાં ખંડિયેરોમાં નવા પાયા નાખતી હતી.

સવારે ઊઠી પથારી ઉઠાવી તે નીચે આવી પાણી ઊનું કરતી. કામ કરતાં કરતાં જૂનાં ગીતો તેને મોઢે રમી રહેતાં.

'જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા,
તુજ વિના ધેનમાં કોણ જાશે?'

એ પરિચિત પંક્તિથી તે કૉલેજમાં ભણતા પોતાના લાડકવાયાનું આમ રોજ સ્મરણ કરતી. વળી કોઈ કોઈ વાર ધ્રુવાખ્યાન કે નળાખ્યાનનાં કડવાં પણ તે

બોલતી. પતિનો પરલોકવાસ થયા પછી તેણે નહાતાં નહાતાં 'રામસ્તવરાજ સ્તોત્ર' બોલવાનું છોડી દીધું હતું. તેનું સ્થાન હવે ચંદ્રશેખરાષ્ટકે લીધું હતું.

દોહિત્રી ઊઠતી ત્યારે તેને આ ઘરનું કામ શીખવતી; દોહિત્ર જાગે કે તરત તેને માટે ચા તૈયાર કરી આપતી. મહમદ આવે કે તરત તેને શાક લાવવા મોકલતી. પછી પોતે નાહીને મહાદેવજીના મંદિરમાં જતી અને ત્યાં અડધો કલાક જાપ કરતી. છોકરાંઓને જમાડીને પછી પોતે જમતી ને છોકરાંઓને નિશાળે મોકલતી.

જે જગાએ માણેકલાલ મુનશીએ દેહ છોડચો હતો, ત્યાં બપોર પછી તે બેસતી. જ્યાં પતિ છેલ્લી વાર બેઠા હતા, જ્યાં તેમને માટે એ છેલ્લી વાર ખાવાનું લાવી હતી, ત્યાં તેની ભક્તિભીની આંખો પડતી ને આંખમાંથી ગંગાજમનાનો પ્રવાહ વહી જતો.

પછી તે ભંડારિયું ખોલતી. આ ભંડારિયામાં હિસાબની ચોપડીઓ, કાગળો, પેન્સિલ, ચપ્પુ, વાંચવાનાં પુસ્તકો અને એવી બીજી ચીજો રહેતી. એ રોજનો હિસાબ લખતી, જૂના હિસાબો ને કાગળિયાં તપાસતી; વળી પંચદશી ને યોગવાસિષ્ઠ વાંચતી ને ટાંચણો કરતી. કોઈ વાર પુત્ર કે પુત્રીને માટે શિખામણોનાં સૂત્રો લખતી, તો કોઈ વાર ભાર્ગવની ન્યાતનો ઇતિહાસ લખવા પણ પ્રયત્ન કરતી. વળી જીવ છંદે ચડે ત્યારે કવિતા રચવાનો પણ પ્રયાસ કરતી.

કવિતા લખવાની પોતાની અશક્તિ તે જાણતી હતી :

"જ્ઞાન ભાન શક્તિ નથી અંતર આ મુજ મહીં;
જાણું નહીં છંદ પદ્ય રાગ કે ન રાગણી.
ઉરના તરંગ મારા લખી જાણું હું તો કંઈ;
ખરું ખોટું જાણુતી ન, રસિક હું કવિ નહિ.
વહાલાનાં વિયોગ થાતાં આમાં દિલ ઘાલતી;
સત્ય શાંતિ પ્રેમ પૂરી ચિત્ત મારું વાળતી."

એકલવાયાપણું એને સાલતું હતું, પણ એના 'બાલમુકુંદ'નું સ્મરણ કરી એ આશ્વાસન શોધતી. એની ભીની આંખો આગળ એનો 'કાનજી' આવતો. એનું બાળપણ, એની વાતો, એનું રૂપ વગેરેનું એ મનન કર્યા કરતી, એ ક્યારે ભણી રહેશે, ક્યારે મોટો થશે અને એ શું કરશે એના જ એ વિચારો કર્યા કરતી.

પતિને એણે પ્રભુ માન્યા હતા. તેના વિના એને સંસાર અરણ્ય સમાન લાગતો હતો. દંપતી-જીવનનાં સ્મરણો તેના હૈયામાં જીવંત થતાં, પણ તેને પવિત્ર ગણી તે હૃદયના મંદિરમાં જ સંઘરી મૂકતી. એનાં ગર્ભદ્વાર ક્વચિત જ ખૂલતાં. એનો ઉલ્લેખ પણ તે કોઈક જ વાર કરતી — જ્યારે ખૂબ અકળાતી ત્યારે જ.

બાના આ પ્રૌઢ હૃદયના મંદિરમાં પ્રવેશવાનો –તેનાં દર્શન કરવાનો – મને બાના ગુજરી ગયા પછી – ૧૯૩૬માં પ્રસંગ મળ્યો. એ મંદિરમાં મને જે દર્શન થયાં તે જગતને કહેવાનો મને શો અધિકાર? એણે જે પોતાને માટે સંઘર્યું ને સાચવ્યું તેને પરાયું કરવાનો મારો ધર્મ ખરો?

મેં ઘણીયે વાર એનો વિચાર કર્યો છે. પોતાનાં ને પારકાનાં અંતરોની 'गुह्यात् गुह्यतरं' પૂંજીને જગત આગળ શા માટે મૂકવી? એ જગત આગળ મૂકવામાં લેખકની નફ્ટાઈ કે નબળાઈ? સોફોકિલસ ને શેલી, રુસો, ગોઅથે ને ગાંધીજી એ બધા જીવનચરિત્રના લેખકોએ એ 'गुह्यात् गुह्यतरं'ને શા માટે જગતને ખોળે ધર્યાં?

બધી માનવતા ને મહત્તા મનુષ્ય જે કંઈ કરે છે તેમાં નથી હોતી, એ જે કંઈ સાધે છે તેમાં નથી હોતી; એ તો હોય છે અંતરનાં મંથનોમાં— સરસતા, સંવાદ કે વિસંવાદમાં. અને શબ્દબ્રહ્મનો જે કોઈ ઉપાસક કોઈ પણ વ્યક્તિના શબ્દચિત્રનું સર્જન કરતાં એ વ્યક્તિના જીવનપ્રસંગોને ઢાંકે, સુધારે કે બગાડે તો તેમાં તે એટલે અંશે પોતાના ધર્મથી ચ્યુત થાય છે, અને તેથી જ જગત જ્યારે પોતાની કક્ષા ભૂલી, બીજી વ્યક્તિઓનાં ગુણદોષનાં રજકણોની તુલના કરવા બેસે છે, ત્યારે એની નગ્ન ક્ષુદ્રતાના પ્રદર્શન સિવાય બીજું કંઈ ફલિત થતું નથી.

જો તાપીબા મુનશીનું વ્યક્તિત્વ શબ્દોમાં સંઘરી રાખવા જેવું હોય, તો તેના હૃદયનાં રહસ્યો ને અંતરનાં મંથનો વિના તો એ માત્ર નિષ્પ્રાણ ખોખું જ બની રહે.

૧૯૦૪માં મેં ચરોડામાં 'છેલ્લા દફ્તર'ની યાદી કરી, ત્યારે બેચાર કાગળો મેં પહેલી વાર જ

જોયા. જેમાં એ ગત યુગના દંપતીજીવનના મોહક રંગોનાં મેં કંઈક દર્શન કર્યાં.

પહેલા કાગળમાં 'સ્વપ્નું' એ મથાળા નીચે, બાપાજીના હસ્તાક્ષરમાં એક કવિતા છે. ૧૯૯૩ માં પોતાને આવેલા સ્વપ્નાની એ પદ્યકથા છે. એ સમયે પુત્રીના વૈધવ્યની વેદના શરૂ થઈ હતી.

રાજકુમારી જાત્રાએ જાય છે. ત્યાં એને વિચાર આવે છે:

'કરું સ્વામીસેવા કે સાધ્વી થઈ તેજોમયી ઠરું?'

રાતે રાજકુમાર તરફડતો જાગે છે.

'અરે કહો ક્યાં ગઈ છે મુજ સજની?
અરે વીતી છે આજની રજની.'

રાજકુમાર કુમારીને શોધવા નીકળે છે. નગરોમાં ને વનોમાં રખડે છે. દક્ષિણમાં તેને ખબર પડે છે કે એક યુવતી જીવન ત્યાગી સાધ્વી થઈ, 'દુનિયા-દુઃખ-તારણે' તપશ્ચર્યા કરે છે. રાજકુમાર વિહ્‌વલ બની 'ઓ રાજવંશી, મૂકી મને ચાલી ગઈ' ગાતો ગાતો ભટકે છે.

અંતે સાધ્વી તેને મળે છે. અને રાજકુમારને સાથે સ્વર્ગે સંચરવા નિમંત્રણ આપે છે:

'વેગે પધારો રાજવી તમે, કહે કામિની એમ,
અદૃશ્ય થાય રાજવી, જાય કંથ પણ તેમ.'

કવિતાની છેલ્લી ટૂકમાં કવિ કહે છે:

'ભોર ભયો છે તે સમે, ઊઠ્યો સજ્જ પેર,
હર હર હર આ શું થશે, કેમ થયો છે કેર?

ભયંકર સપનું થયું, પૂર્ણિમા અશ્વિન માસ;
સંવત સાલ ઓગણીસમાં ઉપર ઓગણપચાસ.'

પચાસ વર્ષથી સંઘરી રાખેલો ને પીળો પડી ગયેલો આ કાગળ, જાણે દેવદેવીઓના કંઠની માળામાંથી પડેલું ને સૈકાઓના ભક્તિભાવથી પૂજાયેલું સૂકું પાતરું હોય તેમ માનવહૃદયની વિશુદ્ધિની સુવાસથી મહેકે છે.

'છેલ્લા દફતર'માં બીજું એક અધૂરું ને અણ-સુધારાયેલું કાવ્ય સંયમનો પડદો ક્ષણભર ઉપાડે છે, ને વિયોગ-દુઃખનાં દર્શન કરાવે છે :

'હું તો જોઉં છું મૃત્યુની વાટ રે,
વહાલા ક્યાં રે ગયો?
તું મળશે મને કયે ઘાટ રે,
વહાલા ક્યાં રે ગયો રે?

* * *

તેડું મુજને મોકલો, વિલંબ શાથી થાય?
જીવ વિનાની દેહડી, પિશાચરૂપ અથડાય.
હું તો જોઉં છું મૃત્યુની વાટ રે,
વહાલા તું ક્યાં રે ગયો?
ટોળી મારી તૂટી ગઈ, રહ્યાં સરવે કાચાં,
ઘેલી શી ઘરમાં ફરું, બંધ થઈ છે મુજ વાચા.
હું તો જોઉં છું મૃત્યુની વાટ રે,
વહાલા તું ક્યાં રે ગયો?'

* * *

ઊર્મિવશ બની ભૂતકાળને સ્મરવા કરતાં વર્તમાન અને ભાવીનું એકાગ્ર ચિત્તે તે ધ્યાન ધરવા લાગી.

બપોર પછી કોઈ ને કોઈ તો મળવા આવતું જ. કોઈ મદદ લેવા આવ્યું હોય કે કોઈ સલાહ માગવા. કોઈને સાસુ દુઃખ દેતી હોય તો તેનું દુઃખ રડવા તે આવ્યું હોય, તો કોઈનું છોકરું માંદું થયું હોય તો શું કરવું તે પૂછવા આવ્યું હોય. કોઈને વ્યવહારમાં કંઈ ગમ ન પડી હોય તો તેને રસ્તો પૂછવાનો હોય કે કોઈનાથી દુઃખ સહ્યું ન જતું હોય તો તેને પળવાર વિસામો લેવાનો હોય. તાપીબા આ બધાંને આવકારતી, તેમનાં દુઃખો સાંભળતી. બધી વાતો રસથી સાંભળી ગૂંચો ઉકેલી આપતી અને દરેકના હૃદયમાં ઊંડે સુધી પહોંચી જતી.

ફોઈબા—ભયંકર રુખીબા—પાછળ માળિયે, એમના ઓરડામાં બેઠાં બેઠાં, એમની કડવી જીભે ભાખેલું ભવિષ્ય ખરું પડતું જોતાં હતાં. કરસનદાસ મુનશીનાં બધાં છોકરાંમાં માત્ર એ એકલાં જ જીવતાં રહી ગયાં હતાં. એમણે ટેકરાનો અસ્ત થતો જોયો હતો પણ એમનો દ્વેષ શમ્યો ન હતો.

હવે આખા ઘરમાં માત્ર બે જ જણ રહ્યાં હતાં. એ પોતે અને 'ચીમન મુનશીની દીકરી': બન્ને નિરાધાર ને એકલાં. છતાં રુખીબાના અબોલા હજી છૂટ્યા નહોતા. જતાંઆવતાં કંઈ ને કંઈ અપમાન-કારક વેણ કાઢ્યા વિના એમને ચેન પડતું નહિ. પાંચ વાગે એટલે રુખીબા ઓટલે આવીને બેસતાં ને તાપીબાને મળવા આવનારને કાં તો ભડકાવી મૂકતાં ને નહિ તો તેની સરતપાસણી કરી, તેના હૃદયમાં થોડાંક વિષનાં ટીપાં પાડતાં. 'તાપી' શું કરે

છે, શું ખાય છે, શી વાતો કરે છે, વગેરેની રુખીબાને હમેશ ચિંતા રહેતી.

સાંજે છોકરાંઓ આવે એટલે તેમને ખાવાનું આપી તાપીબા તેમને રમવા મોકલતી. દીવામાં બત્તી પડે એટલે મહાદેવજીને દીવો કરી આવતી ને પછી થોડું કંઈક રાંધતી. બધાં જમી રહે ને તાપીબા વાસણ માંજે. એ બધું કામ આટોપી રહેવા આવે ત્યાં ઠાકોરભાઈ આવતા.

ઠાકોરભાઈ તાપીબાના સાવકા ભાઈ હતા, પણ સગા ભાઈ કરતાં પણ એ તેને વધારે પ્રિય હતા. સાવકી મા મરી ગઈ ત્યારે તેના પુત્રને તેડીને તાપીબા સાસરે આવતી. અને સાવકી મા—ચીમનલાલ મુનશીની ત્રીજી સ્ત્રી—જોડે ઠાકોરભાઈને વેર થયાં, ત્યારે તાપીબાની મદદ ને સહાનુભૂતિ ઠાકોરભાઈ તરફ હતી. બાપાજી ભરૂચમાં ડેપ્યૂટી કલેક્ટર હતા, ત્યારે ઠાકોરભાઈએ ત્યાં વકીલાત શરૂ કરી હતી. અને હવે ભરૂચમાં વકીલ તરીકે તેમની પ્રતિષ્ઠા જામી ગઈ હતી.

રોજ રાતના ઠાકોરભાઈ બહેનને મળવા આવતા. વચ્ચે પાનની પેટી મૂકી બંને કલાક બે કલાક બેસતાં ને વાતો કરતાં. ઠાકોરભાઈ ગામની ને ન્યાતની વાતો કરતા, જ્યારે તાપીબા મળવા આવેલાંઓની વાતો કરતી. કોઈ વાર બંને યોગવાસિષ્ઠ વિષે પણ ચર્ચા કરતાં. ઘણી વાર તો બંને મોડે સુધી સાથે બેસતાં. અંતે ભાભી થાકીને ઠાકોરભાઈને તેડવા

માણસ મોકલતી ત્યારે ઠાકોરભાઈ ઊઠીને ઘેર જતા. તાપીબા ભરૂચમાં હોય ત્યારે તો બહેન-ભાઈનો આ રોજનો કાર્યક્રમ હોય જ.

બહેન અને ભાઈ વચ્ચેનો આવો અદ્ભુત સ્નેહ બંનેના જીવનનો લહાવો ને આશ્વાસન હતાં.

અઠવાડિયામાં એક દિવસ તાપીબાનો જીવ ઊકળી આવતો. હૈયા પર પથ્થર મૂકીને લોકાચાર પ્રમાણે તેને માથું નમાવી હજામ આગળ બેસવું પડતું. તે દહાડે આખો વખત તેને મરવાનું મન થતું. એ દિવસે એનું હૃદય રડતું ને મૂંઝાતું. પતિ ક્રૂર થયા હતા, ઈશ્વર પણ ક્રૂર હતો અને સમાજે તો ક્રૂરતાની અવધિ કરી હોય તેમ લાગતું. આવે જ કોઈ સમયે આંખમાંથી આંસુ પાડતાં એણે ઉદ્ગાર કાઢ્યા :

'સંસાર મધ્યે મહાલી લેવું છે તુજ નામ;
વહારે ચડજે વિઠ્ઠલા, રાખું તારી હામ.
દયા કરજે દીનની, અંતસમયના બેલી;
ચરણે ચિત્ત રખાવજે, રખે મૂકે અકેલી.'

આમ દિવસો, અઠવાડિયાં ને મહિના જતાં, ને 'ભાઈ'ના કૉલેજમાંથી પાછા આવવાના દિવસો આવી લાગતા. આકાશ નવરંગે રંગાતું. 'ભાઈ'નું પેટ નબળું એટલે તેને ભાવતાં વાનાંની તૈયારી થતી, ઘર લીંપાતું ને હાંડી-તકિયા તૈયાર થતાં. દીવાન-ખાનાના મોટા આરસા પરથી ગલેફ નીકળતો ને દિવસો સુધી 'ભાઈ'ના આવવાના ભણકારા વાગતા.

ભાઈ આવતો ને એની આંખ ઠરતી. એ આવે તેવો જ હેતના ઉમળકા-ભર્યો દોડતો ઘરમાં જતો: જાણે 'એના બાપાજી'ની નાની છબી. 'ભાઈ' કોઈ વાર મિત્રને પણ સાથે લઈ આવતો. મા-દીકરો પછી જૂનાંનવાં થાય ત્યારે બામાં ફરી હોંશ ને હામ આવતાં. બાની વિસરાયેલી રાંધણુકળા ફરી દીપી નીકળતી. મા-દીકરો સામસામે બેસતાં ને વાતો કર્યે જતાં; ભણવાની, મિત્રોની, પ્રોફેસરોની, રમતગમતની.

દીકરો ઇંગ્લંડ ને ફ્રાન્સનો ઇતિહાસ કહે, નવી રાષ્ટ્રીયતાનાં દર્શન કરાવે. કૉંગ્રેસ, સુરેન્દ્રનાથ, અરવિંદ ઘોષ, બિપિનચંદ્ર પાલની વાતો કહે. વળી બીજા પણ અનેક અવનવા તુક્કા ઉડાવે; ઈશ્વર, આત્મા, પુનર્જન્મ, વર્ણાશ્રમ, પુનર્વિવાહ વગેરે વિષે. તાપીબા આ બધી વાતો રસથી સાંભળે, નવી દૃષ્ટિ રજૂ કરે ને પુત્રના ઉત્સાહથી ઉત્સાહિત થાય.

'ભાઈ' એને મન અદ્‌ભુત હતો. એને જોઈ પોતે જશોદામૈયાનો ભાવ કેળવી શકતી. એક દિવસ સવારે, તેના હૈયાની આ લાગણીઓ તેણે એક કાવ્યમાં આલેખી:

'માતા જશોદા કૃષ્ણ જગાવે, જાગોને નંદલાલા રે;
આંગણિયામાં સૂરજ ઊગિયો, તિમિર ગયું મુજ વહાલા રે.'

'ભાઈ' આખો દિવસ ગાયન ગાયા કરતો ને આનંદમાં રહેતો. વળી ત્રીજે માળે બેસી વાંચ્યા કરતો કે ભાષણો કરતો. સાંજે મિત્રો સાથે ફરવા જતો. રાત પડતી ને તાપીબા અધીરી

થતી. રાંધી લીધા પછી તે સડક પર પડતી જાળી આગળ બેસતી ને તેનાં આવતાં પગલાંના પડઘા સાંભળી રહેતી.

તાપીબાએ એક વાર લખ્યું હતું:

'કાનુડો શો કામણગારો, હો વેણુ વાગે છે!
યાદવકુલ અવતંસ, હો વેણુ વાગે છે!
લક્ષણવંતો એ સગરસ, હો વેણુ વાગે છે!
માતા જશોદાનો બાલ, હો વેણુ વાગે છે!
એની ઠમકંતી શી ચાલ, હો વેણુ વાગે છે!'

આઠ વાગતા સુધીમાં જો 'ભાઈ' ન આવે, તો તાપીબાના ઉચાટનો પાર રહેતો નહીં. કેમ નહિ આવ્યો હોય? શું થયું હશે? એ જ પ્રશ્નો તેના ચિત્તમાં ગભરાટ મચાવી મૂકે.

એક દિવસ 'ભાઈ' મોડો આવ્યો. લગભગ નવ વાગી ગયા, ને તાપીબાનું હૈયું બેસી ગયું. 'દીકરો કોઈ દહાડો મોડો ન થાય ને આજે આમ કેમ થયું હશે?' જાળી આગળ બેઠાં બેઠાં જ જાણે જીવ જતો હોય તેવી તેને મૂંઝવણ થવા લાગી, આંખમાંથી આંસુની સરિતા વહી રહી, આખરે — આખરે 'ભાઈ'ના આવવાનો અવાજ સંભળાયો ને એનામાં પ્રાણ આવ્યો; એણે આંસુ લૂછી નાખ્યાં.

'ભાઈ, આવ્યોને મા?'

આ શબ્દોમાં રહેલી વેદના 'ભાઈ'એ પારખી.

'બા, જરા મોડું થયું. વાદવિવાદ કરતાં વખતનું ભાન ન રહ્યું.' 'ભાઈ'એ કહ્યું.

'ચાલ, ભાઈ, ખાવાનું ટાઢું થઇ જાય છે. જમી લે.' તાપીબાએ કહ્યું.

પ્રેમના આ બોલ મને તમાચા કરતાં પણ વધારે ચમચમ્યા.

દીકરાએ બાની અધીરાઈ પારખી અને ત્યાર પછી કદી પણ આઠ વાગ્યાથી મોડું ન આવવાનું વ્રત લીધું.

પાંત્રીશ વર્ષ થઈ ગયાં. એ દરમ્યાન 'ભાઈ' અનેકની વહાર કરતાં શીખ્યો, પણ આઠ વાગ્યે એ ઘેર ન આવી શકે તો મા પૂછે જ, 'ભાઈ કેમ નથી આવ્યો?' ને આઠથી મોડું ઘેર જવાય તો દીકરાને જીવ જવા જેટલું દુઃખ થાય.

કોઈને ધાકથી કે ક્રોધથી વશ કરવાનો તાપીબાએ કદી પણ પ્રયાસ કર્યો નહોતો. બધા સાથે તે મીઠો ને સ્નેહાળ સંબંધ રાખતી. સર્વને પ્રેમને તાંતે બાંધી દેતી. અને તેથી રખેને તાપીબાને દુઃખ થશે એ ભય જંજીરથી પણ વધારે સખત રીતે સામાને જકડી લેતો.

તાપીબાનો એક મહાપ્રયત્ન એ હતો કે 'ભાઈ'ને જેવી રીતે બાપ રાખતા તેવી રીતે રાખવો. એને શાક લેવા ન જવું પડે, એને કપડાં ખરીદવા ન જવું પડે, એની પ્રતિષ્ઠાને કંઈ આંચ ન આવે, ગરીબાઈને અંગે પડતી અગવડો એને વેઠવી ન પડે. તાપીબા દીકરાની સર્વ પ્રકારની સંભાળ લેતી. બધું કામ પોતે જ કરી લેતી. દીકરાને જરાય મહેનત ન પડવા

હેતી. 'ભાઈ'ને ભણુવામાં કોઈ જાતનો વિક્ષેપ ન પડે એ એની હરહમેશની ચિંતા.

'ભાઈ' હમેશાં ગાડીમાં ફરતો. રખે એને ભાડૂતી ગાડીમાં ફરવું પડે તેથી ઓછું આવે, એ ભયે તાપીબાએ હમીર જોડે પહેલેથી જ નક્કી કરી રાખ્યું હતું. જ્યારે 'ભાઈ' આવે ત્યારે હમીર સ્ટેશન પરથી તેને પોતાની ગાડીમાં લઈ આવે, ને 'ભાઈ'ને જવું હોય ત્યારે પણુ હમીરની જ ગાડી હાજર. એ આવે ને 'ભાઈ'ને આગગાડી સુધી વળાવી આવે.

થોડા પૈસામાં 'ભાઈ'ને ગાડીની ને ગાડીવાળાની સગવડ ને પ્રતિષ્ઠા મળી. 'ભાઈ' પચીશ વર્ષ સુધી હમીરના શેઠ તરીકે ગામમાં ઓળખાયો.

પુત્રનાં આચાર-આમન્યા જોઈને પણુ તાપીબા હરખાતી. એની સંસ્કારિતા વધી, ઘટી નહિ. એણુે પહેલાં કદી રાખ્યાં નહોતાં તેવાં માનાં માન રાખવા માંડ્યાં. નાનપણુનો પ્રિય શબ્દ 'બા' છોડી, દોહિત્રાંઓ તાપીબા માટે માનપ્રદ 'જીજીમા' શબ્દ વાપરતાં તે દીકરાએ વાપરવા માંડચો.

ઘણી વખત જડીબહેન—દીકરી—ને સુવાવડ હોય કે એને કંઈ કામ હોય, તો તે છોકરાં સાથે લઈ તાપીબા પાસે ભરૂચ આવતી. જડીબહેન સ્વભાવે સ્નેહાળ ને નરમ. એના ભાવને સીમા નહિ. ભાઈ અને બહેનનો સ્નેહ જોઈ તાપીબા પોતાનું દુઃખ વિસારે પાડે. આખો દહાડો વાતો થાય. છોકરાંઓ હસે, બોલે ને રમે. રાતના બધાં દીવાનખાનામાં ભેગાં

જ સૂએ અને 'ભાઈ' વાર્તાઓ કરી બધાંનું મનરંજન કરે.

પરંતુ 'ભાઈ' પણ તાપીબાની ચિંતાનો ભાર વધારતો. એનું શરીર ઘણું જ નાજુક એટલે જરાજરામાં બગડી આવે. દર વર્ષે પરીક્ષા પૂરી થાય કે તરત તેને ઘણા દિવસ સુધી સખત અવધિયો તાવ આવે. એવે વખતે તાપીબાનો જીવ તાળવે ચોંટે. 'શું મહાદેવજી આ દુઃખિયારીની આંખની કીકી પણ લઈ લેવા બેઠા છે?' તેની મૂંઝવણ કહી ન જાય. તે એકવીશ કે અઠ્ઠાવીશ દહાડા સુધી ખડે પગે રાત ને દિવસ 'ભાઈ'ની ચાકરી કરે.

'માંદા'ની અને 'સુવાવડાં'ની માવજત કરવામાં તાપીબાનું પ્રાવીણ્ય અદ્વિતીય હતું. 'ભાઈ' માંદો પડે ત્યારે તેને એકલે હાથે ઉઠાડે, દાતણ કરાવે, નવડાવે, ખાવાનું તૈયાર કરે ને ખવડાવે, માથું ને પગ દાબી આપે, દેશી દવાના ઘણા નુસખાનો અનુભવ હતો એટલે તેનો પ્રયોગ કરે. રાતે 'ભાઈ' ઊંઘી જાય ત્યારે તેના પગ આગળ માથું મૂકી સૂઈ જાય ને 'તે' જરાક હાલે કે તેના વાંસા પર હાથ ફેરવી આશ્વાસન આપે.

'ભાઈ' સંબંધી એક મોટી ચિંતા ઊભી થતી જતી હતી. એની વહુ બાર વર્ષની થઈ ગઈ હતી, એટલે એ વખતના શિષ્ટાચાર પ્રમાણે થોડા દિવસમાં જ તેને સાસરે બોલાવી લેવાની જરૂર ઊભી થઈ હતી. વહુનાં માબાપનું ઘર સામા ફળિયામાં જ હતું, એટલે

તાપીબા રોજ વહુને જુએ કે તેની ચિંતા વધતી. વહુ હતી તો ફૂટડી, પણ શરીરમાં તે છેક નાની હતી ને એને ભણાવવાની તો કોઈ તસ્દી જ લેતું નહિ. સંસ્કારી સાસરિયામાં જે પ્રકારની રીતભાત જોઈએ તે તેને કોઈ શીખવતું નહિ. 'ભાઈ' તો મોટી મોટી વિદ્વાન સ્ત્રીઓની વાતો કરતો હતો ને તેનો પણ વહુ તરફ અણગમો વધતો હતો. શું થશે? આ વહુ ઘર માંડશે? 'ભાઈ'નું શું થશે?

બાએ વહુને ઘેર રાખી ભણાવવાનો નિશ્ચય કર્યો, જેથી ભાઈને એ વહુ ગમે. પણ આ વાત જાણી પિયરિયાં ગુસ્સે થઈ ગયાં. 'સાસરે વર સાથે રહેવાને વહુ જરૂર આવે, પણ સાસુની ગુલામગીરી વેઠવા કોણ આવે ને રહે? ભણેલી વહુ જોઈતી હતી તો શા માટે લેવા આવ્યાં હતાં?' તેમણે જવાબ આપ્યો.

પિયરિયાંને રુખીબા ઉત્તેજન આપતાં:

'એ ચીમન મુનશીની છોકરીને હું ઓળખું છું. તમારી છોકરીનો જરૂર ભવ બાળશે!'

અને આથી 'ભાઈ'ને મનાવવાનું કામ તાપીબા માટે ખૂબ જ અઘરું થઈ પડતું. વહુ વિષેના 'ભાઈ'ના ખ્યાલ નાટકી હતા. એને તો સાથે ગાય, વગાડે ને અંગ્રેજીમાં વાતો કરે એવી વહુ જોઈએ ને એને આવી વહુ પરણાવી તે માટે 'ભાઈ' ખૂબ જ અકળાય. 'વહુ અભણ છે, મૂર્ખ છે, એની માએ એના દાંત રંગ્યા છે, માટે હું એને નહીં બોલાવું,' એવી વાતો

કરે. ઘણી વાર તો ખૂબ અકળામણ થતાં ‘ભાઈ’ બિચારો આંસુ પણ સારે. આ સંકટનો ભાર વહેવાને પણ તાપીબા દૃઢતાથી તૈયાર થઈ. તેણે વહુને બોલાવી ને પોતાને ત્યાં રાખી. પિયરિયાં કકળવા લાગ્યાં. એને એમને ત્યાં જતી બંધ કરી. રુખીબાએ તેને ફોસલાવી વાતો કઢાવવા પ્રયાસ કરવા માંડ્યા એટલે રુખીબા સાથે પણ તેને બોલતી બંધ કરી.

અજંટાના સ્રષ્ટા કોઈ બૌદ્ધભિખ્ખુની કર્તવ્ય-દક્ષતાથી સખત ને અણઘડ પથ્થરમાંથી જીવંત ને સંસ્કારી વહુની મૂર્તિ તેણે ઘડવા માંડી, જે મૂર્તિ એ પોતે પોતાના બાળમુકુંદને ગર્વથી અર્પણ કરી શકે.

પોતાની બુદ્ધિના ગર્વમાં મસ્ત, પોતાની સમૃદ્ધ ઊર્મિ ને કલ્પનાથી ઘેરાયેલો દીકરો તો માને દોષ દેતો રહ્યો.

તા. ૧૯મી એપ્રિલ ૧૯૦૪ને દિવસે પોતાની નોંધપોથીમાં તેણે લખ્યું :

> ‘અતી ઘેર આવવાની છે, પણ તે તદ્દન અભણ છે. અને એની મા એને ભણાવતી નથી ને બાને ભણાવવા દેતી નથી !’

એપ્રિલ ૧૯૦૪થી તે એક વર્ષ સુધી તાપીબાએ અનહદ પ્રયાસ કર્યો. બોલવું ને બેસવું, ચોટલો ને ચાંલ્લો કરવો, રાંધવું ને વાસણ માંજવાં, વાંચવું ને લખવું, એ બધી કલાઓ તાપીબાએ નાની વહુને શીખવવા માંડી. પણ બાળપણના સંસ્કારોનું પરિવર્તન કરવું એ તો પથ્થર ઘડવા કરતાં પણ અઘરું થઈ પડ્યું.

જ્યારે એ બિચારી અજ્ઞાન બાલાથી કંઈ અસંસ્કારી બોલાઈ જતું ત્યારે બાને ખૂબ દુઃખ થતું, ખોટું લાગતું ને હિંમત ભાંગી જતી. પછી બા 'તારા'નું નામસ્મરણ કરી રડતી. પણ 'ભાઈ'ના સંસારનું શું થશે એ વિચારે તે ફરી વહુને ઘડવા બેસતી.

'ભાઈ' પણ ઘણો આડો હતો. તે સંસાર માંડવા તૈયાર નહોતો. એ રીતે તો એ પ્રતિષ્ઠા ખોવાનો, દુઃખી થવાનો ને દુરાચારનો રસ્તો લેવાનો. દીકરાને બચાવી લેવાની જરૂર હતી. પોતાની સમજાવવાની બધીય શક્તિ ને અગાધ પ્રેમનાં દબાણ તાપીબાએ પુત્ર પર કર્યાં.

પરિણામે પુત્ર ૯–૨–૧૯૦૫ ને દિવસે નોંધ-પોથીમાં હૃદય ઠાલવે છે:

> 'સ્ત્રી ઘેર આવવી જ જોઈએ, પણ મારો સંસાર કેવો ચાલશે ? એનું શું પરિણામ આવશે ? મારી સ્ત્રી કેવી નીકળશે ? મારા વિચારો તો વિચિત્ર છે; પછી હું સંસાર કેવી રીતે સુખી કરી શકીશ ?'

પછી નોંધપોથીમાં સંકલ્પ નોંધાય છે:

> 'જે છોકરીને હું સ્વીકારવાનો છું, તે જરા પણ મારી ધારણા પ્રમાણેની નીવડશે, તો હું જોરજુલમથી પણ મારું જીવન સીધું ચલાવીશ.'

આમ તાપીબાએ પોતાના વહાલસોયા દીકરા પર વિજય મેળવ્યો.

૭

સંક્રાન્તિકાલની એ કથા છે. વર્ષો સુધી હું એનો ભોગ બન્યો ન હોત તો એ કથા સારી રીતે વર્ણવી શકત.

લક્ષ્મીના — હું અતિલક્ષ્મીને લક્ષ્મી કહેતો — પિતાના ઘરને એ વખતે નવા સંસ્કારોનો જરા પણ સ્પર્શ થયો નહોતો. લક્ષ્મીનું શરીર તદ્દન નાનું હતું એટલે બધાં તેને નિર્જીવ ગણતાં. તેર વર્ષે તે માત્ર આઠ વર્ષની લાગતી. ત્રણચાર વર્ષની હતી ત્યારે તેનો વિવાહ થયેલો, આઠમે વર્ષે તે પરણી. એ ઊંચા કુળની હતી, ટેકરાના મુનશી જોડે એનો વિવાહ થયો હતો. બધા જેને 'કનુભાઈ' કહેતા હતા તે એનો વર હતો, તે વડોદરે ભણતો હતો.

વર ભરૂચ આવે ત્યારે તેને એ બારણા પાછળથી, ન્યાતમાં કે સાસરે જાય ત્યારે નિહાળીને જોતી. વળી તે સાસરે જમે ત્યારે તેની પછી તેના ભાણામાં બેસી એ જમતી ને એની પત્ની થવાને સદાય તૈયાર રહેતી. એની સહિયરો એની અદેખાઈ કરતી, કારણ કે એનો વર ન્યાતમાં બહુ જ સારો લેખાતો.

એને સાસુનો બહુ ડર લાગતો. તાપીબાઈ મુનસણને ન્યાતમાં કેટલાક ચેષ્ટાખોરો 'ભાયડો' કહેતા, કારણ કે એ ચશ્મા પહેરતી ને પુરુષની માફક હિસાબ રાખતી. 'તેલ મરચું ખાવાથી તને હમેશાં ખાંસી રહે છે' કહી તે સ્વાદિષ્ટ વસ્તુ ખાવા પણ ન દે. તેલ મરચાં વિના કેમ ભાવે? અને એ સાસુ

નહાતી વખતે સાબુ ચોળાવે. સાબુ ચોળ્યે કોઈ ગોરું થયું છે? અને એની આગળ કંઈ બોલાય નહિ. એ બોલે ત્યારે આપણે મૂરખ લાગીએ. બધાં તુંતાં કરે, હોંશાતોંશી કરે, ઘાંટાઘાંટ કરે. અને એમાં શું ખોટું? પણ આ સાસુ ઊંચે સ્વરે કદી બોલે નહિ ને આપણાથી એમ બોલાઈ જાય તો એ મૂંગી થઈ જાય ને તરત એને ખોટું લાગે!

ભાર્ગવની બધી છોકરીઓ બારમે વર્ષે સાસરે જાય, પણ આને તો ક્યાંય સુધી એ સાસુ સાસરે બોલાવે નહિ. આથી સહિયરોમાં એને ખરાબ લાગવા માંડ્યું.

એક વાર સાસુએ કહ્યું: 'દાંતે રંગ ન મુકાવતી, તારા વરને એ નથી ગમતું.'

'એમ તે કંઈ ચાલે,' એમ કહી એની બાએ રંગ મૂક્યો.

બીજે દહાડે એને સાસરે બોલાવવામાં આવી. સાસુજીએ કહ્યું: 'ત્રીજે માળે જા, 'ભાઈ' બોલાવે છે.' વહુના હાંજા ગગડી ગયા. દાદર ચડતા સુધીમાં તો એના પગ બેવડાઈ ગયા. ઉપર ગઈ તો મોટા ખાટલા આગળ 'એ' ઊભા હતા. એમના મુખ પરથી લાગતું હતું કે એ બહુ ગુસ્સે હતા.

'તને બાએ કહ્યું હતું ને કે દાંત નહિ રંગાવતી?'

વહુથી જવાબ ન દેવાયો. 'ત્યારે કેમ રંગાવ્યા?' તેમણે ભયંકર અવાજે પૂછ્યું. વહુ ધ્રૂજી રહી.

'મારી બાએ કહ્યું.' વહુથી બોલાઈ ગયું.

'તારે આ ઘરમાં રહેવું હોય તો મારું કહ્યું માનવું પડશે.' 'એમણે' ગર્જના કરી. 'જા, ને કાલથી અહીંયાં બા પાસે રહેજે. જા, દાંત હમણાં ને હમણાં સાફ કરાવી નાખ, ને ખબરદાર, બાના કહ્યા વિના પિયર પગ મૂક્યો છે તો! જા.'

વહુ આજ્ઞા સાંભળી સાસુજી પાસે પાછી ગઈ. દાંત રંગવાના નહિ ને પિયર પણ જવાનું નહિ! નીચે સાસુજી પાસે પહોંચી ત્યારે એની આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં.

સાસુજીએ એને ઘણી સાંત્વના આપી. સાસરિયામાં રહેવાના ફાયદા સમજાવ્યા, ને કહ્યું: 'જો, કાલથી સ્લેટ ને પેન મંગાવીશું. દાંત પણ સાફ કરાવી નાખશું; ને તું થોડા દહાડામાં તો ખૂબ હોશિયાર થઈ જશે.'

નાની સરખી અજ્ઞાન વહુના મગજમાં પણ એક વસ્તુ દીવા જેવી હતી. 'એનો 'વર' કહે એ જ વાત ખરી.'

બીજા દિવસથી જ એ સાસુજી પાસે આવીને રહી. માબાપનું ઘર છોડ્યું. રુખીબા જોડે વાત ન કરવાના સમ ખાધા ને હાથમાં સ્લેટ ને પેન લીધાં.

બાર મહિના સુધી તે દિવસ ને રાત સાસુજી પાસે રહી, આંખમાં આંસુ સાથે પણ એમણે જે કંઈ કહ્યું તે તેણે બરાબર કર્યું. ને આ સાસુની મોહની તેને લાગી. તેમાં તે ફસાઈ. આવું હેત ને આવી કાળજી

એણે એની આટલી જિંદગીમાં જોયાં નહોતાં. સાસુજીએ વહુને બધુંય શીખવ્યું: 'ભાઈ' શું ખાય છે, એનો પાટલો લોટો કેમ કરવો, એને શું શું ગમે છે, એની પથારી કેમ કરવી. ઘણા દિવસો સુધી કલાકના કલાક સુધી સાસુજી 'ભાઈ'ની વાત કરે ને વહુ તે રસથી સાંભળે.

લક્ષ્મીમાં આર્ય સ્ત્રીનો વારસો અસ્પષ્ટ હતો; સાસુજીએ તે સ્પષ્ટ કર્યો. આ અનુભવી સાસુએ એક વાર એની આ વહુ માટે મંત્ર લખ્યો:

'પતિવ્રતાનો ધર્મ પાળી આજ્ઞા શિર ચડાવજો;
સાસરવાસે પ્રીતિ રાખી, કાર્યમાં ઝંપલાવજો.
કર્મ, મન, વાણી વિષે, શુદ્ધ ચિત્ત રાખજો;
ઊર્મિ ઉદ્યમકેરી ધરી, ઉત્સાહ વધારજો.
સદ્ગુણો ધારી તમે, હર્ષ ઉર લાવજો;
પતિ અર્ધ અંગ શોભી, કુળને દીપાવજો.
દિલે ઉદાર રહી, છાપ રૂડી પાડજો;
પ્રેમરસ પાઈ, પીને, સંસાર સોહાવજો.
લોભ, મોહ આદિ ત્યાગી, અભિમાન કાઢજો;
વિનયવાણીથી ઊંચું પદ રૂડું પામજો.'

આ જ હતો પહેલાં પચાશ વર્ષનો તાપીબાનો જીવનમંત્ર.

શિયાળો ગયો ને ઉનાળો આવ્યો. 'એ' કૉલેજમાંથી ઘેર આવ્યા. આજે એ એના વરને મળવાની હતી. એ શું કહેશે? વઢશે? એની ઘણી બહેનપણીઓને માર પડતો હતો; શું વર મારશે?

૨૧મી એપ્રિલની રાત હતી. આખરે – આખરે એના વર એને મળશે. તેનું હૈયું હરખાતું હતું, સાથે બીકથી કાંપતું હતું. તે ધીમે ધીમે ત્રીજે માળે ગઈ. હીંચકા પર ‘એ’ બેઠા હતા.

‘આવ, બેસ.’ તેણે હસ્યા વિના જ કહ્યું.

તે ગભરાતી ગભરાતી તેની પાસે જઈને બેઠી.

‘તને ભણતાં આવડે છે?’

‘હા. બીજી ચોપડી વાંચું છું.’ ને એનું નાનકડું હૈયું ગભરાઈ ગયું. શું એણે અપમાન કર્યું હતું? એના વરના હોઠ કાંપી ઊઠ્યા હતા. આ શું? ને એકદમ એ રડી પડ્યા. મારા બાપ રે, શું થયું? ‘ગભરાતી નહીં, હું સ્વભાવે સારો નથી.’ તેણે રડતાં રડતાં કહ્યું, અને તેના જ ખભા પર માથું મૂક્યું.

એની કોઈ સહિયરોએ તો કહ્યું નહોતું કે મળતાં વાર જ વરો રડી દે છે!

. . . . . .

જીજીમા સદાય મારે માટે પ્રાણ આપવા તત્પર હતાં. ફેબ્રુઆરીથી મેં એમની આજ્ઞા ઉઠાવવાનો નિશ્ચય કર્યો હતો. મા અને જે છોકરીના જીવનનો હું આધાર હતો તેને દુઃખી કરવામાં મને પાપ દેખાવા માંડ્યું. દિવસ ને રાત મારો જીવ ઉચાટમાં રહેતો. મનની સ્વસ્થતા પ્રાપ્ત કરવા આથી હું વાંચ્યા કે લખ્યા કરતો. પણ મન કેમે કરી માનતું નહિ.

શૃંગારનાં ગાયનો દ્વારા મેં એક વિચિત્ર પ્રકારનું કાલ્પનિક જીવન ઊભું કર્યું હતું. નાયિકાનું ગીત જાણે દેવી મને ઉદ્દેશીને ગાતી હોય એમ હું ગાતો અને નાયકનું ગીત હું જાણે મારી દેવીને સંભળાવતો હોઉં એમ ગાતો. દુનિયા ધારતી કે હું તો માત્ર ગાયન ગાઉં છું પણ ખરું જોતાં હું તો મારી પ્રિયતમા જોડે વાર્તાલાપ કરતો હતો. અને તે દેવી હતી—વર્ષો પહેલાં સાથે રમેલી છોકરી પર અપૂર્વ રૂપ ને ગુણનું આરોપણ કરી મારી કલ્પનાએ સર્જેલી નાની, નમણી નવોઢા. કેટલીક મારી પ્રિય અંગ્રેજી વાર્તાઓની નાયિકાઓને તો મેં માત્ર એ સુંદરીની છબીઓ જ માની હતી. એક પ્રકારની મીરાંના જેવી દશા હું કેટલાંક વર્ષ થયાં અનુભવતો હતો, એટલે રસિક ને શૃંગારી હોવા છતાં વાસ્તવિક સ્ત્રીનું મને આકર્ષણ નહોતું.

બુદ્ધિના બડેખાં હોવાનું મારું અભિમાન ઓછું નહોતું. સોળમે વર્ષે તો મેં તત્ત્વજ્ઞાન વાંચવા માંડ્યું હતું. સત્તરમું વર્ષ પૂરું થતાં તો હું જર્મન તત્ત્વવેત્તા કેન્ટનું 'શુદ્ધ પ્રમાણનું પૃથક્કરણ'[1] સમજવાનાં ફાંફાં મારતો હતો. અને જેઓ ઓછી બુદ્ધિના હતા તેમના તરફ હું તિરસ્કારની નજરે જોતો હતો. પાશ્ચાત્ય સંસ્કારોના સેવનથી હું પૂરેપૂરો આત્મકેન્દ્રી ego-centric—બની ગયો હતો. મને કોની પરવા હતી? મારે ક્યાં કોઈની સાથે સમાધાન કરવાનું હતું?

1. Kant: *Critique of Pure Reason.*

શા માટે કરવાનું હોય? માત્ર બુદ્ધિના બળ વડે જ મારે તો જગત જીતવાનું બાકી હતું. ઊર્મિ, ઘેલછા અને અભિમાનમાં બહેકેલો હું સ્ત્રીની બાબતમાં તે વખતે સમાધાન કરવા યોગ્ય નહોતો. પણ જીજીમાના અદ્ભુત પ્રેમને વશ થઈ મેં આ સમાધાન કબૂલ્યું હતું.

આ પ્રતિજ્ઞા પાળતાં મારો જીવ રહેંસાઈ જતો હતો. પણ આમાં કોઈનો દોષ નહોતો. અમે બધાં માત્ર સંક્રાન્તિકાલનાં ભોગ બની બેઠાં હતાં એ વાત સમજવાની મારામાં શક્તિ નહોતી. હું કલ્પનાવિલાસી ને સાથે 'कोऽन्योऽस्ति सदृशो मया'ના ગર્વવાળો હતો. હું તો મારી સાથે પ્રેમવિવાદ કરી શકે અને કેન્ટ ને સ્પેન્સર વાંચી શકે એવી સહચરીને ઝંખતો હતો....અને મને મળી હતી લક્ષ્મી....જે તદ્દન બાળક હતી— શરીરે, બુદ્ધિમાં ને વિકાસમાં.

હું હતાશ થઈ ગયો. મારું હૈયું સદાય રડતું રહેવા લાગ્યું. મેં મરવાનો નિશ્ચય કર્યો. ૨૨મી એપ્રિલની આગલી તારીખની રોજનીશીમાં મેં હૃદય ઠાલવ્યું; પાછળથી ડહાપણ વાપરી થોડાં પાનાં ફાડી નાખ્યાં. ૨૧–૪–૧૯૦૫ની તારીખ નીચે એ નોંધમાંથી માત્ર આટલી જ લીટીઓ રહેવા દીધી:

> 'કાલે એ અહીં રહેવા આવી. બાએ એનું ધાર્યું જ કર્યું. હું હવે મારું ધાર્યું કરીશ.... એ તો ઘણી જ, ઘણી જ બાળક છે. જાણે હું નાના બાળકની સોબતમાં હોઉં એમ મને લાગે છે....'

લક્ષ્મી નિર્દોષ, અજ્ઞાન ને શ્રદ્ધાળુ હતી. એની આંખોમાં સદાય ભક્તિ તરવરતી. એ તો માત્ર મારી મહેરબાનીની દીન ભિખારણ હતી. એની જોડે ક્રૂરતાથી વર્તવાનું મારે માટે અઘરું થઈ પડ્યું. એટલે હું મારી જાત પર ક્રૂર થયો.

લક્ષ્મી પાસે ન હોય ત્યારે હું એકલો એકલો આક્રન્દ કર્યા કરતો ને કાગળ પર ધગધગતા શબ્દોમાં મારી અધમતા ને મારું દુઃખ વ્યક્ત કરતો. આમ આક્રંદ કરતાં મારી ઊંઘ ચાલી ગઈ.

પંદર દિવસ સુધી નોંધપોથીનો પણ આશ્રય ન લેવાયો. એ પખવાડિયાની વેદના મેં ૬–૫–૧૯૦૫ને દિવસે નોંધી:

> '.... વેદના ને જીવલેણ દુઃખ હું સતત અનુભવું છું. મારો અભ્યાસ, મારી ખાસિયતો ને રંગભૂમિના મારા શોખે મને બગાડી મૂક્યો છે. મેં બહુ ઊંચા આદર્શો સેવ્યા. મારી આશાઓ મેં 'ઍવરેસ્ટ' પર ટેકવી. મેં સ્વપ્નાં જ જોયા કર્યાં — કોઈએ નહીં જોયેલાં એવાં. તિલોત્તમા ને સાવિત્રી[1] એ મારા આદર્શો. મેં તો સુંદર વાત કરનારી ને સાથે સાથે ગંભીર, વિચારશીલ ને સમસંસ્કારી પત્ની ઝંખેલી; પણ એ આશા તો ગઈ. હમેશને માટે કચરાઈ ગઈ.........'

---

૧. 'જગતસિંહ' ને 'સંસારી સાવિત્રી' નામનાં નાટકોની નાયિકાઓ.

પછી લખેલાં પાનાં ફાડી નાખ્યાં ને છેવટે ઉમેર્યું:

'હું કેવો મૂર્ખ ને નિર્બળ થઈ ગયો છું! હું ગૂંગળાતો ઘેર આવ્યો. બા ને બહેન આગળ રડી દેવાયું—એકાન્તમાં રોજ રડતો હતો તેમ. મારું ભગ્ન હૈયું કોણ સાજું કરશે?

કોઈને માટે નહીં તો મારી બાને માટે તો મારે જીવવું જ રહ્યું.'

૯મી જૂને ઉનાળાની રજા પૂરી થઈ ને હું કૉલેજમાં જવા તૈયાર થયો ત્યારે મેં નોંધ કરી:

'આવી ભૂંડી રજા મેં કદી ગાળી નથી. હું તો હૈયાભંગ થઈ ગયો છું. મારો આનંદ અસ્ત થઈ ગયો. સુખમય સંસાર પર અંધારું ફરી વળ્યું. હું ક્યારે સુખી થઈશ—ક્યારે? રાત ને દિવસનાં આ દારુણ દુઃખો ક્યારે શમશે?'

અને કૉલેજમાં આવ્યો ત્યારે પણ આ દુઃખ શમ્યું નહીં.

૮

મારા નાના નાજુક શરીરમાં ભારે ચીવટાઈ હતી. આ અશાંતિથી મેં મરવાનો નિશ્ચય કર્યો. પરંતુ મરવુંય મહેનત કરીને એવો પણ મેં નિર્ણય કર્યો. અશાંત મગજને લીધે મને રાત્રે ઊંઘ આવતી નહીં, ત્યારે હું વાંચ્યા જ કરતો.

૧૯૦૫માં પ્રોફેસરો અને સહાધ્યાયીઓ મારા તરફ પક્ષપાત બતાવવા લાગ્યા. વાદમંડળમાં પણ મારું સ્થાન આગળ પડતું હતું.

આ વર્ષમાં તત્ત્વજ્ઞાનના વાચન ઉપરાંત મેં ફ્રાન્સના વિપ્લવનો વિસ્તૃત અભ્યાસ કર્યો. એ વખતે જે સિદ્ધાંતો પ્રચલિત હતા, તે સિદ્ધાંતોએ મને મુગ્ધ કર્યો. હ્યુગોની કૃતિઓ પણ હું વાંચી ગયો. ડ્રુમાની તો એકેએક કૃતિઓ એક કરતાં પણ વધારે વાર વાંચી. અને એ સમયની મારી નોંધપોથીમાં મેં એમ પણ લખ્યું છે, કે વર્ડ્ઝવર્થ, બાયરન, શેલી અને ટેનીસનનાં બધાં કાવ્યો વાંચી ગયો.

હું ૧૯૦૪થી નવા છાત્રાલયની વીસમી રૂમમાં રહેતો. પ્રાણુલાલભાઈ ને એક મિત્ર ઓગણીસમી રૂમમાં રહેતા. ૧૯૦૫ના જૂન મહિનામાં ગણિતનો ફેલો સુપરિન્ટેન્ડન્ટ થયો. તેણે મને વીસમી રૂમમાંથી બીજે જવાનું કહ્યું; તેને પોતાને એ રૂમમાં આવવું હતું. મેં ના પાડી. એણે મારો સામાન બહાર મુકાવ્યો. મેં બીજે જવા ના પાડી. ત્રણ દિવસ સુધી એ સામાન બહાર ઓટલા પર જ પડી રહ્યો. પ્રોફેસર આર્નોને વચમાં પડયા, ને તેમણે ચુકાદો આપ્યો કે વીસમી ઓરડીમાં ચાલુ વર્ષના છ મહિના સુધી ફેલો રહે અને બાકીની જે રૂમો ખાલી હોય તેમાંથી મને જે રૂમ પસંદ પડે તેમાં મારે રહેવું; અને ૧૯૦૬માં મને મારી રૂમ પાછી મળે. મેં નછૂટકે એ જ

માળ પરની ચાદમી રૂમ કબૂલ રાખી. પણ તેમાં મેં ન મૂક્યો સામાન કે ન ગયો વાંચવા કે સૂવા. મારો સામાન ને કપડાં મેં પ્રાણુલાલભાઈની રૂમમાં મૂક્યાં. સૂવાનો ખાટલો પણ એ રૂમની ગૅલેરીમાં રાખ્યો, અને ફાવ્યું ત્યાં વાંચ્યા કર્યું. ચોદમી રૂમમાં હું રહેવા જાઉં એ માટે ફેલોએ અનેક રસ્તા શોધ્યા, પણ એકેય પ્રયત્નમાં તે સફળ ન થયો. ઓગણીસમી રૂમમાં બેઠાં બેઠાં મેં એને ખૂબ પજવ્યો. એ પણ પહેલી એલએલ. બી. માટે વાંચતો હતો; તેમાં મેં એને પુષ્કળ ખલેલ પહોંચાડી. એને વીસમી રૂમ પચી નહિ. એ વર્ષે તે 'અંબાલાલ સાકરલાલ પારિતોષિક' મેળવવા ઉત્સુક હતો. પરિણામ આવ્યું; હું પહેલા વર્ગમાં આવ્યો હતો ને પારિતોષિક પણ મારી ગયો હતો.

૧૯૦૬માં મને મારી રૂમ પાછી મળી ત્યાં સુધી હું છાત્રાલયમાં જંપીને બેઠો નહિ ને ફેલોને જંપીને બેસવા દીધો નહિ.

અમે ૧૭–૧૨–૧૯૦૫ને દિવસે વડોદરા કૅમ્પમાં દારાશાને ત્યાં ભેગા મળ્યા હતા. ત્યારે અમે જે જે વિષયો ચર્ચ્યા હતા, તેની મેં નોંધ કરી હતી: પારસીઓની સામાજિક સ્થિતિ, ગાયકવાડી રાજ્યમાં ખેડૂતોની સ્થિતિ, બહિષ્કારપ્રવૃત્તિ, હિંદની વિશિષ્ટતા, ઈશ્વર, અને સ્રીની સમાનતા. અમારી ચર્ચાઓ દિવસ ને રાત ચાલ્યા જ કરતી, ને તેમાં ધાંટાધાંટી પણ પુષ્કળ થતી.

ઈશ્વર તો મારો પ્રિય વિષય થઈ પડ્યો હતો; કારણ કે નાસ્તિકતા અને જડવાદ હું સ્વીકારતો થયો હતો. ફ્રેન્ચ વિપ્લવ વખતના વિચારતરંગોએ મને મુગ્ધ કર્યો હતો. મિરાબો, શેક્સપિયર, દાંતાં, ને નેપોલિયન — ચારેયનાં પરાક્રમોનું મનન ને કીર્તન હું કર્યા કરતો હતો. જેવો હું પહેલાં ધર્મચુસ્ત હતો, તેવો જ હવે પાશ્ચાત્ય સંસ્કારને વશ થઈ ગયો હતો. એ સંસ્કારસ્પર્શની ઘેલછામાં મેં જનોઈ અને શિખા પણ ત્યાગ્યાં હતાં.

૧૯૦૫માં, મારી જન્મતિથિએ મેં એ વખતનું મારું વર્ણન લખ્યું હતું :

> ‘મને અઢાર વર્ષ પૂરાં થયાં. તેમાં છ મહિના તો હું ગમગીનીમાંથી છૂટી શક્યો નહિ. હજી સુધી કલંક લાગે એવું મેં કંઈ કર્યું નથી. અને ભવિષ્યમાં પણ એવી જ રીતે રહેવાની આશા સેવું છું. મારે કર્મે હવે બહુ થોડું જીવવાનું લખાયું છે, પણ એટલામાં મારે માટે, મારા દેશને માટે અને મારા દેશબંધુઓ માટે કંઈક ચિરંજીવ કરી જાઉં એવી ઇચ્છા છે. . .
> . . .Materialist, Ultra-reformist, Ardent-Congressman I end my eighteenth year.’

Materialist — જડવાદી! સંશય જેનો પ્રાણ છે એવા પાશ્ચાત્ય સંસ્કારોમાં હું ફસાઈ ગયો; રાષ્ટ્રીયતાની તો તુટીફૂટી તુંબડી માત્ર હાથમાં હતી એટલું જ.

ઉદ્વેગ, અશાંતિ ને મરી જવાનો છું એવી માન્યતામાં પણ જીવવા ને જીતવાની આત્મશ્રદ્ધા મારામાંથી ગઈ નહોતી.

૧૯૦૬માં મેં ઍલ્ફિન્સ્ટન કૉલેજમાં જવાનો વિચાર કર્યો; પણ મહિને વીસ રૂપિયાથી વધારે કોઈ પણ પ્રકારે મારે માટે બચે તેમ ન હોવાથી હું ખિન્ન હૃદયે સિનિયરનું વર્ષ પૂરું કરવા વડોદરે આવ્યો.

એ વખતે મને જે દુઃખ થતું હતું, તેના અગ્નિમાં દાઝતાં દાઝતાં મેં અનેક પ્રકારની નવી પ્રવૃત્તિઓ આદરી. રોજ રાતે અકળામણ થતી હોવાથી શેતરંજી પર સૂવાનું શરૂ કર્યું. થાકી જવાય માટે બન્યું તેટલું ટેનિસ રમ્યો. ઊંઘ ન આવે ત્યારે ઘાસના પટ પર પડી રહી ગ્રહો ને તારાઓ જોવા માંડયા. હું ક્લાસમાં માત્ર હાજરી પુરાવવા જ જતો; બાકીનો વખત વાંચ્યા કરતો. અમારા તત્ત્વજ્ઞાનના અધ્યાપક પુરોહિતના વર્ગમાં હું જતો નહિ; તોપણ તત્ત્વ-જ્ઞાનના કોયડા ઉકેલવા તેમને ઘેર જતો. એ સમયમાં મેં 'અંગ્રેજી સાહિત્યનું દિગ્દર્શન'[૧] નો પણ અભ્યાસ કર્યો.

જાન્યુઆરીમાં મેં રાનડેની કૃતિઓ વાંચી, તા. ૨૧મીએ નોંધ કરી:

> 'રાનડે એમના યુગના પ્રતિનિધિ હતા. એ યુગ સંક્રાન્તિનો હતો. નવહિંદને એમણે રાજકીય, સામાજિક અને ધાર્મિક પંથ બતાવ્યો.

૧. Chamber's Cyclopædia of English Literature.

અને એ જ પંથે અત્યારે પણ હિંદ ચાલ્યું જાય છે; એ રાનડેની મહત્તા બતાવી આપે છે.'

હિંદમાં રાજકીય પરિવર્તન થઈ રહ્યું હતું. ૧૯૦૫ની ૧૧મી ફેબ્રુઆરીને રોજ કર્ઝને હિંદીઓને જુઠ્ઠા કહ્યા. ૧૯મી જુલાઈએ બંગભંગનો ઠરાવ બહાર પડ્યો. ૭મી ઑગસ્ટે આખા બંગાલે સ્વદેશી-વ્રત લીધું. ૧લી સપ્ટેમ્બરે નવા પ્રાંતનું જાહેરનામું બહાર પડ્યું. ૧૬મી ઑક્ટોબરે બંગભંગ અમલમાં આવ્યો. તે વખતની પરિસ્થિતિ અને આ બનાવોની મારા પર થયેલી અસર મેં 'સ્વપ્નદ્રષ્ટા'માં આલેખી છે. પણ એ સમયના એકબે પ્રસંગ વીસરી શકાય એમ નથી.

મોહનલાલ પંડ્યા પર અરવિંદ ઘોષની ખૂબ જ અસર હતી. એને પરિણામે એણે મને એક ગુપ્ત મંડળમાં જોડાવાની વાત કરી. 'કાર્બોનારી' જેવી છૂપી મંડળી વિના સ્વતંત્રતા મળવી અશક્ય છે એમ અમે ઇટલીના દૃષ્ટાંતથી માનતા થયા હતા. એક વખત હું અરવિંદ ઘોષના ભાઈને પણ મળ્યો. અને તેમના તરવરતા વ્યક્તિત્વે મારા પર ઘણી ઊંડી અસર કરી હતી. બૉંબ બનાવવાની યોજના વિષેની યાદી પણ મેં જોયેલી.

એક રજાના દિવસે, નિર્જન કૉલેજના રસાયણ-શાસ્ત્રના ખંડમાં અમારે ભેગા થવાનું હતું. એક મિત્ર એ ખંડનું ધારે ત્યારે તાળું ખોલી શકતો. બૉંબ બનાવવા વિષે તે દહાડે ત્યાં પ્રયોગ થવાનો હતો.

છૂપી રીતે મળવાનું, તાળાંને ખોટી કૂંચી લાગુ કરવાનું, ચોરી છૂપીથી બૉંબ બનાવવાનું — આ બધી પ્રવૃત્તિઓ મને રુચી નહીં. વખત છે ને એ બધી પ્રવૃત્તિ માટે જોઈતી હિંમત મારામાં નહીં હોય. વખત છે ને કંઈ પણ વસ્તુ ગુપ્ત રાખવાની મારામાં સ્વભાવજન્ય અશક્તિયે હોય. હું તે દહાડે પ્રયોગ શાળામાં મોડો ગયો ત્યારે બંધ હતી. પાછળથી મેં સાંભળ્યું કે પ્રયોગના પ્રારંભમાં જ કાચની કોઈ વસ્તુ તૂટી જવાથી એક મિત્રના હાથમાં સખત વાગ્યું, અને પ્રયોગ મુલતવી રહ્યો.

પછી એકબે વાર મોહનલાલ પંડ્યાએ મને ખાનગીમાં મળવાને બોલાવ્યો, પણ હું ગયો જ નહીં હિંસાત્મક ક્રાન્તિકારી થવાની મારામાં તાકાત જ નહોતી એમ મને લાગ્યું.

ઊંડા પાણીમાં ન ઊતરવું એવો મેં સંકલ્પ કર્યો હતો; છતાં પણ મારો રાષ્ટ્રીયતાનો અભ્યાસ તો મેં ચાલુ જ રાખ્યો. હિંદમાં મોટો વિપ્લવ થાય તો ગાયકવાડ સરકાર હિંદી સ્વાતંત્ર્યના વિક્ટર ઇમેન્યુઅલ બનશે એવી આશાઓ જે અભ્યાસીઓ સેવતા તેમાંનો હું પણ એક હતો. જાપાન, ચીન અને હિન્દ — ત્રણેય મળીને એક સ્વતંત્ર 'બુદ્ધદેશ' કેમ થાય તેની મેં એક યોજના પણ તૈયાર કરી હતી, અને તેને અંગે જાપાનના ઇતિહાસનો અભ્યાસ કર્યો અને 'જાપાન અને જાપાનીઓ' પર એક મોટો નિબંધ લખ્યો.

અરવિંદ ઘોષ રજા લઈ કલકત્તા ગયા. ત્યાં એમણે રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ઝુકાવ્યું. અને 'વંદેમાતરમ'નું તંત્રીપદ લીધું. આ વિષેનો ઉલ્લેખ મેં 'સ્વપ્નદ્રષ્ટા'માં કર્યો છે. 'વંદેમાતરમ્'ના લેખો વાંચી હું વેંત વેંત ઊછળતો. અરવિંદ ઘોષે ફેબ્રુઆરી ૧૯૦૬માં જે ભાષણ આપ્યું, તેના ભણકારા ક્યાંય સુધી મારા હૃદયમાં વાગ્યા કર્યા. ૧૫–૨–૧૯૦૬ ની મારી નોંધપોથીમાં આ વિષે નોંધ કરેલી :

> "અરવિંદ ઘોષનું ભાષણ સાંભળ્યું. 'હિંદુસ્તાનનો ઉદ્ધાર આપણા જ હાથમાં છે. આત્મશ્રદ્ધા રાખો. તમારો ઉદ્ધાર તમે જ કરો. તમે જીવો તોપણ તમારે જ માટે. જે પલે તમે સ્વાધીન થવાનો સંકલ્પ કરશો તે દિવસે તમારું ધ્યેય સિદ્ધ થશે. Believe in yourself. Work for yourself. Live for yourself. The moment we decide to rule ourselves, our object will be accomplished.'"

આ દૈવી સંદેશ અમારે માટે તો નવો હતો; અને વસંતઋતુની પહેલી મીઠી લહેરની માફક એ અમારા જીવનને નવપલ્લવિત કરી રહ્યો.

અરવિંદ ઘોષ પહેલાં થોડો વખત પ્રિન્સિપાલ હતા ત્યારે હું એમના સંસર્ગમાં આવ્યો હતો. પણ આ વખતે તો હું અને એક મિત્ર એમને ખાસ મળવા ગયા. જે પ્રશ્ન હું પૂછવા ગયો હતો તે મેં ડરતાં ડરતાં ઉચ્ચાર્યો : 'રાષ્ટ્રીયતા કેમ કેળવાય?'

એમની મંદ ને મીઠી રીતે એ હસ્યા. ને ભીંત પર હિંદુસ્તાનનો એક નકશો હતો તે બતાવી કહ્યું :

'પેલો નકશો જોયો? ભારતમાતાનું ચિત્ર આ નકશામાં જુઓ. એનાં શહેરો ને એના પર્વતો, એની નદીઓ ને એનાં જંગલો—એ એનો સ્થૂલ દેહ. એના નિવાસી-માત્ર એના નાનામોટા તંતુઓ. એનું સાહિત્ય તે એની સ્મૃતિ ને એની વાણી. એનું જીવન એ ચેતન. એની સંસ્કૃતિની ભાવના એ એનો પ્રાણ. એનું સ્વાતંત્ર્ય ને સુખ તે એનો મોક્ષ : આમ ભારતનું જીવતી માતા રૂપે ધ્યાન કરો ને એને નવધા ભક્તિથી ભજો.'

હું નિરાશ થયો. મેં તો એવી આશા રાખી હતી કે રાષ્ટ્રીયતાનો અભ્યાસ કરવાને એ ચોપડીઓની યાદી લખાવશે.

'પણ એનું ધ્યાન કેમ થાય?'

'તેં વિવેકાનંદની કૃતિઓ વાંચી છે?'

એમણે પ્રશ્ન કર્યો. મેં ના કહી.

'એમણે યોગ પર લખ્યું છે તે વાંચજે, એટલે ધ્યાન સમજાશે.'

આ વાતથી મને અસંતોષ રહ્યો છતાં હું વિવેકાનંદની કૃતિઓ વાંચવા લાગ્યો.

એ કૃતિઓ વાંચતાં મને ભગવાન પતંજલિની પહેલી વાર ઓળખાણ થઈ. સદ્‌ગત મણિલાલ નભુભાઈએ પતંજલિનાં થોડાં સૂત્રો પર લખેલું અંગ્રેજી

પુસ્તક મહામહેનતે મેં મેળવ્યું ને તેમાં માથું મારવા લાગ્યો.

મારી પાસેનું એ 'યોગસૂત્ર' આજે જૂનું થઈ ગયું છે. એને પૂઠાં પર પૂઠાં ચડાવ્યાં છે. સેંકડો વાર એને વગર સમજ્યે કે ઊંધું સમજ્યે મેં વાંચ્યું છે. હજી આજેય ત્રીજા ને ચોથા પદમાં ચાંચ પણ બૂડતી નથી. છતાં મેં એને વડોદરા કૉલેજની અગાસીમાં વાંચ્યું; મુંબઈમાં, કાંદાવાડીથી રીજ રોડ સુધી વાંચ્યું. નાસિક ને બિજાપુર જેલમાં વાંચ્યું. આજે યરવડા મંદિરમાં — જે વૃક્ષ નીચે યોગની અર્વાચીન મૂર્તિ સમા ગાંધીજીએ — ૧૯૩૨માં યોગબળે હિંદુધર્મ ને સમાજની એકતા સાચવી — તેમની સમક્ષ આ લખું છું ત્યારે એ સામે જ પડ્યું છે. આમ પતંજલિ મારા જીવનના સાથી છે — સુખમાં, દુઃખમાં, એકલતામાં ને સંઘમાં: મને રક્ષતા, મને ડૂબતો અટકાવતા, મને પ્રેરતા ને દોરતા.

જ્યારે એનો મને પહેલો પરિચય થયો, ત્યારે હું એમાંથી ભાગ્યે જ કંઈક સમજ્યો; પણ મારે માટે તે બસ હતું. ભગવાન પતંજલિના સ્પર્શે મારો પાશ્ચાત્ય સંસ્કારનો અંધ મોહ ઓસરવો શરૂ થયો.

૯

નાનાભાઈ ૧૯૦૬માં છાત્રાલયમાં આવ્યો. અમારી ઉંમરમાં ઝાઝો ફેર નહોતો. એની જોડે મૈત્રી થઈ તેની નોંધ તા. ૨૧–૨–૧૯૦૬એ મેં કરી:

'નાનાભાઈને મળ્યો. એ હોશિયાર અને પ્રગતિ કરવાને આતુર યુવક લાગે છે. એ સામાન્ય માણસો કરતાં સારું કરી બતાવશે એવી આશા રાખી શકાય.'

આ અરસામાં જ મારો ઉદ્વેગ ઘણો વધી ગયો હતો. મને લાગ્યું કે સંસાર માંડીને મેં 'દેવી'નો દ્રોહ કર્યો હતો. ડાહ્યાભાઈ ધોળશાજીનું 'ઉદયભાણુ'નું નાટક મેં ઘણી વાર જોયું હતું, અને તેનાં ગાયનો જિહ્‌વાગ્રે હતાં:

'સોને મઢયા સુખપાલ, મેડી ને ઝરૂખામાળ,
તેથી શું સુખી સંસાર?'
'માળો મન હતો પણ પંખીને પાંખ નથી,
આંબો છે લીલોછમ પણ મોરનું તો નામ નથી.
એ માળે, એ આંબે રહેવું? શું રહેવું?'

આ તો મારા જ મનના પ્રશ્નો હતા: જીવવું? શા માટે? કોને માટે? દિવસે કૉલેજની અગાસીમાં ને રાતે ઘાસ પર ફરતાં ફરતાં આ પ્રશ્નો હું મારી જાતને પૂછ્યા કરતો.

ડુમસ ને સચીનનાં સ્મરણો નવા સ્વરૂપે મને ઘેરવા લાગ્યાં. 'દેવી' કલ્પનામાં સજીવન બની મને મારે જ અવાજે કહેવા લાગી:

'રાજવી, જાશો ના તરછોડીને,
અલબેલડા, મનમેલડા, ઓ ઘેલડા,
મારા નાજુક જીવનહાર!
અલબેલીના આધાર હો.'

આખો વખત આ ગાયન હું ગાયા કરતો અને દ્રોહી પ્રણયી તરીકે મારી જાતને ફિટકારતો.

એ જ નાટકનું બીજું એક ગાયન હતું, તે પણ હું દયામણો બની ગાયા કરતો ને મારી આંખમાંથી આંસુ પડતાં:

'સૂઝ ન પડે રે પિયુ પ્યારા,
આંખે આંસુ ટપકે ચોધારાં રે.
ભર વસ્તીમાં નાથ નોધારા,
આવ્યા મરણશરણના વારા;
બધી મનની મનમાં સમાતી,
કળી ખીલ્યા પહેલાં કરમાતી;
આશા ગાય છચોક છુંદાતી.'

ફાટતે હૈયે ને કાંપતે સ્વરે, ડુમસનાં સ્મરણો તાજાં કરી હું આક્રંદભર ગાતો:

'વનવગડામાં ભૂલી પડી ત્યાં અમૃત પ્યાલો પીધો રે;
પીધો, લીધો સાર સૃષ્ટિનો, કોલ અમર ત્યાં કીધો રે,
—પંથી પરદેશ.

. . . . . . .

દુનિયા મારી ચેષ્ટા કરતી, ને ગાંડામાં ગણતી રે;
હું ગાંડી કે દુનિયા ગાંડી, આપ કરી લ્યો ગણતી રે.'

ઊર્મિઓના આવેશથી ઉત્તેજાયેલી કલ્પનામાં 'દેવી' જીવંત થઈને મારી વાટ જોઈને ઝૂરતી એ મને દિવસ ને રાત બોલાવી રહી.

આ વેદના દુઃસહ થવાથી જિંદગી પૂરી કરવાનો મેં નિર્ણય કર્યો. હું બજારમાંથી આયોડીનની બાટલી

લઈ આવ્યો ને સંતાડી રાખી. મેં છેલ્લો પત્ર પણ લખવા માંડયો. એટલામાં મને સખત તાવ આવ્યો અને તેમાં મનમાં ઊભરાતી ઘણી ચીજો લવી નાખી. નાનાભાઈ મારી ચાકરી કરતો હતો તેને વહેમ ગયો. તેના હાથમાં મારો છેલ્લો પત્ર ને બાટલી આવ્યાં. તેણે બાટલી ફેંકી દીધી. તાવ ઊતર્યો પછી તેણે મને વાત કરી, અને હવે પછી જીવ જોખમમાં ન નાખવાનું મારી પાસે વચન માગ્યું. હું ગૂંગળાઈ તો રહ્યો હતો એટલે મેં એને અથથી ઇતિ સુધી મારા દુઃખની કહાણી કહી સંભળાવી; એકલી કહાણી જ માત્ર નહિ, પણ મારાં સ્મરણો, મનોરથો ને મનમાં ઊઠતા તરંગો પણ કહ્યાં.

નાનાભાઈની મા મરી ગઈ હતી અને નાના છોકરાની જેમ એનો વિયોગ તેને સાલતો હતો. એણે પણ પોતાનું દુઃખ મને કહ્યું. અમે બંને સમદુઃખિયાઓ સામસામા આંસુ પાડી એકબીજાનું આશ્વાસન શોધવા લાગ્યા.

આત્મઘાત કરવાનો હું ફરી પ્રયત્ન નહિ કરું એવું મેં એને વચન આપ્યું. અને દુઃખ રડવાનું સ્થાન મળવાથી મારો ઉદ્વેગ કાબૂમાં આવ્યો. ત્યારથી મારી તરસી વૃત્તિ કાલ્પનિક સહચરીની સોબતમાં કંઈક સંતોષ પામવા લાગી. આમ હું કાલ્પનિક કૃષ્ણને વરેલી મીરાં જેવો થઈ ગયો. એ સમયની નોંધપોથી મારી માનસિક અકળામણ અને તેને જીતવાને મેં આદરેલા વિગ્રહનું દર્શન કરાવે છે.

'. . . ખિન્નતા આવે છે. . . સ્વાસ્થ્
મેળવવાનો રસ્તો એ છે કે પરિસ્થિતિ અ
સંબંધીઓ પાસેથી બહુ આશા ન રાખવી.'
(૨૨-૧-૧૯૦૬

ફેબ્રુઆરી કે માર્ચમાં ડુમસના અનુભવોને મે
વાર્તાનું સ્વરૂપ આપ્યું. એનું નામ 'બાલ-પ્રણયીઓ
— Child-Lovers' રાખ્યું હતું.

૨૨-૪-૧૯૦૬ના રોજ એક લાંબી નોંધ ન
વર્ષની રજામાં ભરૂચ જઈને લખી હતી. એ નોં
મનમાં ચાલી રહેલી વ્યથાનું આબેહૂબ ચિત્ર આપે છે

'મારી ઊર્મિઓ વિકસતી હતી ત્યારે
એક એવો અનુભવ થયો કે જેથી મારો ઉત્સા
ભાંગી ગયો. પરિણામે સુખમય જીવન ગાળવાન
મારી બધીય આશા નષ્ટ થઈ ગઈ. પછ
બીજો બનાવ બન્યો ને મારી તીવ્ર વૃત્તિઓ
આઘાત પહોંચ્યો. મારું રહ્યુંસહ્યું ચેતન પ
ભાંગીને ભુક્કો થઈ ગયું છે. હું ભગ્નહૃદયી હું
એક વર્ષ થયું પણ હજી સુધી મારામાં કંઈ
ફેરફાર થયો નથી. હવે મારો ગયેલો ઉત્સા
ફરી આવે એમ લાગતું નથી. અત્યારે મા
નિષ્ફળતા અને નિરાશા જ હું અનુભવી રહ્
છું. બીજા બધા ભાવો તો, જુદે જુદે પ્રસં
જુદાં જુદાં કપડાં પહેરીએ તેમ ગ્રહણ કરું છું
આ જાતના દુઃખદ નાટ્યપ્રયોગથી, સત

સ્વીકારેલા ઢંગથી, છેલ્લા બાર મહિનાથી જીવન ધ્યેય વગરનું–અર્થ વગરનું–થઈ ગયું છે. આ સ્થિતિમાં સુખ અશક્ય છે. મારી વૃત્તિઓ ને ઊર્મિલ સ્વભાવ જેમાં વિહરી શકે એવું દામ્પત્યજીવન પણ હવે અપ્રાપ્ય છે.

પણ દૂધ ઢોળાઈ ગયું. તે માટે હવે રડવું મરદને ન છાજે. જે થોડાં વર્ષ મારે જીવવાનું રહ્યું છે, તે આમ નિરાશામાં, ધ્યેય વગર, કીર્તિ વગર ગાળવામાં શી શોભા છે? મારી મહત્ત્વાકાંક્ષા પણ મારી સુકુમાર વૃત્તિઓનાં ખંડિયેર નીચે દબાઈ ગઈ છે. મારા દેવાલયના દેવાધિદેવ નેપોલિયનને પણ હું વીસરી ગયો છું. ફ્રેન્કલીન આદિ સ્વપ્રયત્ને મહાન બનેલા પયગમ્બરો પણ ભુલાઈ ગયા છે.'

આ નોંધ પછી આત્મનિરીક્ષણ અને ભવિષ્યનો ક્રમ સવિસ્તર આપ્યો છે.

મારા મનમાં ચાલી રહેલ ઘડભાંગની પરવા કર્યા વિના બાએ જાદૂ કરવા માંડયો હતો. લક્ષ્મી ભણવામાં આગળ વધી હતી એટલું જ નહિ પણ મને સગવડો પૂરી પાડવામાંય તે હોશિયાર થતી જતી હતી.

મારી રહેણીકરણીની ટેવો ઘણી જ ખરાબ હતી. હું બાપાજીનાં જૂનાં ખમીસો કપાવીને પહેરતો. મારો એક પૂરો કોટ ને ટોપી બહારથી આવીને ખીંટી પર ફેંકતો અને તે ભોંય પર પડી જાય તો ત્યાંથી જ પાછો

બીજે દિવસે બહાર જતી વખતે ઉપાડી લેતો. મારા જોડાને પણ પાલીસ કરાવવાની હું પરવા ન કરતો. રાતે શેતરંજી પર પડી રહેતો. વાળ હું ભાગ્યે જ ઓળતો. મારા ટેબલ પર ધૂળનો પાર ન હોય. ચોપડીઓ ને કાગળો પણ ગમે તેમ અવ્યવસ્થિત પડ્યાં હોય. આમ હું અવ્યવસ્થિત ને તદ્દન બેદરકાર હતો.

બાએ વરને વશ કરવાનો વહુને નવો કીમિયો શીખવ્યો. મારાં કપડાં, ટોપી ને જોડા સારાં રહેવા લાગ્યાં. મારું ટેબલ સ્વચ્છ ને વ્યવસ્થિત થતું ગયું. મારે જોઈતાં દાતણ, પાણી ને ચા મને ગમે એવી રીતે મળવા માંડ્યાં. પાટલો લોટો સુઘડતાથી થવા લાગ્યા. જે બાજુ પર ફરું ત્યાં જાણી ન શકાય એવી રીતે સર્વ પ્રકારની સગવડ મળવા લાગી. લક્ષ્મી બોલતી નહિ, માગતી નહિ, આજ્ઞા કરવાની જરૂર પડે તે પહેલાં જ બધું વખતસર તૈયાર રાખતી. એની સાથે કેમ કચવાવું ને કેવી રીતે ગુસ્સે થવું એ પણ કોઈ રીતે સૂઝતું નહિ. મારા મને સમાધાન કરવા ના પાડી, પણ એની પરિચર્યામાં મારું જીવન જકડાઈ જવા લાગ્યું.

બે સ્ત્રીઓ—એક અનુભવી ને બીજી ઉત્સાહી—એક જંગલી વરુને વશ કરી રહી હતી.

> "Guy Boothley ની 'Love Made Menifest' વાંચી. જેમ પાનાં વાંચતો ગયો તેમ તેમ ખિન્નતામાં ડૂબતો ગયો. મારી આંખમાંથી આંસુનાં ઝરણાં વહ્યાં."

(૨૬–૪–૧૯૦૬)

૧૯૦૬ની વૅકેશનમાં નોંધપોથી મૂંગી થઈ જાય છે. કૉલેજમાં જતા પહેલાં પાછી ખિન્નતા આવે છે, પણ વિષાદરૂપે નહિ — રોગરૂપે; અને એને મટાડવાની દવા પણ હાથ લાગે છે.

'હું કેવા શિથિલ નિશ્ચયનો મૂર્ખ છું! ખિન્નતાએ મને પાછો સપડાવ્યો છે.

ગયા વર્ષના અનુભવે મારી ધારણા ખોટી ઠેરવી છે. 'દેવી' વિષે મેં મૌન ધાર્યું હતું, જેનો પ્રેમ વીસરવા મેં ફાંફાં માર્યાં, તે થોડા વખતથી ફરી મનમાં રમ્યા કરે છે. જેણે એનું સ્થાન લીધું છે તે નિર્બળ ને અજ્ઞાન બાળક છે. મારો એના પ્રત્યેનો અણગમો વધ્યે જ જાય છે. ઊર્મિમય જીવનના વિનાશમાંથી હું બચવાનો નથી. 'દેવી' મળશે નહિ અને આને સહી શકીશ નહિ. મારે તો હવે યંત્ર જ થઈ રહેવાનું.

આ વર્ષે દેવી ત્રણ વાર સ્વપ્નામાં આવી : કાલે, પાવાગઢ પર ને તે પહેલાં.

મન બહુ જ ચગડોળે ચઢ્યું છે.'

(૧૧-૬-૧૯૦૬)

'ઉદ્વેગ થયો. કોણ જાણે ક્યારે શાંતિ વળશે? વખત છે ને કદી નહીં.'

(૨૬-૬-૧૯૦૬)

હું, જરૂર પડ્યે, 'મારા આત્મા'ને કાગળ લખતો. ૯–૮–૧૯૦૬ના રોજ લખેલો એવો એક પત્ર છે:

"વહાલા આત્મા,

તું ક્યાં ગયો? તારી શક્તિ ફરી કેમ નથી પ્રગટતી? એક વખત તું સશક્ત હતો. અત્યારે તારી ઘણી જરૂર છે, ત્યારે આવીને તું કેમ મદદ નથી કરતો? એક વખત હાર્યો એટલે તું રણ છોડશે? તારાં સંસારી સુખો નષ્ટ થયાં. હૃદય ભલે અસંતુષ્ટ બન્યું; પણ યુદ્ધમાં મચ્યા રહેવા માટે તું કેમ કમ્મર કસતો નથી? તારા હૃદયની ઇચ્છા ન પુરાઈ તેમાં શું? કાયર! શું રણમાં તું પૂંઠ બતાવશે?

હિંમત રાખ, પ્રયત્ન કર; નહિ તો ગુલામ ઠરશે. તું બતાવી આપ કે તારાં માનસિક તોફાનો શમાવવાને તું સમર્થ છે.

વખત ને શક્તિનો અપવ્યય છોડી દે. સ્ત્રીની માફક રડે છે શું? મહેનત કર, મહેનત કર. કર્તવ્ય જ વર્તમાનનું નિશ્ચલ શાસન છે."

"ઉદ્વેગ થયો. મૂર્ખા, આળસુ, તું જાગ. તારે નપાસ થવું છે? આ વર્ષે નામ બોળતાં તને શરમ નથી લાગતી?"

(તા. ૩–૯–૧૯૦૬)

૧૫મી સપ્ટેમ્બરે કૉલેજ છોડી ત્યારે આ પ્રમાણે મેં નોંધ્યું :

'કૉલેજમાં આજે મારો છેલ્લો દહાડો! જ્યાં મેં સુખીમાં સુખી દિવસો કાઢ્યા તે સ્થળ છોડતાં મને બહુ ખેદ થાય છે. વખત છે ને એ દહાડા ફરી જોવા નહિ મળે.'

આમ વડોદરા કૉલેજને મેં પ્રણામ કર્યાં.

## ૧૦

થોડાક મહિના પહેલાં હું વડોદરે એક મુકદ્દમા માટે ગયો હતો. સાંજના હું એકલો પડ્યો એટલે કૉલેજમાં ગયો.

મેં મોટર બહાર ઊભી રખાવી; એ અર્વાચીન રાક્ષસથી મારે મારી સ્મરણસૃષ્ટિ ભ્રષ્ટ નહોતી કરવી. હું અંદર ગયો. ધીમે ધીમે હું દરવાજાની બહાર જ્યાં કાલમાપક યંત્રવાળું ટાવર હતું ત્યાં જઈને ઊભો રહ્યો. હું બદલાયો હતો; આ મારો જૂનો મિત્ર તો હતો ત્યાં જ ઊભો હતો.

ત્યાંથી કમાન નીચે થઈ મેં બંધ હૉલમાં દૃષ્ટિ નાખી. ત્યાં અંધારું હતું. મેં એના પ્લૅટફૉર્મ પર એક સોળ વર્ષના બાળકને જોયો; લબડતું ધોતિયું, વણઓળેલા વાળ.... ચેધામ, શેરીડન ને સુરેન્દ્રનાથનાં ભાષણો ઉચ્ચારતો....

ત્યાંથી મેં બાગમાં ડોકિયું કર્યું. ને ત્યાંનાં

વૃક્ષો નીચે શેલીના 'એપીપ્સાઈકીડિયન'નું[1] રટણ કરી, હૃદયમાં પ્રણયવિહ્‌વલતા અનુભવી હતી, તેના વંશવારસો અસુરક્ષિત દશામાં ઊભાં હતાં. અહીંયાં મેં ફૂલ વીણેલાં, સૂર્યકિરણોએ રચેલી ચન્દ્રકમય ચાદર પર પડયાં પડયાં 'I am not thine, but a part of thee' ના મંત્ર વડે મેં દેવીનાં દર્શન કરેલાં.

પછી હું મહાદેવના પુરાણા મંદિરમાં ગયો. અહીંયાં બેસીને મેં એની પૂજામાં અંધશ્રદ્ધા જોઈ હતી. મૂર્તિપૂજાની મશ્કરી કરી હતી. નાસ્તિકવાદનો વિચાર ને પ્રચાર કર્યો હતો. ધર્માંધ હિંદીઓ પર ફિટકાર વરસાવ્યો હતો. ત્યાં ને ત્યાં જ એ બેઠા હતા—પાર્વતીના પતિ;—જાણે મારી વાટ જોતા. મેં ઘંટ વગાડયો, એમની સમક્ષ ઉપહાર ધર્યો.

ધીમે ધીમે જૂનાં સ્મરણોનો સ્વાદ રસથી માણતો હું સ્કવૅર બ્લૉક તરફ ગયો. ત્યાં કોઈ નહોતું. જાણે મારા વિના નિર્જન, મારી વાટ જોતું એ મકાન ઊભું હોય એવો મને ભાસ થયો.

હજારો વખત ચડઊતર કરેલા દાદર પર થઈ હું વીસમી ખોલી આગળ જઈ ઊભો. રૂમ બંધ હતી, પણ મારું હૈયું એને માનસિક આશ્લેષ દઈ રહ્યું—જાણે એ મારું ખોળિયું હોય અને મેં કોઈ બીજામાં કાયાપ્રવેશ કર્યો હોય તેમ. જાણે સવારે જ કોતર્યાં હોય એવા K. M. એ બે અક્ષરો એક ભીંત પર હતા.

---

૧. Shelley: Epipsychidion.

હું થોડી વાર ત્યાં ઊભો રહ્યો—કલ્પના વડે એ વિનષ્ટ સૃષ્ટિને ફરીથી સર્જતો. મેં પી. કે. ને આચાર્ય ને નાનાભાઈના અવાજો સાંભળ્યા. મેં મારી જાતને પ્રણયગીત ગાતો સાંભળ્યો....કોઈ મહાયોગી પરલોકમાંથી કોઈ આત્માને દેહ ધરી બોલાવે તેવો મેં પ્રયોગ કર્યો....પણ તે ન આવી: વાસ્તવિક પ્રતિમામાં તે ભળી ગઈ હતી. વાસ્તવિકતાના સ્પર્શે બધો જાદૂ જતો રહ્યો. સ્મરણસૃષ્ટિ સંકેલાઈ ગઈ; મારી મૂર્ખતા પર હસતો હું પાછો વળ્યો.

ધીમે પગે હું દાદર ઊતર્યો, ત્યારે ઓટલા આગળ એક વૃદ્ધ ઘાટી બેઠો બેઠો અડધી અંધ આંખે ફાનસ સાફ કરતો હતો. મેં એને ઓળખ્યો. હું ઉમળકાભેર એ તરફ ગયો.

'હરિ!'

આ જ હરિ જે ફેલો જોડે ડાઇસેક્શન હૉલનાં બારણાં તોડવા આવેલો તે.

વૃદ્ધ હરિએ ધીમેથી આ અપરિચિત લાગતા પુરુષ સામે જોયું. એની આંખમાં ઓળખાણની જ્યોત ન હતી.

મેં એને બક્ષિસ આપી. એણે નોટ હાથમાં લીધી ને મોં ફાડ્યું. આવી બક્ષિસોથી પણ તે અપરિચિત હતો.

'આપ કુણ?' એનો અવાજ એનો એ જ હતો.

'શહેરમાં પ્રાણલાલ મુનશી વકીલ છે તેને ઓળખે છે?' મેં પૂછ્યું.

'હા, હા.'

'તેની સાથે તેનો ભાઈ અહીંયાં ભણતો હતો તે યાદ છે?'

હરિએ ડોકું ધુણાવ્યું.

'બહુ વર્ષ થયાં. ઠાઉક નથી.'

અહીંયાં નવી દુનિયા હતી, જેમાં કોઈને મારું સ્મરણ માત્ર પણ નહોતું. હું ખેદભારે દબાતો પાછો આવ્યો ને અર્ધસ્મૃત ગાયનની ટુક મારે મોઢે આવી:

'કર્યો હતો આ વ્રજમહીં,
વિઠ્ઠલ સંગ વિહાર;
પગ દેતાં ફરી આ સ્થલોમાં,
આવે છે તેની મને યાદ રે.'

## ૧૧

સપ્ટેમ્બર–ઑકટોબરમાં મેં ખૂબ વાંચ્યું. મેં કેટલા કલાક વાંચ્યું તેની નોંધ હું નોંધપોથીમાં રાખતો. તે પ્રમાણે ઘણી વાર દશથી બાર કલાક હું મચ્યો રહેતો, અસ્વસ્થતા ઓછી થતી જતી.

એક જ. વાર જીવ છંદે ચડ્યો:

'આજે બે દિવસ થયાં મારા રોગનો સખત ઝપાટો આવ્યો છે. દેવી! દેવી! તને સ્વપ્નામાં આવવાનું કહું કે ન કહું, પણ છેલ્લા અડતાળીસ કલાકમાં મેં તને કેટલી વાર જોઈ? . . . હસતી, શરમાતી, ચમકતી, કૂદતી. . . . દેવી! મને લઈ જા; નહીં તો મને મરવા દે.

આ તીવ્ર વેદના હું કેમ સહું? પ્રભો! દેવી! દેવી! હું નથી સહી શકતો!'

(૩૧-૧૦-૧૯૦૬)

હું બી. એ.માં સેકન્ડ કલાસમાં પાસ થયો. અંગ્રેજીમાં ૬૦ ટકા માર્ક મળ્યા ને મને 'ઇલિયટ પારિતોષિક' મળ્યું. સંસ્કૃતમાં નપાસ થતો બચી ગયો. પરીક્ષાનું પરિણામ જાણી બાનું હૈયું હરખ્યું. એના તપની સિદ્ધિ પાસે આવતી લાગી.

પણ આ સુખ બે દહાડા ટક્યું. ત્રીજે દહાડે પુત્રને સખત તાવ આવ્યો. અઠ્ઠાવીસ દિવસ સુધી બાનો જીવ તાળવે ચોંટ્યો; કારણ કે તાવ ઊતર્યો જ નહિ. મહાદેવજીનું રટણ કરીને તેણે દિવસ ને રાત ચાકરી કરી. જડીબહેન પિયર આવી હતી, એણે ઘરનો થોડો ભાર ઉપાડી લીધો. મૂંગે મોઢે ને ખડે પગે વહુએ પણ મહેનત કરી.

દીકરાનું ચિત્ત વિચિત્ર હતું. વહુને જુએ કે એનો અવાજ સાંભળે કે તેને કમકમાં આવે; ને તેનો તાવ વધી જાય. ઘણી વાર ધ્રુસકાં ખાઈ તે રડે. બા બેટીને આશ્વાસન આપે. તેના આક્રન્દનો એક જ વિષય હતો: મારો અવતાર ધૂળ થઈ ગયો. આવી સ્ત્રી શા સારુ આણી? મારે શા માટે જીવવું? કોને માટે જીવવું?

વહુનો પણ શો દોષ? તે તો લાયક થવા પોતાની બુદ્ધિ પ્રમાણે મહેનત કરતી. સેવા કરવામાં તે પાછી પડતી નહીં. પતિને પોતે ગમતી નથી, એ

ખ્યાલ એને કોઈ વાર આવતો પણ હશે. પણ એનું માનસ બાળક જેવું હોવાથી તેનું દુઃખ તે અનુભવતી નહીં, એટલો સંતોષ હતો.

બાની મહામહેનતે તૈયાર કરેલી ઘટના તૂટી પડતી લાગી. મહાદેવજી આગળ ઘણી વાર તે આંસુ પાડી આવતી! 'ચંદ્રશેખર મહારાજ! મારું આટલું સુખ પણ નથી રહેવા દેવું?'

આ બધી માંદગીમાં બાને ડૉકટર કામાકાકાની મોટી સહાય હતી. એની મહેનત ને ઠંડો સ્વભાવ બાને ઘણી હિંમત આપતાં.

ડૉકટર કામાકાકા ભરૂચની અત્યંત લોકપ્રિય વ્યક્તિ હતી. એ સદરા ને લેંઘામાં હમેશાં એમના દવાખાનામાં હાજર જ હોય. ન્યાતજાતનો ભેદ ગણ્યા વગર બધાં દર્દીઓને જતાં વાર જ કાન તૂટેલા પ્યાલામાંથી જુલાબનું મીઠું નિષ્પક્ષપાતપણે પાતા હોવાથી, એ દવાખાનું સમાનતા પ્રસારતી જગન્નાથ-પુરી જેવું પાવન મનાતું.

કામાકાકા અસલી પારસી ભલમનસાઈના એક અપૂર્વ નમૂનારૂપ હતા.

અમારા પર એમની ઘણી મમતા હતી. બાપાજી ગુજરી ગયા પછી એ કુટુંબી હોય એવા સ્નેહથી અમારી દવા કરતા. એમણે કરેલો ઉપકાર કદી પણ વીસરાય એમ નથી; અને એમની મૂંઝવણો વખતે પાછળથી હું થોડોક ઉપયોગી થઈ શક્યો તેને હું મારાં અહોભાગ્ય સમજું છું.

મને તાવ હજી માંડ ઊતર્યો ત્યાં તો કાને સોજો આવ્યો, ને ફરી તાવ ચડયો. આખરે કાન પર નસ્તર મૂકવું પડયું. આમ ત્રણ મહિના સુધી હું પથારીવશ રહ્યો. માંદા માંદા પણ મેં ઘણું વાંચ્યું. ખાસ કરીને કાર્લાઇલની મોહની વધી, અને તેની કૃતિમાંથી મને ઘણું પ્રોત્સાહન મળ્યું.

'આખરે હું ગ્રેજ્યુએટ થયો. પાંચ વર્ષ કૉલેજનો અભ્યાસ પૂરો કરી મેં મારું ધ્યેય મેળવ્યું. જિંદગીનો એક ખંડ પૂરો થયો અને હવે હું બીજામાં દાખલ થઈશ . . . કૉલેજમાં પણ આળસુ રહેવાને લીધે મારા સંજોગોનો મેં પૂરો લાભ ન લીધો.

આજે થોડા અંગ્રેજી સિવાય મને બીજું કશું આવડતું નથી. નિર્ધનતાને લીધે હું વડોદરા કૉલેજ છોડી ન શકયો; ને પાછળથી મારા હૃદયે એટલા બધા અન્તરાયો નાખ્યા કે મારાથી પ્રગતિ ન થઈ શકી. એક અગત્યની વસ્તુનું મને ભાન થયું છે. મારી જાતને હું બુદ્ધિ વગરનો સમજતો હતો; પણ તેમ નથી. પરંતુ મારા શરીરનું શું કરું? એ ઘણું જ દુર્બળ છે. એ મુશ્કેલી શી રીતે દૂર કરવી તેની મને સમજ પડતી નથી. . . .

મારા જીવનવિધાતા આજે એના પ્રિય પુત્રને જોવા જીવ્યા નહીં. એ જીવ્યા ત્યાં સુધી તો મેં કંઈ સારું કરી બતાવ્યું પણ નહીં. અને

આજે પુત્ર માટે મગરૂર થવા એ હાજર નથી....
એમનો વિચાર મને સિવિલ સર્વિસ માટે મોકલવાનો હતો. હવે ઉંમરમાં ને બુદ્ધિમાં હું એ પરીક્ષા માટે લાયક થવા માંડચો છું, ત્યારે એ માટે મારી પાસે સાધન નથી. અત્યારે એ જીવતા હોત તો મારા જીવનક્રમમાં કેટલો ફેરફાર થઈ જાત ? હવે તો સૉલિસિટર થવાનો ઇરાદો છે, શરીર થવા દે તો.....'

(૨૬–૨–૧૯૦૭)

આમ એક મોટી મુશ્કેલી મારી સામે આવીને ઊભી : મારી શારીરિક દુર્બળતા.

આ માંદગી દરમ્યાન મેં યોગસૂત્ર સાથે ગીતા પણ વાંચી. બંને ગ્રંથો સારી રીતે સમજવાની મારી શક્તિ નહોતી. પણ સંયમ કેળવવાના પાંચછ શ્લોક ને બેએક સૂત્રો મને સાંપડચાં. જે સ્વસ્થતા રાખવામાં મને બહુ જ ઉપયોગી થઈ પડચાં. જરા પણ ઉદ્વેગ થાય કે તરત હું તેનું રટણ કરવા માંડતો.

લાંબા સમય સુધી નિરંતર એકના એક શબ્દોનું રટણ કરવાથી ધીમે ધીમે માનસિક દશા બગડે છે ને સુધરે છે તેના દૃષ્ટાંતરૂપ હું બન્યો. નાટકનાં ગાયનો જપી જપી હું પ્રણય-વિહ્વલ થતો ને દેવીનો સાક્ષાત્કાર કરતો; સાથે સાથે 'निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ।' રટી રટી અશક્તિ જીતવાનું બળ પ્રાપ્ત કરવાનાં ફાંફાં મારતો.

૧૧૪ હિંદુસ્તાનના વેપાર
ઉદ્યોગનો નાશ (નથી) ૦–૮–૦
૧૧૫ એવડું પાપ યાને
હિંદુસ્તાનની પાયમાલી
[ગોપાળદાસ પટેલ] ૦–૬–૦
૧૧૬ બંગાળા બેહાલ ૦–૭–૦
૧૧૭ સ્વરાજ્યનાં ગીતો ૦-૧૦-૦
૧૧૮ નવયુવાન સુભાષ ૦–૮–૦

**જૈન સાહિત્ય**

૧૧૯ આધ્યાત્મિક વિકાસ-
ક્રમ (પં. સુખલાલજી) ૦–૬–૦
૧૨૦ ભગવાન મહાવીરના
દશ ઉપાસકો ૦–૮–૦
૧૨૧ સામાયિકના પ્રયોગો
[પં૦લાલન] ૦–૫–૦
૧૨૨ સોળ સતી
[ધીરજલાલ ધ.શાહ]૧–૪–૦
૧૨૩ હેમચંદ્રાચાર્ય ૦–૮–૦
૧૨૪. પ્રાકૃત માર્ગોપદેશિકા
પં. બેચરદાસ ૨–૦–૦
૧૨૫ ચા–ઘર–(ધૂમકેતુ,
મેઘાણી, આચાર્ય
વગેરેની ૧–૮–૦
ઐતિહાસિક વાર્તાઓ

૧૨૬ નીતિશાસ્ત્રપ્રવેશ
(વામન મ. જોશી
એમ. એ.) ૩–૮–૦
૧૨૭ સુશીલાનો દેવ ,, ૨–૪–૦
૧૨૮ ગોદાન ભાગ ૧
[પ્રેમચંદજી] ૨–૮–૦
,, ગોદાન ભાગ ૨જો,,૨–૮–૦
૧૨૯ શા માટે બંધન? ૧–૪–૦
૧૩૦ મુક્તિદ્વાર (ર.દલાલ)૧–૪–૦
૧૩૧ કાળિયાર અને બીજી
પ્રાણીકથાઓ (મનુ-
ભાઇ જોધાણી) ૧–૮–૦
૧૩૨ કેતકીનાં પુષ્પો
(નવલરામ ત્રિવેદી) ૧–૮–૦
૧૩૩ કલંકિત (અપ્ટન
સિંક્લર) ૧–૪–૦
૧૩૪ શયતાન(ટોલ્સ્ટોય) ૧–૦–૦
૧૩૫ પુત્રજન્મ (આચાર્ય)૨–૮–૦
૧૩૬ માનવદેહ મંદિર
(સચિત્ર) ૧–૪–૦
૧૩૭ માનવીનું આરોગ્ય ૧–૦–૦
૧૩૮ વિદ્યાર્થી વાચનમાળા
સચિત્ર નવી આવૃત્તિ
ભાગ ૧ થી ૧૦
દરેકના ૨–૦–૦

# વિદ્યાર્થી વાચનમાળા

**ભારતવર્ષના સંત-મહંતો અને દેશનેતાઓનાં જીવનો**
**રજુ કરતી સુપ્રસિદ્ધ ૨૦૦ પુસ્તકોની ગ્રંથમાળા**

પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો, અમદાવાદ.

| પ્રથમ શ્રેણી ૨-૦-૦ [સચિત્ર] | બીજી શ્રેણી ૨-૦-૦ | ત્રીજી શ્રેણી ૨-૦-૦ |
|---|---|---|
| ૧ શ્રી રામ | ૨૧ આદ્યકવિ વાલ્મીકિ | ૪૧ મહામુનિ વશિષ્ઠ |
| ૨ શ્રી કૃષ્ણ | ૨૨ મુનિરાજ અગસ્ત્ય | ૪૨ સતી મદાલસા |
| ૩ ભગવાન બુદ્ધ | ૨૩ શકુન્તલા | ૪૩ રાજકુમાર ધ્રુવ |
| ૪ ભગવાન મહાવીર | ૨૪ દાનેશ્વરી કર્ણ | ૪૪ સતી સાવિત્રી |
| ૫ વીર હનુમાન | ૨૫ મહારથી અર્જુન | ૪૫ દ્રૌપદી |
| ૬ ભડવીર ભીષ્મ | ૨૬ વીર અભિમન્યુ | ૪૬ વીર વિક્રમ |
| ૭ સતી દમયંતી | ૨૭ સત્યવાદી હરિશ્ચંદ્ર | ૪૭ રાજા ભોજ |
| ૮ કચ-દેવયાની | ૨૮ ભક્ત પ્રહ્લાદ | ૪૮ કવિ કાલીદાસ |
| ૯ સમ્રાટ અશોક | ૨૯ પિતૃભક્ત શ્રવણ | ૪૯ વીર દુર્ગાદાસ |
| ૧૦ ચક્રવર્તી ચંદ્રગુપ્ત | ૩૦ ચેલૈયો | ૫૦ મહારાણા પ્રતાપ |
| ૧૧ રાજા ભર્તૃહરી | ૩૧ મહાત્મા તુલસીદાસ | ૫૧ સિક્કીમનો સપૂત |
| ૧૨ સંત તુકારામ | ૩૨ ગોપીચંદ | ૫૨ દાનવીર જગડુ |
| ૧૩ ભક્ત સૂરદાસ | ૩૩ સતિ પદ્મિની | ૫૩ સિદ્ધરાજ જયસિંહ |
| ૧૪ નરસિંહ મહેતો | ૩૪ સ્વામી રામકૃષ્ણ પરમહંસ | ૫૪ જગતશેઠ |
| ૧૫ મીરાંબાઈ | ૩૫ સ્વામી વિવેકાનંદ | ૫૫ પંડિત મોતીલાલજી |
| ૧૬ શ્રી સહજાનંદ સ્વામી | ૩૬ સ્વામી રામતીર્થ | ૫૬ સર જગદીશચંદ્ર બોઝ |
| ૧૭ શ્રી દયાનંદ સરસ્વતી | ૩૭ શ્રીમદ્ રાજચંદ્ર | ૫૭ શ્રી અરવિંદ ઘોષ |
| ૧૮ લોકમાન્ય ટિળક | ૩૮ પંડિત મદનમોહન માલવીય | ૫૮ વીર વિઠ્ઠલભાઈ |
| ૧૯ મહાત્મા ગાંધી | ૩૯ સરદાર વલ્લભભાઇ | ૫૯ પ્રો.ધોન્ડો કેશવ કર્વે |
| ૨૦ શ્રી રવીન્દ્રનાથ ઠાકુર | ૪૦ શ્રીમતી સરોજિની નાયડુ | ૬૦ શ્રી એનીબેસન્ટ |

| સાતમી શ્રેણી | આઠમી શ્રેણી | નવમી શ્રેણી |
|---|---|---|
| ૨—૦—૦ | ૨—૦—૦ | ૨—૦—૦ |
| ૧૨૧ શ્રી ઋષભદેવ | ૧૪૧ ગુરુ દત્તાત્રય | ૧૬૧ શ્રી જ્ઞાનદેવ |
| ૧૨૨ ગોરક્ષનાથ | ૧૪૨ ઉદયન-વત્સરાજ | ૧૬૨ શ્રી સિદ્ધસેનદિવાકર |
| ૧૨૩ વીર કુણાલ | ૧૪૩ મહાત્મા આનંદઘન | ૧૬૩ ઉપા. યશોવિજયજી |
| ૧૨૪ અકબરશાહ | ૧૪૪ વસ્તુપાલ-તેજપાલ | ૧૬૪ વીર બાલાજી |
| ૧૨૫ મહામંત્રી મુંજાલ | ૧૪૫ સામળભટ્ટ | ૧૬૫ નાના ફડનવીસ |
| ૧૨૬ કવિ દયારામ | ૧૪૬ કવિ નર્મદ | ૧૬૬ શ્રીદ્વિજેન્દ્રલાલ રોય |
| ૧૨૭ જયકૃષ્ણ ઇંદ્રજી | ૧૪૭ વીર સાવરકર | ૧૬૭ રાજારામમોહનરાય |
| ૧૨૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ | ૧૪૮ જમશેદજી ટાટા | ૧૬૮ શ્રી અમૃતલાલ ઠક્કર |
| ૧૨૯ મહાવીરપ્રસાદદ્વિવેદી | ૧૪૯ કવિ કલાપી | ૧૬૯ પં. વિષ્ણુદિગંબર |
| ૧૩૦ મહાકવિ નાનાલાલ | ૧૫૦ પ્રો. સી. વી. રામન | ૧૭૦ શ્રીરામાનંદચેટરજી |
| ૧૩૧ પ્રો. રામમૂર્તિ | ૧૫૧ શાહસોદાગર જમાલ | ૧૭૧ ભગવાનલાલ ઇન્દ્રજી |
| ૧૩૨ અબ્દુલગફારખાન | ૧૫૨ શિલોંગ | ૧૭૨ શ્રી પ્રફુલચન્દ્ર રોય |
| ૧૩૩ સોરઠી સંતો | ૧૫૩ શ્રીમતી કસ્તુરબા | ૧૭૩ મૌ. અબુલ કલામ આઝાદ |
| ૧૩૪ નેપાલ | ૧૫૪ દાર્જીલીંગ | ૧૭૪ શ્રીરાજગોપાલાચારી |
| ૧૩૫ મહાબળેશ્વર | ૧૫૫ ઉટાકામંડ | ૧૭૫ પાવાગઢ |
| ૧૩૬ અમરનાથ | ૧૫૬ જગન્નાથપુરી | ૧૭૬ રામેશ્વર |
| ૧૩૭ બદ્રિકેદારનાથ | ૧૫૭ કાશી | ૧૭૭ તારંગા |
| ૧૩૮ કલકત્તા | ૧૫૮ જયપુર | ૧૭૮ મુંબઈ |
| ૧૩૯ પાટણ | ૧૫૯ હૈદ્રાબાદ | ૧૭૯ આગ્રા |
| ૧૪૦ અનુપમ ઇલુરા | ૧૬૦ કાવેરીના જળધોધ | ૧૮૦ અજંટાની ગુફાઓ |

## દશમી શ્રેણી [સચિત્ર] ૨—૦—૦

| | | |
|---|---|---|
| ૧૮૧ શ્રી એકનાથ | ૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ | ૧૯૫ શત્રુંજય |
| ૧૮૨ હજરત મહમ્મદ પયગમ્બર | ૧૮૯ સંતકવિ પઢિયાર | ૧૯૬ ગોમટેશ્વર |
| | ૧૯૦ ચિત્રકાર રવિવર્મા | |
| ૧૮૩ અશો જરથુસ્ત | ૧૯૧ શ્રી શરદબાબુ | ૧૯૭ અમદાવાદ |
| ૧૮૪ અહલ્યાબાઈ | ૧૯૨ સોરઠના બહારવટિયા | ૧૯૮ લખનૌ |
| ૧૮૫ ડૉ. અન્સારી | | ૧૯૯ વડોદરા |
| ૧૮૬ શ્રી રમેશચંદ્રદત્ત | ૧૯૩ મોતીભાઈ અમીન | |
| ૧૮૭ વિજયાલક્ષ્મી પંડિત | ૧૯૪ આબુ | ૨૦૦ ગીરનાં જંગલો |